નિજ મતને વલીં પરમત કેરા, આગમનો અભ્યાસ;
સુગુરૂ કૃપાથી ક્રમે કરીને, પૂરણ થયો પ્રયાસ. સુ. ૧૦

વૈયાકરણ રૂ કાવ્ય કોષ વ્રત, અલંકારને ન્યાય;
કિં બહુના પંચાગી માંહી, અપ્રતિહત ગતિ થાય. સુ. ૧૧

શ્રી સદ્‌ગુરૂના ઇંગિત જ્ઞાતા, વાણી અમૃત ધાર;
અધ્યાતમ રસ રસિયા તિમહિજ, અક્ષર સુંદરાકાર. સુ. ૧૨

ભાષા ગ્રંથ "સમકીત કૌમુદી" વિરચ્યો ભવ્ય નિમિત્ત;
કાવ્ય શ્લોક આદિ બહુ કવિતા, સુણતાં કર્ણ પવિત્ત. સુ. ૧૩

ગુરૂપદ આણું શિરપર ધરકર, વિચર્યા દેશ વિદેશ.
ભ્રમ તમ હરવા કારણ ભાનુ, દીપે અવર દિનેશ. સુ. ૧૪

વિનયી વિનયચંદજી સ્વામી, લક્ષ્મીચંદ સુકુમાલ;
ચઉપન્ને વર્ષે શુભવાસર, શિષ્ય થયા સમકાલ. સુ. ૧૫

ઓગણિસેંને પંચાવનમાં, દેશલપુર ગુરૂપાસ;
નિજ પરને પ્રકાશ કરંતા, સુખે રહ્યા ચઉમાસ. સુ. ૧૬

ચઉમાસાનંતર ભુજપુરમાં, પધારિયા મ્હોટા ભાગ્ય
પૂરવ અશુભ કર્મન ઉદયે, પ્રગટી વ્યથા અથાગ. સુ. ૧૭
રત્ન યત્ન જીમ શ્રીગુરૂ સંઘે, કીધા ઘણા ઉપાય;
( પણ ) શ્રેષ્ટ વસ્તુ નિકૃષ્ટ કાલમેં, નવિ ઠહરે એ ન્યાય. સુ. ૧૮
ભેદ જ્ઞાન બલ મુનિ દિલ નિર્મલ, પરમ સમાધિ ભાવ;
શ્રીવિજપાલજી સ્વામી આદિ, મુનિ દશ તિન પ્રસ્તાવ. સુ. ૧૯
વ્યથા દધિ આતમ રૂચિ નૌકા, સદ્‌ગુરૂ નિર્યામીક;
ક્ષપકને ભાવ સમાધિ વર્તે, તિહાં શી મરણની બીક ? સુ. ૨૦
પોષ શ્વેત છઠની રજની ગઈ, ઘટિકા ચાર પ્રમાણ;
તિણ અવસર અનુમાન પ્રમાણે, પો'તા અમર વિમાન. સુ. ૨૧
પ્રાતે સકલ નિયોગ સાચવ્યો, શ્રાવક જનકર શોગ;
એહ સ્વભાવિક એવા મુનિનો, લાગે વિષમ વિયોગ. સુ. ૨૨
ધન્ય ! કૃતારથ પુણ્ય કૃત્ય મુનિ, કીધું નિજ કલ્યાણ;
દુઃપમ કાલે આપ સંભાલે, બલિહારી તસુ જ્ઞાન. સુ. ૨૩
એમ ગુણી ! ગુણ અવલંબીને, ધરજ્યો નિજ ગુણ ચાય;
અતિ સંક્ષેપે ગુણિ ગુણ ગાયા, પ્રમોદ ભાવ પસાય. સુ. ૨૪
રત્નત્રયની જેહ એકયતા, તેહજ મુક્તિ માગ;
રત્ન મુનિ પદ મહિમા મહાતમે, તે પામો મ્હોટા ભાગ ? સુ. ૨૫

---

# પુષ્પાંજલિ.

અધ્યાત્મરસનિમગ્ન શુદ્ધ સ્યાદ્વાદશૈલિજ્ઞ

**શ્રીમદ્‌ગુરૂવર્ય ! શ્રી સૂર્યમલ્લજી સ્વામીઃ—**

આપના સહૃદય અમૂલ્ય વચનામૃતપાનથી હું આપનો આભારી છું. એજ આપની અસીમ કૃપા દૃષ્ટિવડે આપની પવિત્ર વાણીમાં તલ્લીન થઇને લોહચુંબકની પેરે મારો આત્મા આપના પ્રત્યે સ્વાભાવિક આકર્ષાય છે. આપના અત્યુત્તમ સુબોધપ્રદ વચનવર્ષણથી મારા શુષ્ક આત્મવૃક્ષને રસપૂરિત કરી અને સદ્‌બોધિબીજનું વપન કર્યું હતું તે કાલની પરિપક્વ દશાએ સંપ્રતિ અસમદીય આત્મવૃક્ષ નવપલ્લવિત થયો છે તે પણ આપ ગુરૂવર્યનીજ મહાન્ પ્રસાદી છે. તે આપશ્રીનાં પુનિત ચરણસરોજમાં સાદરતાએ મારા આત્માને શિષ્યભાવે સમર્પણ કરૂં છું. તે આપ જ્યાં પારલૌકિક (સ્વર્ગ ભૂમિ)માં બિરાજતા હો ત્યાં પૂર્ણ શુદ્ધ પ્રેમપુરઃસર સ્વીકારીને સદાનો આભારી કરશો એજ પુનઃ પુનઃ પ્રાર્થનાઃ—

ઓમ્ શાંતિઃ

ૐ

# समर्पण.

અષ્ટકોટી બૃહદ્પક્ષીય પૂજ્યપાદ (આચાર્ય) શાંતમૂર્તિ

**શ્રીમન્મહાત્મા શ્રીવિજયપાલજી સ્વામી.**

આપશ્રી જગતને પોતાની છાયા નાખી મૂર્છિત કરનાર મોહ-મદારીનો મદ મોડવા દીવ્ય સામર્થ્ય ધરાવો છો. આધિ વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપથી મુક્ત થઇ, આપના સમાગમનો લાભ લેનારા અનેક ભવ્યોને ત્રિવિધ પરિતાપથી બચાવો છો. અનાદિકાળના જન્મ મરણની દુર્નિવાર્ય જાળને તોડી નાંખવાનું સત્સાધન-સંયમ, આપનામાં પૂર્ણ રીતે પ્રકાશિત છે, આપ વયોવૃદ્ધ અને જુના જમાનાને માન આપનારા હોવા છતાં, નવીન કાળના કેટલાક ગ્રાહ્યગુણોની આવશ્યક્તા ધારી, પ્રાચીન અને નૂતન જૈન સાહિત્યનો પ્રજા સમક્ષ પ્રકાશ કરવા, અભિનવ ઉત્સાહને ધારણ કરો છો. આપની શાંત આકૃતિથકીજ પ્રાસ કરી, યોગ્ય જીવો આંતરિક આનંદ અનુભવે છે. કરૂણારસનો પ્રવાહ આપશ્રીના અંતરમાં અને બાહ્ય પણ અસ્ખલિતરીતે વહ્યાં કરે, એમ આપનુ ચારિત્રજ કહી આપે છે. આવા આપના દીવ્ય અને દેદીપ્યમાન ગુણોની સાથે આપનું નિર્મલ નામ, આ સમકિત કૌમુદી-સમ્યક્ત્વ પ્રકાશક ગ્રંથ સાથે જોડી અમે કૃતાર્થ-ભાગ્યશાળી થઇએ છીએ.

પ્રકાશક.

# પ્રસ્તાવના.

"काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्"

"કાવ્યશાસ્ત્રવિનોદથી, બુધજન અવસર જાય"

ગુર્જરગિરાની રસપૂરિત ભૂમિકાનો આકર્ષણીય અંત પ્રદેશ વર્ત્તમાન કાળે પ્રકાશિત થતો જાય છે. પ્રતિવર્ષે સંખ્યાબંધ પ્રાચીન અને અર્વાચીન વિદ્વન્માન્ય ગ્રંથો મુદ્રિત થઇ, સાહિત્ય પ્રેમી પુરૂષોના આનંદી અંતઃકરણને અધિક ઉત્તેજિત બનાવે છે, એટલુંજ નહિં પણ ઇતર-અન્ય સંખ્યાબંધ લોકોને પોતાના રમણીય પ્રદેશ તરફ આકર્ષે છે.

પ્રાચીન ગુર્જરી ગિરા અર્વાચીન-આધુનિક ગુર્જર વિદ્વાનોની લેખનશૈલીથી જો કે જુદી પડી જાય છે, તોપણ અત્યારે પુરાણી ગુર્જર ગિરા વધારે માનનીય થઇ પડી છે, તેનુ મુખ્ય કારણ એ હોવુ જોઇએ કે, પ્રાચીન ગુર્જર ભાષામા રાસ અને ગદ્યપદ્યાત્મક જે ગ્રંથો રચાયલા છે, તેઓમા આતર રસ ઓરજ રીતે રેડાયેલો છે અને તે સાથે પૂર્વકાલની દેશ સ્થિતિનો ઐતિહાસિક પૂરાવો મળી આવે છે કેટલાક સાદી ભાષામા લખાયેલા સરલ પુસ્તકો સિવાય ધાર્મિક અને આધ્યાત્મિક ઉચા પ્રકારના તત્વોથી છલકી રહેલા સંખ્યાબંધ ગ્રંથો અત્યારે ઉપલબ્ધ થઇ શકે છે દ્રવ્યાનુયોગ, કથાનુયોગ અને ચરણ કરણાનુયોગના વિષયથી ઢાળબંધ દેશીઓના રૂપમા એવી તો સંકલના કરવામા આવી છે કે, પાઠક અને શ્રોતાને તત્ત્વરસની સાથે સંગીતનો મધુર સ્વાદ પણ મળી શકે છે, તેથી હાલના વિદ્વજ્જનોને એટલું તો એક અવાજે કબૂલ કરવું પડશે કે, પ્રાચીન મહાત્માઓ રમ્ય અને રસપોષક લેખિનીથી જે ગ્રંથો લખી ગયા છે, તેમની સાથે

આધુનિક ભાષામાં લખાયેલાં પુસ્તકોની તુલના-સમાનતા કરવી એ પણ હીનત્વસૂચક છે

જગદુદ્ધાર માટે જીવન અર્પનારા આર્યયોગીશ્વરો ધાર્મિક અને આધ્યાત્મિક બળથી પૂર્ણ રીતે ગુર્જરભારતીનું પોષણ કરી ગયા છે અથવા તો તેનો પુનરૂદ્ધાર કરી, તેમાં દીવ્ય તેજનું સંક્રમણ કરી, નવું જીવન સ્થાપી ગયા છે. એટલા માટે પછી થયેલ ગુર્જર ભાષાના કવિઓ કે વિદ્વાનો, તે મહાત્માઓના પૂર્ણ રીતે આભારી છે, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથીજ.

આપણા જૈન ધર્મના દ્રવ્યાનુયોગ અને ધર્મકથાનુયોગના સંખ્યાબંધ ગ્રંથો મુદ્રિત થયા છે, જેમાંના કેટલાક ઉંચા પ્રકારની પ્રૌઢ અને લલિત ભાષાના રાસો પણ જૈન સમાજને સારી રીતે માન્ય થઈ પડ્યા છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવનો વિચાર કરી, સાદી અને સરલ ભાષામાં રચાયેલાં પુસ્તકો પણ જૈન પ્રજાના તથા એવાજ પ્રકારના યોગ્ય જીવોને ધર્મરસિક બનાવી સન્માર્ગ તરફ પ્રેરનારાં થઇ પડયાં છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એ ચાર પુરૂષાર્થની સાધનાનો ઉદ્દેશ દરેક રાસમાં કથાનુયોગદ્વારાએ સામાન્યતઃ જોવામાં આવે છે અને આજ કાલના માર્ગસન્મુખ થયેલા ભવ્યજીવોને તેથી અનુકૂળ અને યોગ્ય બોધ મળી શકે છે.

આ શ્રી સમકિત કૌમુદીરાસ પણ એવાજ ઉદ્દેશથી રચાયેલો છે. મૂલ સંસ્કૃત ગ્રંથના આધારે ત્રણ વિભાગ-ખંડમાં સડસઠ (૬૭) ઢાળોમાં આ રાસની સંકલના કરવામાં આવી છે. અષ્ટકોટી મોટી પક્ષ સંપ્રદાયના સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીનાનચંદજી સ્વામીના સુશિષ્ય સ્વર્ગસ્થ સ્વામી શ્રીસૂર્યમલ્લજી મહારાજે, સંવત્ ૧૯૫૫ ના ચાતુર્માસમાં કચ્છ દેશમાં આવેલા દેશલપુર ગામમાં ગુજરાતી પદ્યરૂપે આ ગ્રંથની રચના કરી છે, જેમનું ટુંક જીવનચરિત્ર મુનિશ્રી રત્નરાજજીએ કવિતારૂપે બનાવેલ છે, તે આ પુસ્તકની આપેલ-છાપેલ હોવાથી તે તરફ

લક્ષ્ય દોરવા વાચક વર્ગને ભલામણ કરીએ છીએ. રાસકર્તા છેવટની વંશાવલી ગુરૂપટ્ટાવલીની ઢાલ બનાવતાં અચાનક વ્યાધિગ્રસ્ત થવાથી અને ત્યારબાદ થોડાજ વખતમાં ભુજપુર ગામમાં સ્વર્ગસ્થ થવાથી પટ્ટાવલીની પૂર્ણાહુતિ–સમાપ્તિ તથા છેવટના કળશની રચના તેમના શિષ્યે કરી છે.

રાસની ભાષા પ્રૌઢ છે, પણ તેની કઠિનતા કિંચિત્ દૂર કરવા માટે દરેક પૃષ્ઠપર કઠણ શબ્દોના પર્યાયો આપવામાં આવ્યા છે, તેથી કેટલીક રીતે વાચક વર્ગને સુગમતા મળી શકે છે. ભાષાની પ્રૌઢતા અને ગંભીરતા ઉપરથી એટલું તો વિદ્વદ્વર્ગ અનુમાન કરી શકશે કે, રાસકર્તા મુનિ એક અચ્છા અને અસાધારણ વિદ્વાન્ હતા અને ગિર્વાણ ભાષાના પણ તેઓ સારા જાણકાર હતા, એમ તેમની ચકમકતી કૃતિજ પૂરાવો આપે છે. આવા વિદ્વાન્ મુનિ જૈન સાહિત્યમાં વધારો કરી, જન સમાજ પર કેટલો ઉપકાર કરી શકે છે તે સહજ સમજી શકાય તેમ છે.

'સમકિત કૌમુદી' ગ્રંથનું નામ રાખવામાં આવ્યું છે, તે યથાર્થજ છે. સમકિત–સમ્યકત્વ જે આત્માનો વિશેષ ગુણ, તેને પ્રકાશિત કરવામાં આ પુસ્તક કૌમુદી-ચાંદનીની ગરજ સારે તેમ છે-અર્થાત્ સમકિતને દીપાવે છે. જોકે મુખ્યત્વે કથાનુયોગનું અવલંબન કરવામાં આવ્યું છે, છતાં તેમાં શ્રોતા કે વાચકને લેશમાત્ર પણ કંટાળો આવે, એવા વર્ણન કે વિષયનું ગ્રથન કરવામાંજ નથી આવ્યું. કદાચ ભાષાની પ્રૌઢતા માટે ગુરૂગમની કે શબ્દકોશની અપેક્ષા સામાન્ય ભાષા જાણકારને રહેવા સંભવ છે, પરંતુ એટલું તો અમે ખાત્રીથી કહીએ છીએ કે, એક પછી એક સંબંધાનુસાર કથાની રચના અને તે પણ રસિકતાયુક્ત કરવામાં આવેલ હોવાથી વાચક કે શ્રોતાને ક્વચિત્ શબ્દાર્થ ન સમજાય, તો પણ કથાના અનુસંધાનથી તેનો ભાવાર્થ સામાન્ય રીતે સમજી શકાય તેમ હોવાથી, ચમત્કારી અને સુબોધક વાર્તાઓની રસિકતાથી,

કોઇ અગત્યના કામ પ્રસંગે પણ વાચકને વિષય-સંબંધ અધુરો મૂકવો અણુગમતો થઇ પડે છે. વ્યાવહારિક જ્ઞાનના રમુજી દાખલા શ્રોતાઓને સદાકાળ યાદ રહી શકે તેવા છે, તેની સાથે ગુર્જર ભાષાજ્ઞાનનો વધારો-વધારે શબ્દજ્ઞાન અવશ્ય થાય છે. પ્રાસંગિક વિષયને લગતા કેટલાક શ્લોકો ઉમેરવામાં આવ્યા છે, તેથી સંસ્કૃતભાષાજ્ઞ વાચકને અધિક આનંદ ઉપજે છે. જે રસપૂર્ણ કથાઓ આપવામાં આવી છે, તેનો અહીં ઉલ્લેખ કરી, કથાની રસિકતામાં હીનતા કરવી અમે ઉચિત ધારતા નથી, તથાપિ યત્કિંચિત્ વાચક ગણુને માહેતી દેવી તે અમારૂં કર્તવ્ય છે તેથી બે બોલ કહેવા અત્રે યોગ્ય ગણાશે. જો કે આ રાસ મુખ્યપણે સઘલો ચારિત્રાધારે લખવામાં આવેલ છે, છતાંએ જ્યાં જ્યાં જેવા જેવા ધાર્મિક આદિ વિષયો હતા ત્યાં ત્યાં શ્રીમાન્ કર્ત્તા કવીશ્વરે તે તે વિષયો પોતાની વિદ્વત્તાથી વિસ્તાર વડે વિવરી નીતિ સહ અચ્છો ધર્મસુબોધ પ્રબોધેલ છે અને તેણે કરી પોતાની ખરી વિદ્વત્તા જાહેર કરેલ છે. તેમાંના થોડાક નમુના આપણે દાખલા તરીકે તપાસીએ. જેમકે દાનાધિકાર ઉપર બીજા ખંડમાં ૩૭ મી ઢાલથી કેટલીક ઢાલોમાં એ વિષય ખુદ ભેદોપભેદોવડે વિસ્તારથી વિવરી દાન વિષયને યોગ્ય-લાયક ઇન્સાફ આપેલ છે. એમ દરેક વિષયો દરેક સ્થલે એવી રીતે યુક્તિ પ્રયુક્તિ પુરઃસર સ્વ વિદ્વતાવડે નીતિ અને ધર્મપૂર્વક અચ્છા ચર્ચેલ છે કે તે મૂલ ચરિત્ર તપાસતાં સહુને ખ્યાલમાં આવે તેમ છે, તેમજ રાસના યોજક પંડિત મહાપુરૂષ અનુભવ-અધ્યાત્મ વિદ્યાના પણ પૂર્ણ માહેતગાર હોવા જોઇએ એ તેઓશ્રીની કૃતિ ઉપરથી અનેક સ્થલે પ્રતિત થાય છે. તેઓશ્રી બીજા ખંડના પ્રારભમાંજ થોડા દુહા મુકે છે કેઃ-

આગમ અણુ ભણીએ કિશું ?, ભણીએ કિશું ? વિશેષ;
એકણુ પદ જાણ્યા વિનાં, ન ગઇ મમતા રેશ. ૧

'સંશય વલિ વિપર્યયો, અનધ્યવસાય એ દોષ;
વિરહિત શ્રુત ચિત્તાત્મકો, ભાવ જ્ઞાનનો પોષ. ૨

ભાવ જ્ઞાન સમકિત કહ્યો, સમકિત તેહિજ ભાવ,
જાણી ભવિપ્રાણી કરો, સમકિત ચિત્ત જમાવ. ૩

તેમજ પ્રથમ ખંડ તથા તૃતીય ખંડ માંડતાં પણ એવાજ દુહા ઘણા છે અને અન્ય પણ સ્થલે સ્થલે રાસમા કેટલાક છે કે જે વિવરી લખતા અત્ર ઘણું લંબાણુ થઈ જાય તેથી માત્ર સૂચના કરી છે. ઉપરોક્ત દુહાઓમાં એટલું બધું ગૂઢ રહસ્ય સમાવી દીધું છે કે જે એ વિદ્યાના ખરા જાણ પુરૂષો માટે થોડું નથી, પણ વિજ્ઞ પુરૂષોનેજ એ લક્ષમા આવશે, તેમજ તેઓશ્રીની કૃતિમા પૂર્ણરસ, અલંકારની છટા, કાવ્યધ્વનિ તથા કાવ્યચમત્કૃતિ અને સઘલી એ કથાઓમાથી ઝરતો સુબોધનીતિપ્રદ બોધ કે જે માર્ગચ્યુ જનોને સુમાર્ગે ચડાવ્યા સિવાય નહીજ રહે. આ વિગેરે રાસની સઘળી ખુબીઓ વિદ્વદ્ વર્ગથી છાની નહિજ રહે એવી અમને પૂર્ણ ખાત્રી છે. છેવટમા અમારે સશોક કહેવું પડે છે કે આ રાસના યોજક કવિકોવિદ મહારાજશ્રી સૂર્યમલજી સ્વામીએ લાંબુ આયુષ્ય ભોગવ્યું હત તો જૈન વર્ગ ઉપર બીજા પણ ઉપકારો કરવા ચુકત નહિંજ, પરતુ કાલની ગતિ અતિ ગહન છે, ખરેખર જૈન વર્ગે એક રત્ન ગુમાવ્યું છે. એ મહાત્માના દિવ્ય ગુણોથી તેમના સ્વર્ગવાસને લઈને અમને પણ બહુ લાગી આવે છે. તેમના આત્માને શાન્તિ મળો એટલુ કહી અંતમમાં વાચક વર્ગને એટલીજ સુવર્ણ સૂચના બસ થશે કે, તેમણે આ રસિકપ્રિય પુસ્તકની રસિકતાનો આસ્વાદ અનુભવી પૂર્ણ કરવા ચુકવું નહિ. આ પ્રસંગે અમો વધારે લખાણથી લખી વાચકગણને કંટાળો નથી આપતા.

સાથે એટલુ પણ કહેવાની અમે તક લઇએ છીએ કે, આ રાસનું પ્રેસ-કોપી પૂજ્ય મુનિશ્રી દેવચંદ્રજી સ્વામી તરફથી અમને મળેલ છે, જેઓ હાલ કચ્છના કંઠણ પ્રદેશમા વિચરી ભવ્યજીવોને અનેક રીતે લાભ આપે છે, તેમનો આ સ્થલે અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ

પ્રાચીન અને અર્વાચીન ગુર્જરગિરાને પ્રકાશમા લાવી, સાહિત્યસેવા બજાવવા જે પ્રયાસ કરીએ છીએ, તેમાં અમારા સ્નેહી ધર્મબંધુઓનોજ અધિકત્તર આભાર માનવો ઘટે છે. આશા છે કે, આ અમારા પુસ્તક પ્રસિદ્ધિના સાહસને સ્નેહ નજરથી ટેકો આપી, અમારા ઉત્સાહ બળને ઉત્તેજિત કરી તેઓ અમને પૂર્ણ આભારી કરશે.

शिवमस्तु सर्वजगतः परहितनिरता भवतु भूतगणाः ।
दोषाः प्रयांतु नाश सर्वत्र सुखी भवतु लोकाः ॥१॥

પાયધુની ન ૫૬૬
શ્રાવણ
શુકલ-દ્વિતીયા.

મેઘજી હીરજી એન્ડ કું॰
પ્રકાશક.



# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | યથાજ્ઞાન | યથાખ્યાત |
| ૫ | ૨૦ | મત્સાર | મત્સર |
| ૬ | ૨ | ગિરિગ-છે | ગિરિગચ્છે |
| ૬ | ૧૩ | વી ાજત | વીજિત |
| ૬ | ૨૨ | ાનશુણે | નિશુણે |
| ૭ | ૧૪ | ભાષ | વાણી |
| ૧૦ | ૨૩ | સદ્દશ | સદ્દશ |
| ૧૪ | ૧૩ | મહુતાડ બર | મહુતાડ બરે |
| ૨૩ | ૪ | વાધિયો | વધિયો |
| ૨૩ | ૯ | ધાજમે | ધીજમે |
| ૨૩ | ૧૦ | ાચંતે | ચિંતે |
| ૨૫ | ૧૭ | મણિક | માણિક |
| ૨૮ | ૨૩ | તુમ તુમ | તુમ |
| ૨૯ | ૧ | સુ દરા | સુંદર |
| ૩૧ | ૧૦ | બયણુ | વયણુ |
| ૩૧ | ૧૭ | વિણુવુ | વિણુહું |
| ૩૧ | ૧૯ | સિદ્ધ | સિઠ્ઠ |
| ૩૧ | ૨૦ | વિનટ્ટ | વિનઠ્ઠ |
| ૩૨ | ૨૪ | જી કહે | જીહો કહે |
| ૩૩ | ૮ | લાધા | લાલા |
| ૩૫ | ૧૯ | મહાનટ | મહાભટ |
| ૩૮ | ૧ | શાતિ | સહિ શાતિ |
| ૩૯ | ૧ | મૌન | મૌન ધરી |
| ૪૦ | ૧૬ | તાવ કહે પરમુખ | મ ત્રિ પ્રમુખ પણુ |
| ૪૧ | ૪ | એક | એહ |
| ૪૧ | ૧૯ | આય | આયા |
| ૪૬ | ૩ | ખલ | ખલ્સ્ય |
| ૪૮ | ૨૦ | દારયો | દરિયો |
| ૪૮ | ૨૧ | છાયો | ઠાયો |

| પૃષ્ઠ | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૭ | વિસિષ્ટ | વિશિષ્ટ |
| ૫૦ | ૨૪ | ઇહનો | એહનો |
| ૫૧ | ૧૦ | મહારાજ | મહાજન |
| ૫૩ | ૨૨ | કહો | કરો |
| ૫૫ | ૧૪ | આપાયા | આયા |
| ૫૫ | ૧૫ | રહ્યો | રહ્યાં |
| ૬૦ | ૫ | કર | કરણ |
| ૬૧ | ૫ | પ્રભુ પ્યારા | પ્રભુ મુઝ પ્યારા |
| ૬૨ | ૧૬ | ભણેરે | ભણો રે |
| ૬૩ | ૪ | મહાનસા | મહાનસ |
| ૬૬ | ૧૩ | શરર | શરીર |
| ૬૭ | ૧૦ | કરૂણાજક | કરૂણાજનક |
| ૬૮ | ૫ | પરિણામ | પરિણામે |
| ૬૮ | ૫ | સુધમ | સુધર્મે |
| ૬૮ | ૭ | પારસ પ્રતાપ | પારસ પ્રગટ પ્રતાપ |
| ૭૨ | ૧૬ | દેવ | દઈ |
| ૭૩ | ૨૦ | ધરવુ | ચરણ |
| ૭૫ | ૨૫ | ત્રપભદાસ | વૃષભદત્ત |
| ૭૬ | ૧૦ | જિનદાતા | જિનદત્તા |
| ૭૮ | ૧૨ | સપત્ની | સપત્ની પતિ |
| ૮૨ | ૬ | મોતકો | મોટકો |
| ૮૪ | ૨ | બહુ | તુમ |
| ૮૫ | ૧ | મહૂર્તે | મુહૂર્તે |
| ૮૫ | ૧ | વવા | વલી |
| ૮૬ | ૧૯ | કીધોજી | કીધજી |
| ૮૯ | ૯ | ત્રપભદાસજી | વૃષભદત્તજી |
| ૮૯ | ૧૩ | ત્રટક | ત્રુટક |
| ૮૯ | ૧૮ | વૈ ગ્ય | વૈરાગ્ય |
| ૭૭ | ૨૨ | અર્ન | અંતે |
| ૯૫ | ૨૬ | રવ | રવિ |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૭ | ૮ | રૂંજ્યો પર્ત | રંજ્યો પૂર્ત |
| ૯૭ | ૧૨ | ક્યામા | સોમા |
| ૯૮ | ૩ | વહુ ત્યાં કહ્યુ | વહુ ત્યા કહે |
| ૯૯ | ૧૩ | ફુત્કારજ્જરે | પુત્કારજ્જરે |
| ૯૯ | ૧૬ | દેખો | દેખ્યો |
| ૯૯ | ૨૧ | દીઠો | વિશિઠો |
| ૧૦૦ | ૬ | તાહરા | તાહરી |
| ૧૦૨ | ૧૩ | નવાવધ | નવવિધ |
| ૧૦૩ | ૮ | કહા | કહો |
| ૧૦૬ | ૧૫ | વાનાં | વાનાં |
| ૧૧૪ | ૨૨ | નીરગામી | નીચગામી |
| ૧૧૫ | ૨૭ | વશ | યશ |
| ૧૧૯ | ૮ | કોપવત | કોપવંત |
| ૧૧૯ | ૧૮ | ઓધ | ચોધ |
| ૧૧૯ | ૨૪ | યમધર | યમધર |
| ૧૨૧ | ૩ | દિઉં | દિઓ |
| ૧૨૧ | ૪ | મથાઉ | મથાઓ |
| ૧૨૩ | ૧૧ | જિમા | જિમ |
| ૧૨૪ | ૭ | સ ભાળ્યો | સંભાળ્યો |
| ૧૨૫ | ૨૧ | તહા | તિહાં |
| ૧૨૫ | ૨૪ | જઈ | જઇ તમે |
| ૧૨૭ | ૧૦ | ાવણ | વિણ |
| ૧૨૯ | ૯ | સ્વામિને | સ્વામિની |
| ૧૨૯ | ૧૯ | કહે વે ? | કહે હવે ? |
| ૧૩૨ | ૭ | મન | ગત |
| ૧૩૮ | ૨ | જીવતર | જીવે |
| ૧૩૮ | ૮ | ઉઠિ | કર્યા |
| ૧૩૮ | ૨૧ | નિપાર્વ | અગર્વ |
| ૧૪૦ | ૧૯ | એરેગા | અતિરેગા |
| ૧૪૧ | ૯ | દંપતિ અતિય | દપતિ ચિત અનુસરે અતિ |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૧ | ૧૭ | હિતે રેલો | હિતે સદા રેલો |
| ૧૪૧ | ૨૨ | હાથ | હાથે |
| ૧૪૪ | ૧૪ | સારશે | સરશે |
| ૧૪૬ | ૧ | કહિ | કરી |
| ૧૪૬ | ૮ | સુગણો | સુઠાણો |
| ૧૪૮ | ૧૪ | નામરેજી | નામ છેજી |
| ૧૫૧ | ૧૨ | ચાલણુા | ચાલણી |
| ૧૫૨ | ૨ | રૂડુ | રૂજુ |
| ૧૫૨ | ૨૨ | તણે | તણો |
| ૧૫૨ | ૨૩ | સહિત પતિ | સરિતપતિ |
| ૧૫૭ | ૧૬ | દૂસરારે | દૂસરો રે |
| ૧૬૦ | ૨૦ | અવ | હવે |
| ૧૬૧ | ૧૨ | સસુદ્ર | સમુદ્ર |
| ૧૬૭ | ૧૩ | સુંદર | સુદંડ |
| ૧૭૧ | ૯ | કયરા મલ | કપડો મલ |
| ૧૭૧ | ૨૦ | રૂહે | રૂડે |
| ૧૭૮ | ૫ | ગુણ લતા | કુંડલ લતા |
| ૧૭૮ | ૧૦ | અભલ | અભૂલ |
| ૧૭૯ | ૧૯ | અનપ | અનૂપ |
| ૧૮૦ | ૧૧ | ધર્મગુર | ધર્મગુરૂ |
| ૧૮૧ | ૫ | વિવિક્ષણુ | વિચિક્ષણુ |
| ૧૮૧ | ૬ | પાણી | પામી |
| ૧૮૪ | ૧૦ | કારણે | કરણે |
| ૧૮૫ | ૧ | શિષ્ય | પ્રશિષ્ય |
| ૧૮૬ | ૯ | કાંવિ વિચમાં ભુજપુર ગ્રામે, અશાડિ પુનમે પૂરણકૃતમ્. | મદ, રસ, ને નિધિ ચંદ્ર વરસે, અષાઢ અંતે પૂરણકૃતં, |



श्री वीतरागाय नमः

श्रीमद् श्री ज्ञानरविसद्गुरुभ्यो नमो नमः

# अथ समकित कौमुदीरास प्रारभ्यते.

### દોહા.

વીતરાગ સર્વજ્ઞને, વિધિ પૂજિત ત્રિદિવેશ[1];
યથાજ્ઞાન વસ્તુ કથક, શક્તિ અચિંતિત ઈશ. ૧
ત્રૈશલેય[2] ત્રિભુવનપતિ, મૃગપતિ અંકિત દેહ;
લાંચ્છન સહિત રહિત કર્યો, ભવ[3]પાથોધિ છેહ. ૨
નત્વા વલિ ગુરૂચરણને, ચરણ કરણ ગુણ ગેહ;
સ્યાદવાદ શ્રદ્ધાનયુત, ગત ભવ વાસન તેહ. ૩
કવિ વક્તા વરદાયિની, સ્વામિની સરસ્વતી માત;
અજ્ઞ થકી જ્ઞાની કરે, કાઢે મલ મિથ્યાત. ૪
અભિવંદન ભાવેં કરી, કરૂં કૃતિ સુજગીશ;
હાસ્ય યોગ્ય છું વિબુધને, જે મહા કવિ અધીશ. ૫
ગ્રખ ગુણ ભાજન વ્રત તઈ, મૂલ સમો સમ્યકત્વ;
પ્રતિષ્ઠાન[4] અપવર્ગનો, સર્વ તંત્રનો[5] તત્ત્વ. ૬
સદસન્નિત્યાનિત્યને, વાચ્યાવાચ્ય પ્રશસ્ત;
ઈત્યાદિક યુક્તિ તણો, ધારક તેહ સમસ્ત. ૭
કોટી વર્ષ તપેન કિં? જો નહિ સમકિત ચિત્ત;
તેહ છતેહિ તપેન કિં? જો સમકિત પવિત્ત. ૮

---

૧ દેવતાઓના રાજા-ઈંદ્ર. ૨ ત્રિશલા રાણીના પુત્ર. ૩ ભવ સમુદ્ર. ૪ આધાર. ૫ શાસ્ત્ર.

અજ્ઞાની નવિ મેલવે, જે બહુ વાસ પ્રયાસ;
લાલ તેહ જ્ઞાની લહે, એકણ શ્વાસોશ્વાસ. ૯
[૧]નાભિપત્નીં નાભેય[૨] ભૂ, શ્રીશ્રેણીક શ્રીકૃષ્ણ;
સુલસાદિક ભવ જલ તર્યા, મહિમા તેનો કૃત્સ્ન.[૩] ૧૦
તે સમકિત નિકષા પતિ[૪], કૌમુદીપર્વ સમાન,
સમકિત દૃઢતા કારિણી, સમ મણિ નિધિ ભૂ જાન. ૧૧
સમકિત કૌમુદીની કથા, સરસ રચું ચિત ચુંપ;
વક્તા શ્રોતા સરસ જો, તો રસ અકથ અનૂપ. ૧૨

## ઢાલ ૧ લી—દેશી લલનાની.

"દાન કહે જગ હું વડો—એ દેશી."

જાંબૂનદ વૃક્ષે કરી, જંબૂદ્વીપ કહંત—લલના,
લક્ષાવધિ યોજન તણો, વૃત્તાકાર મહંત. લલના. ૧
સમકિત ચિત્ત ધરો પ્રાણિયા, શિવ સુખ પાદપમૂલ[૫]. લ.
સહજાનંદ સ્થાનક ભલું, વ્રત મંદિર ગિરિ ચૂલ. લ. સ. ૨
ખટ સંખ્યા કુલ ગિરિ કહ્યા, વ્રત વૈતાઢ્ય તે ચાર. લ.
ચઉતીસ દીર્ઘ વૈતાઢ્ય છે, ચિત્ર જમગ યુગ સાર. લ. સ. ૩
વેરચઉ ગજદંતા ગિરિ, [૬]વક્ષસ્કાર છે સોલ; લ.
દો શત કંચન [૭]મહીધરા, [૮]સુરગિરિ મધ્ય અમોલ. લ. સ. ૪
પર્વત દોશય સપ્તતિ, એગુણ જંબૂ મઝાર; લ.
વાસ ક્ષેત્ર સપ્ત મનુષ્યનાં, જંબૂ પન્નતિ વિસ્તાર. લ. સ. ૫
બારહ વાસ છે તેહમાં, ચઢિત ધનુષ્ય આકાર; લ.
મધ્ય રજત[૯] ગિરિ રાજતો, અતિ સુંદર સુખકાર. લ. સ. ૬
દક્ષિણ દિશિ એ દીપતો, મગધાભિધ વર દેશ; લ.
ગ્રામ કરે દ્રોણપુર વરા, દુર્ગ અનેક નિવેશ[૧૦]. લ. સ. ૭

૧ મરુદેવી. ૨ ભરત મહારાજા. ૩ સંપૂર્ણ. ૪ ચંદ્ર? ૫ વૃક્ષ–ઝાડ. ૬ વખારા પર્વત. ૭ પર્વત. ૮ મેરૂ. ૯ રૂપાનો પર્વત–હિમાલય. ૧૦ નિવેશ–લસ્કરની છાવણીઓ, તંબુ–ઈ.

વન વાપી આરામથી, રમણીય જૈન વિહાર; લ.
સર સુપયો[1] ભૃત શોભતાં, પાલિ કલિત મનોહાર. લ. સ. ૮
માગધ મહી સુહલંકૃતી, મનુ કુંડલ અનુહાર; લ.
અતિ સુંદરવર મેખલા, [2]પ્રોત્તુંગ ગિરિ વૈભાર. લ. સ. ૯
તટ [3]ઉપવિષ્ટ [4]મરાલના, શબ્દ સહિત વહે યત્ર; લ૦
નિર્ઝર ઓઘ ગિરીંદ્રના, પદ નૂપુર સમ તત્ર. લ. સ. ૧૦
મહી મહિલા તે દેશની, પ્રસવે વિવિધ રતન્ન; લ.
રત્નગર્ભા તેહથી કહે, અધુના પણ સેહુ જન્ન. લ. સ. ૧૧
તેહની નાભી ભૂત જે, ગજ [5]વાજી રાજી[6] સઘટ્ટ. લ.
સંકીર્ણિત રાજમાર્ગ છે, વર્જિત સેકલ સંકટ્ટ. લ. સ. ૧૨
પૂત[7] પદાંબુજ[8] રેણુએ, જિનવરની અદ્‌ભૂત; લ.
પુરવર સુરપુર સમ તિહાં, રાજગૃહ રિદ્ધિ યુત્ત. લ. સ. ૧૩
પોતોત્તર વાડવંદર્ત્ત વાસા, કમલાકર મધ્ય અલબ્ધ; સ.
રત્નાકર સમ લોક વસે ઘન, ઉપકારક નિત્ય લબ્ધ લ. સ. ૧૪
સરસિ પ્રસિદ્ધા જલાશયા, અહીં [9]દ્વી રસના જલ્પ; લ.
ખલ ઉક્તિ તૈલિક ઘરે, ચમકી નાશ અનલ્પ. લ. સ. ૧૫
નહિ નગરીનાં મનુષ્યમાં, દાનના વ્યસની જેહ; લ.
લોભી યશ લેવા ઘણા, પરધને પંગુલ દેહ. લ. સ. ૧૬
પરસ્ત્રી નિરખણ આંધલા, ભીરૂ કરવા પાપ; લ.
મૂંગા અવગુણ ભાખવે, બંધન ધમ્મિલે [10]વ્યાપ. લ. સ. ૧૭
દંડ છત્ર દેવલ વિષે, સોગઠી શબ્દ છે માર; લ.
ખડગે નિર્દયતા વસે, એહવો પુર તે સાર. લ. સ. ૧૮
ગઢ મઠ મંદિર માલિયા, કોરણી સહિત અનૂપ; લ.
મનુષ્ય નહીં તિહાં કો રૂણી[11], હવે સુણો તત્ર કુણ ભૂપ. લ.સ. ૧૯

૧ પાણીથી ભરેલાં—તળાવ ૨ ઉંચો. ૩ બેઠેલા. ૪ હંસ. ૫ ઘોડા. ૬ પંક્તિ. ૭ પવિત્ર. ૮ ચરણકમળ. ૯ બે જીભવાળો સાપ, અર્થાત્ તે શહેરમાં કોઇ બે જીભ વાળો—બોલીને ફરી જાય તેવો માણસ નથી. બે જીભ માત્ર સર્પનેજ છે. ૧૦ સ્ત્રીનો ચોટલો. ૧૧ કરજદાર.

[1]શુક્લીકૃત યશ ભર થકી, દશ દિશિ વિશ્વ સમસ્ત; લ.
જન શ્રેણી હિતકર સદા, કીર્તિ કદી નવિ અસ્ત. લ. સ. ૨૦
લાવણ્ય જલનેં પીવતી, નેત્ર પુટેન સદૈવ; લ.
પામી દેવાંગના રાગથી, અનિમિષતાએ ભેવ. લ. સ. ૨૧
સંગ્રામે જય મેલવ્યો, શત્રુ નમાવ્યા જેણુ; લ.
દૃઢ સમકિત ગુણ ધારકો, વરણવ્યો જાએ કેણ ? લ. સ. ૨૨
આજ્ઞા વીર જિણંદની, ધારે જિમ ગલે હાર; લ.
શ્રેણિક નૃપ લોકીકના, લોકોત્તર ગુણધાર. લ. સ. ૨૩
ન્યાય થકી પાલે પ્રજા, પૂરવ પુન્ય વિશાલ; લ.
જ્ઞાન[2] રવી ગુરૂ સેવતાં, પભણી પહેલી ઢાલ. લ. સ. ૨૪

દોહા.

પટ મહિષી પાર્થિવ તણી, દેવી ચેલણા નામ;
ચેટક નૃપની પુત્રિકા, કલાકુશલ ગુણધામ. ૧
જંગમ ગૃહનીતિ સમી, ભૂમિપતિને ઇષ્ટ;
સર્વ અંગ સંપૂર્ણતા, ગુણે ઘણીજ ગરીષ્ટ. ૨
લાવણ્ય રૂપ સુધા નિધિ, કૃત જિનરાજ પ્રશંસ;
કામરાજની જાણિયેં, રાજધાની અવતંસ ! ૩
સીમેંત [3]દંડ વિરાજતો, ગુરૂ રૂજુ ચામર શોભ;
સમકિત રતને ભૂષિતા, નવિ પામે મન ક્ષોભ. ૪
ગુરૂ ભક્તિ શુક્તિ ધરે, જૈન સિદ્ધાંતાસક્તિ;
અર્થ વિચારની કારિકા, સાધર્મિક પ્રતિપત્તિ[4]. ૫
દંપતિ એક મતિ પણે, ધારે ધર્મ સુકર્મ;
સર્વ ગુણે ઉપમેયતા, પામિ પુરંધ્રી પર્મ. ૬

૧ ધોળું કરાયેલ. ૨ જ્ઞાન એટલે જ્ઞાનચંદજી સ્વામી અને રવિ એટલે સૂર્યમલજી સ્વામી આ ગ્રંથના કર્તા છે તે પોતે. આ આખા રાસમાં એવી ખુબી રાખી છે કે સ્વગુરૂના નામ સહિત પોતાનું નામ નાખેલ છે. આ રીત બીજા કોઇ રાસોમાં દેખાતી નથી. ૩ વાળ ઓળનાં વચે સેંથો પાડવામાં આવે છે ? ૪ માનસન્માન.

ઢાલ ૨ જી.

"મારા સાહિબ હો શ્રી શીતલ નાથકે" એ દેશી.

મગધેશને હો છે પરમ પ્રવીણ કે, જ્યેષ્ટ પુત્ર પરધાનની;
પદવીનો હો ધારક ચઉ વિધિકે, બુદ્ધિનિધિ મતિ દાનની. ૧
દ્વિક[1]શપ્તતિ હો કલા કુશલ સમથકે, મહા મતિમંત મનોહરૂ;
બહુ રસિયો હો કરવા ઉપકારકે, આશ્રિત તાપ હરણ તરૂ. ૨
સુરગુરૂ[2] પણ હો બુદ્ધિ શામ્યતા હેતકે, શાલા ભમે ભાર્ગવ[3] તણી;
વક્ષ વિસ્રત હો જશ ત્રિભુવન નાથકે, સપરિચ્છદ વસવા ભણી. ૩
ગંભીરતા હો હરિ સમુદ્રની લીધકે, તે રહ્યો ક્ષાર જલે ભર્યો.
આકર્ષે હો કવિ ગુણ જલ નિત્ય કે, હૃદયકૂપ કદી નવી તર્યો. ૪
ત્રણ રત્નથી હો અલંકૃત ચિત્ત જાસકે, ત્રિવલી કલિત મધ્ય જેહનો;
દેવગણ પણ હો જિન ધર્મથી તાસકે, ન કરે ચલિત મન તેહનો. ૫
ગુણ ગણના હો અગણિત આધારકે, નિર્ભય અભય કુંવર ભલો;
શ્રી શ્રેણિક હો નરવર રૂદ્ધિ રાજકે, વિલસે દ્યુપતિ[4] જિમ કુલ તિલો.૬
આસ્થાને[5] હો નૃપ ચિન્હ સમેત કે, સામંત મંડલ પરિવર્યો;
બેઠો જિમ હો ઉદયાચલ સૂર્ય કે, ઉજ્વલ છત્ર શિરે ધર્યો. ૭
ગુણશીલવન હો તેહનો પ્રતિપાલ કે, રાજ્ય સભાયે અન્યદા;
આવી નમિયો હો સ્તવિયો ભૂમીશકે, કહે સુણો ઇક અચરિજ મુદા.૮
ઉદ્દેશી હો કોઈ કાર્ય હું આજ કે, પુર પરિસર ગયો જેહવે;
આ જન્મથી હો ધરે મત્શર[6] ભાવકે, જંતુ જાતિ પણ તેહવે. ૯
અશ્વ મહિષને હો ઉંદર માંઝાર કે, સર્પ નકુલ મૃગ મૃગપતિ;
છોડી વૈરને હો રમે તેહ એકત્ર કે, મુજ અચરિજ ઉપજ્યો અતિ.૧૦
મુજ મનમાં હો થયો અતિહિં પ્રમોદકે, નભ[7]સ્વત સુરભી વાઇયા
ષટ ઋતુના હો ફૂલ્યા ફલ ફૂલ કે, ભ્રમર ગુંજારવે ગાઇયા. ૧૧
તાપ વિરહિત હો તપે દિનકર કિરણ કે, અજવાલું ગગને થયું;
જય જયરવ હો ધ્વનિ અતિ ઉદ્દામકે, દેખી ચકિત મુજ મન ભયું.૧૨

---

૧ બહોતેર—૭૨ ૨ બૃહસ્પતિ. ૩ શુક્રાચાર્ય-અસુરગુરૂ. ૪ સૂર્ય. ૫ સભામાં સિંહાસને. ૬ દ્વૈષ, વેર. ૭ પવન.

ચિત ચિંત્યું હો એહ શું કહિવાય કે ? એહનું કારણ શુંઅ છી?
એમ ચિંતી હો આગલ જોઉ જામ કે, વિપુલ વૈભાર ગિરિંગ છે.૧૩
નગ[1] ઉપરિ હો દેખ્યા જિનરાજ કે, મહાવીર પરમાતમા;
મિલ્યા તિહાકણે હો સુર અસુર સમૂહકે, પૂજે ભકતેં મહાતમા.૧૪
શ્વેતાંબર હો બહુ મુનિ પરિવૃત્તકે, સમવસરણ વિરચે સુરા;
રજત કનકને હો રયણાતણા [2]વપ્રકે, કનકરયણ મણિમય વરા.૧૫
કપિ [3]શીર્ષક હો શોભે અદ્દભૂત કે, કેતૂ પતાકા સોહતી;
તોરણ [4]તતિ હો તિહાં વિચિત્ર પ્રકાર કે,શોભા જન મન મોહતી.૧૬
બારસગુણા હો અતિ ઉત્તંગ અશોક કે, જિનવર શિર છાયા કરે;
ધર્મ ધોરીનું હો ધર્મચક્ર આકાશ કે, દશદિશિના તમને હરે. ૧૭
દેવ દુંદભી હો ગાજે ગંભીર કે, ઇંદ્રધ્વજ વર શોભતો;
એક સહસને હો અઠધ્વજ લઘુ જાસકે, મિથ્યા મતને ક્ષોભતો.૧૮
બાર છત્રને હો ચામર ચોવીશ કે, જોડિયે વીંજત તનુ સદા;
કનક કમલને હો ઉપર ઠવે પાય કે, દીઠે દુઃખ ન હુવે કદા. ૧૯
દિવ્ય વૈદુર્ય[5] હો આસને ઉપવિષ્ટ[6] કે, પદ્માસન પૂરી કરી;
ચઉ મુખથી હો ચઉ ધર્મ પ્રકાશ કે, કરતા ચઉ ગતિ નિસ્તરી.૨૦
દોય પાસે હો દો દેવતા સાર કે, વેણું વજાવે વિહાયસેં;
પ્રભુ વાણીને હો પૂરતા પરતક્ષ કે, વાજા અવર પણ ઉલ્હસે. ૨૧
માલ કૈશિક હો રાગેં ઉપદેશ કે, દે ભવજલ નાવા સમો;
રાગ રાગિણી હો મિશ્રિત તસ શબ્દ કે, ભવિજન ભાવ ઘણે નમો.૨૨
અર્ધ માગધી હો ભાષા ઉચ્ચાર કે, સર્વ ભાષા અનુગામિની;
બાર જાતીની હો પર્ષદ[7]એક તાન કે, દેશના નિશુણે સ્વામિની. ૨૩
તેહ દેખી હો તન મન ઉલ્લસિત્ત કે, પ્રણમી હું પાવન થયો;
મુજ મનથી હો કીધો નિરધાર કે, વૈર પરસ્પરથી ગયો. ૨૪
જંતુ જાતનો હો તેહનો એક હેતુ કે, પરમ પુરૂષ મહિમા થકી;
એમ દેખી હો ફલ ગ્રહી નિજ હાથ કે, આવી ભેટ ધરી નકી.૨૫

૧ પર્વત ૨ કોટ. ૩ કાંગરા. ૪ પંક્તિ. ૫ એક જાતનો મણિ-જેનો રંગ કાળો અને પીળા-બિલાડીની આંખના જેવો થાય છે તે. ૬ બેઠા ૭ પરિષદ-સભામંડળ.

તુમ પુન્યથી હો પ્રેર્યા જગનાથ કે, આવી સમવસર્યા વિભુ;
વર્ધાપનિકા[1] હો દેવા ઇણુ ઠામ કે, આવ્યો હું સુણો નર પ્રભુ ! ૨૬
ઇમ કહી નમી હો ઉભો વનપાલ કે, બીજી ઢાલ સોહામણી;
ભાખી જિનગુણુ હો સ્તવના કરો નિત્યકે, જ્ઞાન રવીવરો સુરમણી.૨૭

દોહા.

વન પાલક વચને સુણી, પ્રભુ આગમન વૃત્તાંત;
મન વિકસ્યું તન ઉલ્લસ્યું, કેકિ[2]જ્યું ઘન ગરજંત. ૧
રાજ્યાસન છોડી રભસ[3], રાજ્ય ચિન્હ તિમ છોડ;
સપ્ત અષ્ટપદ સન્મુખે, જઈ પ્રણમે મદમોડ. ૨
પંચ અંગ અવની તલે, થાપી નમી અવનીશ;
પુનરપિ વિષ્ટર ઉપવિશે, શ્રેણિક અધિક જગીશ. ૩
વન રક્ષક બોલાવિને, બોલે બહુ ધરિ પ્રીતિ;
પ્રિય પ્રભુ વર્ધાપનિ થકી, પ્રીતિ દાનની રીતિ. ૪
વરજી એક [4]કિરીટને, દીધું સવિ શૃંગાર;
માલી મન હર્ષિત થઈ, ભણે ભાષ તિણુ વાર. ૫
ફલથી ફલ સુજને મલ્યું, કહિ નિજ થાનક જાય;
જગતીપતી પતિ ઉત્સુક થયો, પ્રભુ દરશન કરણાય. ૬

યતઃ

रिक्तपाणिर्न गंतव्यं राजानं देवतां गुरुं ।
नैमित्तिकं च वैद्यं च फलेन फलमादिशेत् ॥

ઢાલ ૩ જી.

“ સુગ્રીવ નયર સુહામણુંજી ” એ દેશી.

અભિયોગિક[5] નર તેડીનેજી, હુકમ કરે અવનીશ;
આનંદ ભેરિ વજાવિને જી, જાણુ કરો સુજગીશ;
ભવિક જન ભાવે ભજો ભગવંત હોવે ભવભય અંત ભ. એ ટેક.૧

૧ વધામણી. ૨ મોર-પક્ષી. ૩ જલદી ૪ મુગટ. ૫ સેવક.

સામગ્રી સવિ સજ કરીજી, પરિજન[1] પુરિજન[2] સાથ;
ચામર છત્ર ધરાવતોજી, ગજારૂઢ નર નાથ. ભ. ભા. ૨
[3]મહતાડંબરથી ચલ્યોજી, પુર બાહિર જબ જાય;
પ્રભુ અતિશય [4]અવિલોકીનેજી, [5]પદચારી નૃપ થાય. ભ. ભા. ૩
પંચાભીગમ પ્રીતિથીજી, કરિ પ્રણમે જગનાથ;
ઉત્તર દિશિ પ્રવિશિત[6] થઇજી, ભક્તિ ભર ભૂનાથ. ભ. ભા. ૪
કર [7]ક્રોડીકૃત સન્મુખેજી, પ્રભુજીને રહી રાય;
કરે સ્તુતિ મન મોદશુંજી, જય ! જય ! તું જિનરાય ! ભ. ભા.૫
જય ! પરમેશ્વર ! જગધણીજી, જગવલ્લભ ! જગનાથ !
જય ! ગુણ રહિત ગુણાકરાજી, જય તું શિવપુર સાથ ! ભ. ભા.૬
જય ! ઇંદ્રિય ગજ કેસરીજી, દુર્જય નિર્જિત કામ;
ભવિકજ[8] વિકસન દિનમણીજી, [9]આત્યંતિક ગુણધામ. ભ. ભા.૭
પદકજ[10] નત નિત સુરવરાજી, અમલ અમાય અનૂપ;
રૂપ સહિત પારંગતોજી, જય સ્યાદ્વાદ સ્વરૂપ. ભ. ભા. ૮
રાગ દ્વેષ ગત વેદથીજી, જય ગત રોગને સોગ;
સાર્વદર્શી સર્વજ્ઞ તુંજી, જય ગત ભોગ વિજોગ. ભ. ભા. ૯
અચલ અનંત અક્ષય વિભુજી, અપુનર્ભવ ભગવંત !
ભોગી અભોગી અયોગી તુંજી, યોગી શક્તિ અનંત. ભ. ભા.૧૦
જગ બંધવ જગ રક્ષકોજી, જય પરમાતમ દેવ;
અભયદ માર્ગદ ગદ[11] નહીંજી, ભવ ભવ તુમચી સેવ. ભ. ભા.૧૧
અકથ કથા પ્રભુ ! તાહરીજી, પર પરવાદિ અગમ્ય;
યોગીગમ્ય શિવ સેહરોજી, જય તું નિરંતર રમ્ય. ભ. ભા. ૧૨
મંદબુદ્ધિ મંદાસયોજી, કિમ કહું સકલ સ્વરૂપ;
ભવ ભય ભીષણ છોડવોજી, જય તું ત્રિભુવન ભૂપ. ભ. ભા.૧૩

---

૧ પોતાનાં માણસો. ૨ નગરનાં માણસો. ૩ મોટા આડંબરે. ૪ જોઇને. ૫ વાહનથી ઉતરી પગે ચાલ્યો. ૬ પેસીને. ૭ બે હાથ ભેગા કરી. ૮ કમલ. ૯ સઘળા. ૧૦ ચરણકમલ. ૧૧ રોગ.

यतः

अद्याभवत्सफलता नयनद्वयस्य,
देव त्वदीयचरणांबुजवीक्षणेन ।
अद्य त्रिलोकतिलकं प्रतिभासते मे
संसारवारिधिरयं चुलुकप्रमाणम् ॥

એમ નતિ શ્રુતિ કરી ભાવથીજી, ગણધર શેષ મુણિંદ;
સ્થાન ઉચિત બેઠા તદાજી, સન્મુખ જ્ઞાન દિણંદ. ભ. ભા. ૧૪
લઇ અવસર દિયે દેશનાજી, જિમ પુષ્કર જલધાર;
મોહ મિથ્યાત્વ નિવારણીજી, ભવ ભય ભંજણહાર. ભ. ભા. ૧૫
દેશનાંત બીય વપ્રમેંજી, દેવ છંદક ઉપવીઠ;
પાદપીઠ ઉપર તદાજી, વીર વજીર બઇઠ. ભ. ભા. ૧૬
ગૌતમ મહતા શબ્દથીજી, દે ઉપદેશ વિશાલ;
સુધા સારણી સારિખોજી, જિમ ગંગાપર નાલ. ભ. ભા. ૧૭
સપરિચ્છદ નિસુણે તદાજી, અભય સહિત ભૂપાલ;
જ્ઞાન રવિ ગુરૂએ કહીજી, ત્રીજી ઢાલ રસાલ. ભ. ભા. ૧૮

દોહા.

દેશન અંતે પૂછતો, મગધાધિપ તિણવાર;
સવિનય નામી [1]કંધરા, ગૌતમને હિતકાર. ૧
"સમકિત કૌમુદી"ની કથા, પ્રભુ પ્રકાશો આજ;
સમકિત સુધિ જીમ હુવે, શીજે સઘલા કાજ. ૨
સુણવા મુજ મન રસિકતા, ધારે અતિશય તેણ;
કહો કૃપા કરી સુખ વૃત્તિ, હોવે તો હરખેણ. ૩
તવ ગૌતમ ગણભૃત કહે, ભાવ દયા ભંડાર;
પર ઉપકૃતિ કરવા ભણી, ભાખે સુણ વસુધાર. ૪
શ્રેણીક નૃપ ઉદ્દેશીને; કહે કથા સુખકાર;
નિશુણે સર્વે પરષદા, તજી સકલ વ્યાપાર, ૫

[1] કોટ ( મસ્તક )

## ઢાલ ૪ થી.

### " દેશી વિછયાની. "

હારે લાલ ગૌતમ કહે સુણુ નરપતિ,
સમકિત કૌમુદિની વાત રે લાલ;
જિન મુખથી ધારી જિસી,
ભાખું તુજ વિખ્યાત રે. ૧
ભવી સાંભલો સમકિત કૌમુદી,
જિમ સમકિત નિર્મલ થાય રે. લાલ;
અક્ષય સુખ નીવી સમો,
મિથ્યામલ દૂર પલાય રે,
વલી સબ ગુણુ કેરો રાય. ભ૦ સાં. ૨
હારે લાલ. ઇણુ જંબુદ્વીપમેં જાણીએ,
વર સુંદર ભારતવાસ રે. લાલ;
ખટ ખંડે કરી દીપતો,
અષ્ટમી શશી સમ છબી જાસરે. ભ૦ સાં. ૩
હા૦ દક્ષીણુ મધ્યમ ખંડમાં,
અતિ મનહર સૌવીર દેશ રે. લાલ;
બહુ વિસ્તૃત સજલ ઘણો,
જિરણુ થિર જાસ નિવેશે રે. ભ૦ સાં. ૪
હાં૦ તિણુ દેશ ભૂમી ભામિનીસિ રે,
ભાલ તિલક સમી મનોહાર રે. લાલ;
ઉત્તર મથુરા પુરી રાજતી,
સુર પુરી સદૃશ આકાર રે. ભ૦ સાં. ૫
હાં૦ નરલોક પરિવૃત જેહવો,
દ્રઢ ઉન્નત્ત વર પ્રાકાર રે. લાલ;
બાગ અથાગ વૃક્ષે ભર્યા,
પંખી પંથી જિન આધાર રે. ભ૦ સાં. ૬

હાં૦ ધન ધાન્યાદિકથી ભરી,
બહુ લોક તણો સમુદાય રે. લાલ;
સુખિયા નિવસે મહાજના,
પર ઉપકારક કહેવાય રે. ભ૦ સાં. ૭
હાં૦ ખાગ ત્યાગ ભાગ્ય જાગતો,
કરે દુશમન પણ પરશંસ રે. લાલ;
નામથી પદ્મોદય ભલો,
સૂર્યોદય પરે કાઢયા નૃશંસ રે. ભ૦ સાં. ૮
હાં૦ તે નૃપની પટરાગિની,
યશોમતી યશવતી સુકુમાલ રે. લાલ;
સુકુલિની સુદતી સતી,
મનહરિણી કરિણી સમ ચાલ રે. ભ૦ સાં. ૯
હાં૦ પુત્ર તયો ઉદીતોદયો,
રાજ્ય કુલ ધુર ધોરી ધીર રે. લાલ;
રૂપ કલા વિમલા લહ્યો,
સાહસ [1]સમરાંગણ વીર રે. ભ૦ સાં. ૧૦
હાં૦ સચિવ સંભિન્નમતિ તેહનો,
ભિન્ન મતિ કીધા મતિમંત રે. લાલ;
સ્તંભ તે રાજ્ય પ્રાસાદનો,
જશ વાદ મહંત લહંત રે. ભ૦ સાં. ૧૧
હાં૦ સૌદામિની [2]સમ તનુ પ્રભા,
સુપ્રભાત-સપત્ની પવિત્ર રે. લાલ;
તાસ તનય નય માર્ગને,
ન ઉલંઘે પરિવૃત્ત મિત્તરે. ભ૦ સાં૦ ૧૨
હાં૦ બુધિવંતો સુબુદ્ધિ ભલો,
વલિ તિણ નયરે એક ચોર રે. લાલ;

૧ રણભૂમિ ૨ વિજલી.

અંજન ગુટિકા જાણતો,
તંત્ર મંત્ર યંત્ર તણું જોર રે. ભ૦ સાં. ૧૩
હાં૦ પરયતોહર તાલોદ્‌ઘાટિની,
પ્રમુખા વિદ્યા સાવદ્ય રે. લાલ;
બહુ અનરથકારી લોકમેં,
સબ વ્યસનાસક્ત તે સધરે. ભ૦ સાં. ૧૪
હાં૦ રૌપ્યખુરો તસ્કર ખુરો,
રૌપ્યખુરી નારી પ્રતિકૂલ રે. લાલ,
જનકથી અધિકો દુર્ગુણી,
સોવનખુરો પુત્ર કુશૂલ. ભ૦ સાં. ૧૫
હાં૦ તસ્કર સપરિકર વસે,
વલિ નિવસે શ્રેષ્ટી તથ્થ રે લાલ;
જિનદત્તાભિધ ધનપતિ,
યતિ પતિ ધર્મ સુપસથ્થ, ભ૦ સાં. ૧૬
હાં૦ જિન મત વાસીત મતિધારિકા,
જિનમતિ પતિભક્તા નાર રે. લાલ;
ગજવાદી અંગજ અંગજ ભલો,
સિંહ સમ અર્હદ્દાસ વિચાર. ભ૦ સાં૦ ૧૭
હાં૦ પ્રસેણીજીત[1] પ્રસૂ નૃપ આગલો,
કહે ઇંદ્ર ભૂતી ગણધારરે. લાલ;
સુરસાલ એ ઢાલ ચોથી કહી,
જ્ઞાન ભાસ્કર[2] ગુરૂ ગુણ ધાર. ભ૦ સાં. ૧૮

---

દોહા.

જિનદત્ત સેઠ તનુજકે, અર્હદ્દાસ ઇતિ નામ;
અભિગત જીવા જીવને, સદ્‌ગુણ નિવસન ધામ; ૧

૧. શ્રેણિક. ૨ સૂર્ય.

॥ उक्तंच ॥

धम्माऽधम्मा गासा, तिय तिय अद्धा अजीव दशगाय;
सत्तावन्नं संवर, निज्जर दुदस मुत्ति नव गाय. १
अट्ठासी अरुवीहवइ, संपइ भणामि चेअ रुवीणं;
पमाणु देश पएशा, खंध चउ अजीव रुवीणं. २
जीवे दश चउ दुचउ, वासी बायाल हुंति चत्तारी;
सद्य अट्ठासा रुवी, दुसय छ सत्त नव तत्ते. ३

તત્ત્વાતત્ત્વ વિચારને, ભક્ષાભક્ષનું લક્ષ;
ગમ્યાગમ્ય ગતિ લહે, પેયાપેય પ્રત્યક્ષ. ૨
કૃત્યાકૃત્ય હિતાહિતે, મતિકોવિદ મુનિ ઇષ્ઠ;
ઐહિક પારમાર્થિક ગુણે, ગિરૂઓ તેહ ગરીષ્ઠ ૩
રુપ કુલે વિભવે કરી, સરખી વનિતા અષ્ટ;
તે પણ દ્રઢ સમકિત ધરે કરેં મિથ્યા મતિ ખષ્ટ. ૪
નાગસિરી[1] તિમ મિત્ર શ્રી[2], ચંદન[3] શ્રી વલિ નામ;
પદ્મલતા,[4] વિષ્નુસિરી,[5] કનકલતા[6] જસ નામ. ૫
સપ્તમ તિમ વિદ્યુતલતા, કુંદલતા[8] ઇમ જાણ;
પરણી ઘરણીસું સુખે, લંઘે કાલ સુજાણ. ૬

---

## ઢાલ ૫ મી.

### ( જોગીસર ચેલાની દેશી. )

તિણ નગરીનો રાજવીરે, પદ્મોદય પુન્યવંતરે, સુગુણ નર.
અનુક્રમે પરલોકે ગયોરે લાલ;
[1]ઔર્ધ્વદેહિક કરિ કાર્યનેરે, રાજ્યમંડલ મતિમંતરે સુ.
લગ્ન કહી જોશી મુખેરે લાલ. ૧

---

૧ અગ્નિ સંસ્કારાદિ.

રાજ્ય યોગ્ય જાણી તદારે, અભિષેક રાજ્ય કરંતરે સુ.
ઉદિતોદય થયો ભૂપતિરે લાલ;
જનકપરે પાલે પ્રજારે,(કુસુમમાલ) જયું વહંતરે સુ.
મસ્તક આણા તેહનીરે લાલ. ૨
પ્રતિવર્ષે પુર પરિસરેરે, અતિ રમણીય વન જાયરે; સુ.
રમણ કરે દિવસે નરારે લાલ;
રાત્રે રમણી જન જઇરે, ક્રીડા કરે તિણ ઠામરે સુ.
પુરૂષ કોઇ નવિ જઇ શકેરે લાલ; ૩
રાજ્યશાસનથી કૌમુદીરે.[1] પૂનમ દિન જબ આયરે સુ.
કૌમુદી મહોત્સવ કારણેરે લાલ;
નાટિક ગીત વિનોદનેરે, કરતાં રાત્રી ગમાયરે સુ.
બીજે દિવસ પ્રભાતમેં રે લાલ. ૪
મહતાડંબર રાજવીરે, સૈન્ય નગર જન સાથરે, સુ.
સન્મુખ જઇ પુર પેસતારે લાલ;
ઇમ કરતા હવે અન્યદારે, ઉદિતોદય નરનાથરે. સુ.
કાત્તિકી મહોત્સવ આવિયારે લાલ. ૫
પુરમાંહે ઉદગોષણારે, ચરમુખથી કહેવાયરે સુ.
સ્ત્રી સમુદય નયરી તણારે લાલ;
વન ક્રીડા કરશે સહીરે, રાત્રી સકલ નિવસાયરે સુ.
પુરૂષ રહો પુર ભિંતરે રે લાલ. ૬
કોપિ પુરૂષ યદિ જાયસરે, પુર બાહર વનમાંયરે સુ.
રાજ્યદંડ સહિ થાયસેરે લાલ;

યતઃ

आज्ञाभंगो नरेंद्राणां, गुरूणां मानमर्दनं ।
पृथक् शय्याच नारीणामशस्त्रवधमुच्यते ॥

રાયે જિમ કહ્યું તિમ કર્યુંરે, પુરજન રહ્યા પુરમાંહરે સુ.
રાય રાણી પણ બાહિરેરે લાલ. ૭

---

૧ કાતિક પૂર્ણિમા.

यतः

आज्ञामात्रफलं राज्यं ब्रह्मचर्यफलं तपः ।

ज्ञानमात्रफलं विद्या, दत्तभुक्तफलं धनम् ॥

તિહાં જઈ સ્વેચ્છાયે રમેરે, રાજ્ઞા રક્ષક તદ્યોગરે સુ.
નંદન વન પરિસર રહ્યોરે લાલ;
રાય નગર જન સૌ મિલિરે, ગીત વિનોદ સંજોગરે સુ.
દિવસાતિક્રાંત થયો હવેરે લાલ. ૮
[1]દિનમણિ અસ્તાચલ ગયોરે, ચંદ્રોદય થયો જામરે સુ.
ભૂધવ[2] વાસભુવન રહ્યોરે લાલ;
રામા રહિત [3]શયનીમાંયરે, સૂતો ભૂપતિ તામરે, સુ.
પટરાણી સ્મૃતિ તબ હુઇ રે લાલ. ૯
મિલનોત્કંઠિત ચિત થયુરે, ગત નિદ્રા ભૂમીશરે સુ.
વિરહ વ્યથા [4]ધૂમધ્વજ યથારે લાલ;
સચિવ સુબુધિ તવ તેડિયોરે, ઊભો નામી શીશરે સુ.
રાય હુકમ ફુરમાવિયેરે લાલ ૧૦
રાય કહે ભો મંત્રવીરે, ક્રીડાર્થે વનમાંહીરે સુ.
જાસું ઇમ વચ સાંભલીરે લાલ;
એશું અયુક્ત કહો? પ્રભુ! રે, વિરૂદ્ધગમન તુમ ત્યાંહીંરે સુ.
અતિ વિરોધ કારણ થશેરે લાલ. ૧૧
બહુ જન સાથ વિરોધથીરે, શ્રેય નહીં પણ નાશરે સુ.
નિસુણ્યો ન સર્પ પિપીલિકારે લાલ;

॥ उक्तं च ॥

बहुभिर्न विरोद्धव्यं दुर्जयो हि महाजनः ।

स्फुरंतमपि नागेन्द्रं भक्षयंति पिपीलिकाः ॥

ઉદાહરણ હવે નરપતિરે, કહેશે એણી પરે ભાસરે સુ.
પાંચમી ઢાલ જ્ઞાની કહેરે લાલ. ૧૨

૧ સૂર્ય ૨ રાજા. ૩ શય્યા. ૪ આગ.

### દોહા.

ભો મંત્રી ! ભૂપતિ ભણે, મુજ રૂઠે જન રાંક;
નાશી જાયે ખાપઠા, જિમ ખંદ્રકે કાક. ૧
હસ્તિ પ્રમુખ વનચર મને, ચિંતે ઘણું અનિષ્ટ;
પણ મૃગપતિ ગર્જન સુણી, દૂર પલાયન ઈષ્ટ. ૨
પુનઃ આહ મંત્રીશ્વરો, સુણુ ઇક ચિત્તે નાહ;
સ્યાલ એકલે સિંહને, નાંખ્યો કૂપક માંહ. ૩
કહે રાજા તે કિમ થયું ? તબ પરધાન કહંત;
કોઈક મહો વનમાં વસે, મૃગપતિ મહો [1]દુર્દંત. ૪
વનચર પ્રાણીને હણે, ઉપજાવે અતિ ત્રાસ;
સબ વન પશુ મિલિ એકઠા, જાવે સિંહ [2]સકાશ. ૫
નમીં કહે તેને તે ઘણા, જીવ વિણાસો નિત્ય;
સહુ ભયભીત રહે સદા, વિનતિ ધરો અમ ચિત્ત. ૬
જાતિ જાતિને વાર કે, એક એક નિતમેવ;
આવે પશુ સમજાવિયો, તેપણ સમજ્યો [3]ભેવ, ૭

---

### ઢાલ ૬ ઠ્ઠી.

("નમીશ્વર રાયજી, થારી જાન બણી અતિ જોર" એ દેશી)

ઇમ કરતાં કઇ દિન ગયાજી, વારક રીતે જાય;
તેણુ હણી કરે ભક્ષનેજી, પરને નહિ ભય કાંય.–
હઠીલા રાજવી ! તુમે એ હઠ છોડોજી,
રસીલા રાજવી ! એહ નીતિ ન તોડોજી. ૧
વૃધ [4]જંબુકનો આવિયોજી, વારો એકણુ દિન્ન;
[5]વનચર મિલિને મોકલ્યોજી, મનમેં હુવો ખિનખિન્ન હ. ૨
મન ચિંતે બુદ્ધિબલ થકીજી, માહરા પ્રાણ બચાય;

---

૧ બલવંત. ૨ પાસે. ૩ ભેદ. ૪ મોટા સીયાલનું ૫ વનનાં પશુઓ

અપરને પણ હું [1]ઉપગરૂંજી, જિમ જશ અધિકો થાય. હ.૩
[2]સારો દિન વનમેં રહ્યોજી, સુખમે કાલ ગમાય;
સાંજ સમે ગયો સિંઘપેંજી, આઈ ઉભો વધ ઠાય. હ.૪
ભૂખે કલકલતો કહેજી, રીસેં બલતો સિંહ;
રે ! કિમ મોડો આઇયોજી ? વીતિ ગયો જબ દીહ. હ.૫
મૃગધૂર્ત્તક[3] કહે માહરીજી, વાત સુણો ઇકવાર;
કોપ કરો પછી તે કહેજી, શુ કહે છે ઇણુ વાર. હ.૬
ગોમાયૂ[3] કહે ઇણુ વનેજી, તુમ સરિખો કોઈ આય;
રોકયો મુજને આવતોજી, મેં કહ્યુ પચપેં જાય. હ.૭
કહોતો વારો તુમ ભણીજી, કરી દેશે ઉજમાળ;
એમ સમજાવી આવિયોજી, બહુ કષ્ટથી હું અબ ચાલ. હ.૮
મેંતો સેવક [4]રાઉલોજી, હિત ચાહુ નિશ [5]દીસ;
આજ અસૂરો હું આવીયોજી, ફળ કારણુ સુણુ ઇશ[6] હ.૯
સાંભલિ ઇમ મૃગરાજનેજી, કોપ ચઢયો [7]અસરાલ;
રે ! ચાલ બતાવ તે કયાંય છેજી, મારૂં એકણુ ફાલ. હ.૧૦
શીઘ્ર ચલો કહે વંચકોજી, ઇમ કહીં ચાલ્યા દોય;
આડો અવલો ફેર૦યોજી, સિંહને દીઠો ન કોય. હ.૧૧
કુબુધિ કહે ઉભા રહોજી, હું જોઈ આવું તત્કાલ;
થોડી ભૂમ જઈ આવી કહેજી, બીનો તુમને [8]ભાલ. હ.૧૨
કૂપમેં જઇ સંતાઇયોજી, ચાલો દેખાડું ઠોર,[9]
કૂપક ઉપકંઠે જઇજી, દેખો એ તુમચો ચોર. હ ૧૩
નિજ પ્રતિબિંબને દેખિનેજી, ધમધમતો અતિ ક્રોધ;
ધ્વનિથી પ્રતિ ધ્વનિ સાભલીજી, રોસ ભર્યો જિમ જોધ. હ.૧૪
નખ આટોપ કર્યો તેણુજી, પ્રતિબિંબે પણુ થાય;
નિરખીને કૂવો તદાજી, પડિયો કૂપમેં જાય. હ.૧૫

૧ ઉપકૃત કરૂં. ૨ આખો. ૩ શિયાળવું. ૪ રાજાનો. ૫ રોજ.
૬ સ્વામી. ૭ બહુ—અત્યંત. ૮ નિહાળી. ૯ સ્થાન.

હસ્તિ પ્રમુખને [1]ફેરૂ કહેજી, કાઢયો આપણો સાલ;
વાત કહી સબ નીપનીજી, અબ સુખમે કાઢો કાલ. હ.૧૬
ઇણ દ્રષ્ટાંતે રાજવી ! જી, સમજો તુમ મનમાંય;
નબલે સબલો મારિયોજી, કહું તુમને સમજાય. હ.૧૭
તદપિ ન સમજ્યો નરપતિજી, આગલ વાત રસાલ;
જ્ઞાન સૂરજ ભાખી ભલીજી, સુંદર છઠ્ઠી ઢાલ. હ.૧૮

દોહા.

રાત્રે તારા ઝગમગે, જબ નહિ [2]શશિ ઉદ્યોત;
પ્રગટયો ચંદ્ર પ્રકાશતો, તબ નહિ તારક જ્યોત. ૧
એ ઉપનયથી સમજ તું, સાંભલ ચતુર ! પ્રધાન;
વાર વાર મુજ કિમ કહે ? બોલે મંત્રિ સુજાણ. ૨
રાજન ! સુણજે હું કહું, એક એક અસમર્થ;
સમુદય ત્રણનો જો મિલે. બાંધે હસ્તિ સમર્થ. ૩
રાય વલી પભણે ઇસ્યું, શક્તિ નહીં પ્રત્યેક;
તાસ સમૂહ મિલ્યા થકી, કયાંથી સમરથ છેક ? ૪
તૈલ શક્તિ નહિ રજકણે, તો સિકતા[3] સમુદાય;
તેહથી સ્નેહ ન સંભવે, સુણ મુજ વચ ચિત લાય. ૫
સત્વ અધિક સબકામમાં, વિધિ જાણે નર એક;
જેહ કરે ન કરી શકે, તે અસમર્થ અનેક. ૬
દિગ્મુખ મંડલ [4]અર્યમા, કરે પ્રકાશિત જેમ;
દીપક શત તમ સર્વને, દૂર કરે કહો કેમ ? ૭

ઢાલ ૭ મી.

( " સખીરે આયો વસંત અટારડો " એ દેશી. )

સ્નેહી વલિ નરવર કહે સચિવને, હાંરેહાં,
જિમ એક ચંદન વૃક્ષ, સુગુણિ જન સાંભલો.

૧ શિયાળ. ૨ ચંદ્ર. ૩ રેતી-ધૂળ. ૪ સૂર્ય.

સ્ને. વાસિત વન સઘલું કરે હાં, કુલ સત પુત્રે પ્રત્યક્ષ. સુ. ૧
સ્ને. તિમ હું એક પણ નાયકો, હાં. શક્તિવંત મતિમંત; સુ.
સ્ને. લોક ઘણા પણ જાણજો, હાં. બલબુધિ રહિત અત્યંત. સુ. ૨
સ્ને. મુજને ભય નહિ તેહનો હાં. જાઇશ વન ઇણિવાર; સુ.
સ્ને. પટરાણી સહક્રીડસું હાં. સચિવ કહે તિણવાર. સુ. ૩
સ્ને. બોલ બોલે લહી સમયને હાં. કટુ વચન કહું આજ; સુ.
સ્ને. ઔષધ જિમ કટુ [1]આયતી હાં. સુંદર સુણ શિરતાજ. સુ.
નરપતિ સાંભળો. ૪
સ્ને. ન્યાયયુક્તિ કહેતાં છતાં હાં. સમજ્યો નહિ લવલેશ; સુ.
સ્ને. પત્થરપર પાણી પડે હાં. ભીંજે નહિ ઇક રેસ. સુ. ૫
સ્ને. ઇણ વાતે મહારાયજી! હાં. અપયશ દેશ વિદેશ; સુ.
સ્ને. અનિવારિત બહુ વિસ્તરે, હાં. તેલ જલે જ્યું વિશેષ. સુ. ૬
સ્ને. દોષ નહીં પણ તાહરો હાં. બુદ્ધિ કર્મ અનુસાર; સુ.
સ્ને. ખોઇ લંકા દશકંધરે હાં. કૌરવપતિ તિમ ધાર. સુ. ૭
સ્ને. કાલ વિનાશનો આવિયો હાં. તુમ પણ જાણું હું એમ; સુ.
સ્ને. નહિતો વિપરીત એહવી, હાં. મતિ ઉપજે કહો કેમ? સુ. ૮
સ્ને. ઉદ્‌ઘોષણ કરિ નયરીના, હાં. લોક નિષિદ્ધ કરાય; સુ.
સ્ને. રાત્રે વન જાવા ભણી હાં. બોલ સંભાલો રાય! સુ. ૯
સ્ને. તે વલિ તમ થકી નીપજે હાં. તો મહા અનરથ થાય; સુ.
સ્ને. રાજન! બહુ જન દ્રુહવ્યે, હાં. હોવે વિરુધ અપાય.[2] સુ. ૧૦
સ્ને. નાશ [3]વિહાય ખીજ્યું પ્રભુ! હાં. કારજ કિમપિ ન હોય; સુ.
સ્ને. અત્ર [4]નિદર્શન છે ઘણાં, હાં. હૃદય વિમાસી જોય. સુ. ૧૧
સ્ને. પુરિજન રીસાયાં થકાં, હાં. રાજ ગમાયો સુયોધ; સુ.
સ્ને. તેણી પરે તુમ પણ હોય સે હાં. કહું કરણ પ્રતિબોધ. સુ. ૧૨
સ્ને. ઉદિતોદય [5]ભૂધવ વદે હાં. કહો કથાનક સાર; સુ.
સ્ને. અતિ મતિમંત સંભિનમતિ હાં. કહે ગત વાત સંભાર. સુ. ૧૩

૧ ફળ દેવા લાયક. ૨ ખોટા માર્ગ. ૩ નાશવિના. ૪ દ્રષ્ટાંત. ૫ રાજા

સ્ને. સ્વામી! સુણુ ગજપુર વરે હાં. સુયોધન [1]ધરાધીશ; સુ.
સ્ને. દુષ્ટ [2]નિગ્રહ શિષ્ટ પાલના, હાં કરતો અધિક જગીશ. સુ. ૧૪
સ્ને. રાણી તસ કમલાવતી, હાં. કલાવતી ગુણગેહ; સુ.
સ્ને. ગુણનિધિ ગુણપાલ પુત્ર છે હાં. યોવન વય ધરે દેહ. સુ. ૧૫
સ્ને. સચિવ નામે પુરૂષોત્તમો, હાં. સ્વામિ હિતાનુગ સાર; સુ.
સ્ને. રાજ્યકોશ વૃદ્ધિકારકો, હાં. માનનિ તસ મનોહાર. સુ. ૧૬
સ્ને. નામ લક્ષ્મી લક્ષ્મી સમી હાં. નામે [3]તનુજ દેવપાલ; સુ.
સ્ને. કપિલ [4]પુરોધસ શોભતો હાં. રાજ્ય તણો રખવાલ. સુ. ૧૭
સ્ને. કપિલા મહિલા ઉદરથી, હાં. સોમશર્મા સંભૂત; સુ.
સ્ને. પુત્ર છે, વલી તસ રાયનો, હાં. [5]ગુપ્તિપાલ ગુણયુત્ત. સુ. ૧૮
સ્ને. યમદંડ શક્તિ પ્રચંડ ધરે હાં. ધનવતિ રતિનો કંત; સુ.
સ્ને. વસુમતિ સુત ગુણે ભર્યો હાં. પ્રિયજન જનક મહંત સુ. ૧૯
સ્ને. એવં મહો સુખથી પ્રજા હાં. પાલે રાજ્ય ઉદાર; સુ.
સ્ને, સાતમી ઢાલ ભલી કહી હાં. જ્ઞાન રવિ અનુહાર. સુ. ૨૦

---

### દોહા.

સુયોધન નૃપ અન્યદા, પૂરી સભા સમક્ષ;
બેઠો આવ્યો તિણસમે, સંધિપાલ અતિદક્ષ. ૧

કરી [6]પ્રણિપતિ ભૂપતિ ભણી, કહે તુમ શત્રુવૃંદ;
મિલી દેશને ઉપદ્રવે, ઉપજાવે દુખ દ્વંદ, ૨
આપ સરીખા રાજવી, [7]પંચાનન સમ શૂર;
મૃગ પરિભવ કરતે થકે, શૂર ચઢે નહિ [8]ભૂર! ૩

વચન સુણી કોપ્યો ઘણો, કહે ભૂપતિ તિણવાર;
વૈરી ગર્જારવ કરે, મુજ પરમાદ પ્રકાર. ૪

---

૧ રાજા. ૨ સજા. ૩ પુત્ર. ૪ પુરોહિત-શાંતિ કરનાર. ૫ કોટવાલ નગર રક્ષક અધિકારી. ૬ નમસ્કાર. ૭ સિંહ. ૮ ઘણો.

સાવધાન થૈ સન્મુખે, જાઇશ હું જિણવાર;
[1]દિગ્વિભ્રમ હોંશે તદા, થાશે ભય અતિસાર. ૫
રણભંભા વજડાવતો, દલ ચતુરંગ સમેત;
અહો! સુભટ! તુમ આવિયો, સમય કરણ રણખેત. ૬

॥ यतः ॥

जानीयात् प्रेषणे भृत्यान्, बांधवान् व्यसनागमे।
मित्रं चापदि काले च, भार्यां च विभवक्षये ॥

ઢાલ ૮ મી.

( દેશી નણદલની. )

ઇમ કહ તો સવિ સજ કરી, સામગ્રી સંગામ; હો. સુંદર.
[2]નિરગમ સમય બોલાવતો, ચમદંડ પ્રતિ નૃપ તામ. હો. સું. ૧
સાંભલો કૌતકની કથા, વિકથા દૂર નિવાર; હો સુ.
ગૌતમ વીર વજીરના, વચન મહા સુખકાર. હો. સુ. સાં. ૨
કરજોડી હાજર રહ્યો, ગુપ્તિપાલ[3] તિણવાર; હો; સુ.
કહેં નૃપને ફુરમાવિયેં, હુકમ હું કરૂં તૈયાર. હો. સુ. સાં. ૩
હું સન્મુખ સંગ્રામને, જાવણને ઉજમાલ; હો; સું.
રાજ્ય પ્રજાની ભલીપરે, કરજો સાર સંભાલ. હો. સું. સાં. ૪
વૈરી વશ કરી આવશું, તિહાં લગેં એ તુજ કામ હો; સું.
કરવું સુણી પ્રણમી કહે, આણ પ્રમાણ છે સ્વામ હો. સુ. સાં. ૫
યોગ્ય યથા [4]નિરૂપણ કરી, ચાલ્યો નૃપતિ તિવાર હો; સુ.
ચમદંડ પણ ડાહ્યો ઘણો [5]આશ્રિત જન આધાર હો. સુ. સાં. ૬
પાલેં પ્રજા [6]પ્રમુદિત પણે, જનમન નયનાનંદ હો; સુ.
નયર લોક ચાહે ઘણું, એ અમ સુખનો કંદ હો. સું. સાં. ૭

૧ દિગ્મૂઢ. ૨ સંગ્રામમાં જતી વખતે. ૩ કોટવાલ. ૪ કથન.
૫ સંગે રહેલ ૬ સહર્ષપણે.

ખેંચ નહિ કિણુ વાતની, લોક કરે વિવહાર હો; સું.
લાભ ઘણો વ્યાપારમાં, વૃદ્ધિ કોઠાર ભંડાર હો. સું. સાં. ૮
ચોર જુગારી ઠગ જિકે, ફાંસીગર વસ કીધ હો; સું.
ચલવે સુધ આચારમાં, જગમાં જશ બહુ લીધ હો. સું. સાં. ૯
[1]કતિપય દિવસે શત્રુને, જીતી વલ્યો [2]નરપાલ હો; સું.
મહાનંદ ભર નિજ પુરે, આડંબર સુવિશાલ હો. સું. સાં. ૧૦
[3]મહાજન [4]પુરજન [5]સમ્મુહો, [6]રાજમંડલ પણ તેમ હો; સું.
સૈન્ય સહિત આવી વસ્યો, રાજ્ય ભુવનમેં [7]ક્ષેમ હો. સું સાં. ૧૧
જીત કરી બહુ દિન ફરી, આવ્યાથી મહાજન્ન હો; સું.
રાય શિલામે ભેટણા, ધરિ નમે [8]વિકસિત મન્ન હો. સું સાં. ૧૨
આદર દીધો [9]નરવરે, તવ મહાજન સમુદાય હો; સું.
કુશલ વૃત્તાંતજ રાયને, પૂછ્યાં કહે નરરાય હો. સું સાં. ૧૩
હવે નરપતિ પુરિજન પ્રતે, પૂછે સુખ સમાચાર હો; સુ.
કહે યમદંડ પ્રતાપથી, પરમાનંદ પ્રચાર હો. સું સાં. ૧૪
કિંચિત કરિય વિલંબને, તાંબુલ પરમુખ દેય; હો. સુ૦
પુનરપિ પૂછે પ્રથમ પરે, જન પણ તિમજ કહેય હો. સું સાં. ૧૫
શીખ દેઇ મહાજન પ્રતે, થયો નૃપ ચિંતા [10]લીન હો; સું.
અહો! યમદંડ પુરિજના, સર્વ કર્યા [11]સ્વાધીન હો. સું. સાં ૧૬
નામ લિયે નહિ માહરૂં, કહે યમદંડ પસાય હો; સું.
કામ કર્યું ઇણે આપણું, મહા કપટી કહિવાય હો. સું. સાં. ૧૭
[12]ઉપનય દૂધ બિલાડનું, મન ચિંતે મહિપાલ હો; સું.
જ્ઞાન સૂરજ ભાખી ભલી, અનુપમ આઠમી ઢાલ. હો. સું. સાં. ૧૮

॥ उक्तं च ॥

नियोज्य हस्तार्पितराज्यभाराः तिष्ठंति ये स्वैरविहारसाराः ।
विडालवृंदार्पितदुग्धमुद्राः स्वपंति ते मूढधियः क्षितींद्राः ॥

૧ કેટલાક. ૨ રાજા. ૩ નગરનાં સેઠીયા-પંચો. ૪ બીજા લોકો. ૫ સમુદાય. ૬ પ્રધાન કોટવાલાદિ ૭ સુખે. ૮ પ્રફુલીત. ૯ રાજા. ૧૦ ચિંતાગ્રસ્ત. ૧૧ વશવર્તી. ૧૨ દ્રષ્ટાંત-દાખલો.

### દોહા.

જન સુજને જાણે નહીં રીસાણો [1]નરનાથ;
યમદંડ ધૂર્ત મહા અધમ, પુરજન કીધા [2]હાથ. ૧
રાજ્યદ્રોહી દુષ્ટાતમા, વાધિયો જિમ વિષ વેલ;
સ્વારથ સાધન તત્પરો, સ્વેચ્છા કરતો કેલ. ૨
કોઇક કરી ઉપાયને, મારૂં અવસર દેખ;
એવું ચિંતવ્યું ચિંતે, નૃપ અજ્ઞાન વિશેષ. ૩
હર્ષ ઠામ વિષવાદને, રીઝ ઠિકાણે ખીઝ;
ગુણ ઠામે અવગુણ ગિણે, ધાજમેં ધરે અધીજ. ૪
મહા પ્રસાદને થાનિકે, ચિંતે યમ પ્રાસાદ;
મોજ ઠામમેં ચિંતવે, કાઢણ ખોજ વિવાદ. ૫
કુમતિ સર્પિણીએ ગળ્યો, ગૂંથે મનમાં જાલ;
ગતિ મતિ શુધિ બુધિ વીસરી, ચિંતે આલપંપાલ. ૬

---

### ઢાલ ૯ મી.

( "કાચી કલિય અનારકીરે હાં" એ દેશી. )

વાત કહે નહિ કોઇનેરે હાં, મનમેં ચિંતે ઘાત;
નરપતિ સાંભલો, ઉદિતોદય નૃપને કહે, રે હાં;
સચિવ સુબુધિ ઇમ વાત; ન. ૧

॥ उक्तं च ॥

आयुर्वित्तं गृहच्छिद्रं, मंत्रमौषधमैथुनं ।
दानमानापमानं च, नव गोप्यानि कारयेत् ॥

મુખ દ્રષ્ટી ભ્રૂકુટી થકી રે હાં, આદર દેખી મંદ; ન.
આશય જાણ્યો ભૂપનો રે હાં, મતિ યમદંડ [3]અમંદ. ન. ૨

---

૧ રાજા. ૨ વશ ૩ ન. માપી શકાય તેવી

મન ચિંતે હા શું થયું ? રે હાં, નૃપમન કિમ વિપરીત; ન.
વિરૂધાચરણ ન મેં કર્યું રેહાં, જિમ ઉપજે અપ્રતીત. ન. ૩
સબ જન ચિત્તાનંદનો રે હાં, કારક કાર્ય મહંત; ન.
નૃપતિ કથન અનુસારથી રે હાં, કામ કર્યું મન ખંત. ન. ૪
તોપણ રાજા દુષ્ટતા રે હાં, મુજ ઉપર ન તજંત; ન.
[1]ઉપકૃતિ સ્થાનક તેહમાં રે હાં, [2]અપકૃતિ ભાવ ભજંત. ન. ૫
ન હુવો ન હોશે રાજવી રે હાં, વશ્ય [3]કસ્યાપિ કદાપિ; ન.
લોકોક્તિની સત્યતા, રે હાં, આજ જણાણિ અમાપિ. ન. ૬

॥ यतः ॥

काके शौचं द्यूतकारेषु सत्यं, सर्प्पे क्षांतिः स्त्रीषु कामोपशांतिः ।
क्लीबे धैर्यं मद्यपे तत्त्वचिंता, राजा मित्रं केन दृष्टं श्रुतं वा ॥

તોપણ કિમપિ બાધ છે રે હાં, સાચને નહિ કંઇ આંચ; ન.
[4]પાચનેં કાચ કહે કદી રે હાં, પાચ ન હોવે કાચ. ન. ૭
પગ બંધ્યો મણિ મૂરખે રે હાં, મુકુટે જડિયો કાચ; ન.
આય મિલ્યો જબ ઝવહરી રે હાં, મણિ મણિ કાચ હિ કાચ. ન. ૮
ઇમ મન ધીરજને ધરી રે હાં, પૂર્વ પરે નૃપ સેવ; ન.
કરતો કાઢે કાંલને રે હાં, નૃપ ન તજે અહમેવ. ન. ૯
ઇક દિન રાયે તેડિયા રે હાં, પ્રોહિત ને પરધાન; ન.
[5]નિર્જન સ્થલ બેસી કરી રે હાં, તીને જણ [6]ગતસાન. ન. ૧૦
ભૂપતિ કહેં બિહુને તદા રે હાં, તુમ મુજ આણાકાર, ન.
મુજ વિશ્વાસુ છો તમે રે હાં, તિણ કહું એક વિચાર ન. ૧૧
રાજ્યદ્રોહીં યમદંડને રે હાં, કાઇક મતિ ઉપજાય; ન.
આપણ મારિયેં એહને, રે હા, જિમ [7]નિષ્કંટક થાય. ન. ૧૨
રાય વચન સુણિને કહે રે હાં, પ્રભુ! તુમ જાણ્યું આજ; ન.
પુરજન ઇણ સહુ વસ કિયા રે હાં, તેહેંનાં સમારી કાજ. ન. ૧૩

૧ ઉપકાર ૨ અપકાર. ૩ કોઇને ૪ હીરો. ૫ મનુષ્યરહિત. ૬ લાજ. ૭ કાંટા વગર.

તેથી લડશો તો સહી રે હાં, લેશે ઉલાલી રાજ; ન.
મતિ [1]ધૃતિ કલ બલ તેહમાં રે હાં, છે અતિશય મહારાજ! ન. ૧૪
ઇમતો પહુચાયે નહીં રે હાં, સુણિ ચમક્યો મહિપાલ; ન.
પણ કોઇ લઇ અપરાધમાં રે હાં, મારશું સુણ નરપાલ. ન. ૧૫

॥ यतोक्तं ॥

तादृशी जायते बुद्धि, र्व्यवसायाश्च तादृशाः ।
सहायास्तादृशा ज्ञेया, यादृशी भवितव्यता ॥

ત્રણ કુબુધી ઇક મત કરી રે હાં, [2]આલોચી તિણવાર; ન.
ઉઠી ચલિ આયા તિહાં રે હાં, જ્યાં નૃપતિ ભંડાર. ન. ૧૬
દોય પ્રહર ગઇ [3]યામિની રે હાં, નિદ્રા વશ સૌ થાય; ન.
ભંડારી પણ ઉંઘતો રે હાં, ખાતર દીધો જાય. ન. ૧૭
શ્રોતા સાંભલો જે હુવે રે હાં, આગલ વાત જણાવ; ન.
જ્ઞાન રવિ નવમી કહી રે હાં, ઢાલ માંહે ઇહ ભાવ. ન. ૧૮

---

દોહા.

ખાત્ર મુખે રાજા રહ્યા, રખવાલીને કામ;
મંત્રી પ્રોહિત બે જણા, ઘસિ પેઠા ગતમામ.[4] ૧
કાઢયો મહાનિધિ સામટો, મણિ માણિક વર રત્ન;
કોઇક ઠામે ગોપવ્યો, ગાઢો કરિય પ્રયત્ન. ૨
ચૌર કામ કરતાં થકાં, તિણ સમયે યમદંડ;
પુરચર્યા જોવા ભણી, તેજ પ્રતાપ પ્રચંડ. ૩
નીકલિયો તે આવિયો, તિણ ઠામે ગતશંક;
રાજા પ્રમુખે દેખિયો, દૂરથી થયા સશંક.[5] ૪
નાઠા નિજ થાનક ગયા, નાશંતા તિણ દીઠ;
તિહાં આવીને જોઇયું, પેસણુ વિવર ગરીઠ.[6] ૫

---

૧ ધીરજ. ૨ વિચારી. ૩ રાત્રિ. ૪ લાજ તજીને. ૫ શંકાવાળા.
૬ મોટો.

રક્ષક મુજ સરિખો છતે, કુણુ એ ચોર નિઠોર ?
ફાડયો રાજભંડારને, ભય નહિ માને ભોર.[1] ૯

### ઢાલ દશમી.

("ઘોડી તો આઈ થારા દેશમાં મારૂજી" એ દેશી.)

નિશ્ચય કરિને નિરખીઉં, રાજાજી, દેખે ત્યાં કોટવાલ હો;
હઠ લીનો હઠ પ્રભુ છોડવો. રા.
રભસથી વીસરી [2]પાદુકા, સાહિબજી રાયતણી કરજાલ હો;
રસ ભીનો નવલ રસ જોડવો. રા. ૧
ઓલખી તે નરરાયની, રા. વળિ જોયું તખ દીઠ હો; હઠ.
[3]ઉપવિત [4]મુદ્રા પ્રોહિત તણી, સા. મંત્રીની [5]ભૂપીઠ હો. રા. ૨
તેહને પણ તેણે ઓળખી, રા. રાખી પાસ ઉપાડ હો; હ.
ચિંતે મહા અદભૂત એ સા. વાર તિહાંથી ધાડ હો. રા. ૩
એહનું કારણ શું હશે ? રા. ઇમ ચિંતી ગયો ગેહ હો; હ.
વસ્તુ ત્રણ લોહ લેખ જયું. સા. રાખી યત્ન સું તેહ હો. રા. ૪
તે પણ ત્રણ જણ માંહોમાં, રા. કહે આપણ ગયા ભૂલહો; હ.
ઉપવિત[6] પાદુકા[7] મુદ્રિકા[8], સા. એહ ઉપાયો કુશૂલહો. રા. ૫
ઈમ કહિ નિજ નિજ ઘર ગયા, રા. [9]અરુણોદય થયો જામહો; હ.
ભાંડારી પોકારિયો, સા. આવી નૃપને તામ હો. રા. ૬
સહસા[10] વિભ્રમ[11] સુણિ થયો, રા. કપટકોટ નરરાય હો; હ.
હુકમી યમદંડ તેડિયો સા. આવી નમ્યો પ્રભુપાય. રા. ૭
રોસ ધરી ભ્રુકુટી કરી, રા. નેત્ર અરુણ[12] જિમ આગ હો; હ.
રે ! કોટવાલ ! તું શું કરે ? સા. રખવાલી ઇણ માગ હો. રા. ૮

૧ પૃથ્વીપર. ૨ મોજડી. ૩ જનોઇ. ૪ વીંટી. ૫ મોજડી. ૬ જનોઇ ૭ પગની મોજડી. ૮ હાથની વીંટી. ૯ સુર્યોદય. ૧૦ ઓચિંતો. ૧૧ ગભરાટ. ૧૨ રક્ત.

રાત્રે મુજ ભંડારથી, રા. ચોરે ચોરી કીધ હો; હ.
તું સુખમેં સૂતો રહે, સા. ચોર સાહાય તેં દીધ હો. રા. ૯
મહાજનની રક્ષા કરે, રા. મુજપર ઔદાસીન હો; હ.
ગત વસ્તુ મુજ શીઘ્ર તું સા. લાવી કર સ્વાધીન હો. રા. ૧૦
નહિ તો મારૂં તુજ ભણી, રા. સાંભળી પાયો ખેદ હો; હ.
યમદંડ યામિની[1] ચરિતનું, સા. સાચો પાયો ભેદ હો. રા. ૧૧
ખબર હુઇ તબ શહેરમેં, રા પુરિજન થાય ઉદાસ હો; હ.
જન સમુદય મિલી વિનતી, સા. કરતા રાય [2]સકાસ હો. રા. ૧૨
સ્વામી ! યમદંડ સારિખો, રા. નહિકો રાજમેં ઔર હો; હ.
છોરૂ કુછોરૂ દેખિયેં, સા. ન કરે માવિત્ર રૈર હો. રા. ૧૩
ચાકર ચુકે ચાકરી, રા ઠાકુર નહિ રીસાય હો; હ.
કૃષ્ણ[3] કરણ ઘર ભય થકી સા. કેમ [4]કૃશાનુ મુકાય હો. રા. ૧૪
જાણ અજાણ હુવે કદા, રા. ઇવડી ન કીજે રીસ હો; હ.
મોટા આપ મહીપતિ, સા. ગુનહ કરો બક્ષીસ હો. રા. ૧૫
દ્રવ્ય ગયું ભંડારથી, રા. નમિલે તો અમેં આપ હો; હ.
દેશું પણ કોટવાલને, સા. મા કરો મન સંતાપ હો. રા. ૧૬
અવગુણ ઉપર ગુણ કરે, રા ઉત્તમજનનો ઢાલ હો; હ.
ઢાલ ભલી દશમી કહી, સા જ્ઞાન ગુરુને બાલ હો. રા. ૧૭

---

## દોહા.

મહાજન જન કરેં વિનતી, પણ હઠિ હઠ ન તજંત;
અરજી અમ પુરજનતણી, સફલ કરો [5]ભૂકંત ! ૧
કૃપા કરીને અમ ભણી, માગ્યા દ્યો દિન સાત;
કોટવાલ ઉદ્યતપણે, તસ્કર શોધ કરાત. ૨
સપ્ત દિવસની અવધમે, જો ન કરે એ કામ;
જિમ મન માને તિમ કરો, સુણો અરજ અમ સ્વામ ! ૩

---

૧ રાત્રિ ૨ પાસે. ૩ કાળો ૪ અગ્નિ. ૫ હે રાજા

બહુ કષ્ટે કરિ માનિયું, પણ સુણજો ઇક વાત;
સોંપે નહિ દિન સાતમે, ચોર તોં કરશું ઘાત. ૪
કેણ ન માનું કોઇનું, ઇમ કહિ મૂકે રાય;
શીખ દિયે યમદંડને, મહાજન પણ ઘર જાય. ૫
મુખ્ય મુખ્ય પુરજન પ્રતે, તેડિ કહે કોટવાલ;
ભો! પુરજન! કરવું કશું? મુજ રૂઠો મહિપાલ. ૬

## ઢાલ અગિયારમી.

("ઝાંઝરિયા મુનિવર!" એ દેશી.)

કોટવાલ જનને કહે જી, આવ્યો મુજ [1]અવસાન;
ચોર શોધ કરૂં ક્યાં થકી જી? એહિજ ચોર નિદાન! ૧
ગુણવંતા ભવિજન! સાંભલો ભવિતવ્ય વાત;
કર્મથી બલિયો કો નહીં જી, ગતિ તેવી મતિ થાત. ગુ. ૨
નીપની નિશાની[2] વારતા જી, સવિ સંભલાવી તાસ;
પ્રમુખ પાદુકા તેહની જી, અહિનાણી મુજ પાસ. ગુ. ૩
રાજા માગે ચોરને જી, આપ કરી એહ કામ;
તીને જણ મળી એકઠા જી, કુબુદ્ધિ કપટના ધામ. ગુ. ૪
[3]રાજ્યકોશના ચોરને જી, જાણું છું ભલિભાત;
પણ કિમ કહિવાયે મુખે જી, અતિ વિપરીત એ વાત. ગુ. ૫
કહેતે અણુ કહેતે થકે જી, બિંહુ પરે સંકટ મુજ;
ઇત છે [4]વ્યાઘ્ર ઇત [5]નઇજી, કહો કિમ કહિયે ગુંઝ. ગુ. ૬
મુજ મારણ કારણ રચ્યું જી, કૂટ પ્રપંચ અજાણ;
તબ મહાજન કહે તુમ ભણી જી, ભય નહિ રંચ સુજાણ. ગુ. ૭
કપટ કરી તુમ તુમ ઊપરે જી, રચિયો એહ પ્રપંચ;
આઠમ દિન પરગટ કહો જી, [6]તસ્કર નામ સસંચ. ગુ. ૮

૧ છેડો (અંત) ૨ રાત્રિની. ૩ રાજભંડાર. ૪ વાઘણ. ૫. નદી. ૬ ચોર.

જો સમજે તો સુંદરા જી, નહિતો કરશું દૂર;
રાજ્યથકી પણ એહને જી, [1]કચવર ઘરથી જિમ ભૂર. ગુ. ૯
થાજો ઇમ કહી જન ગયા જી, હવે યમદંડ તિવાર;
ધૂર્તવૃત્તિથી ચોરની જી, કરતો ગવેષણ સાર. ગુ. ૧૦
સંધ્યા સમયે નૃપ કને જી, નમી બેઠો કોટવાલ;
પૂછે નૃપ લાવ્યો નહીં જી, કિમ તું ચોરને ઝાલ? ગુ. ૧૧
કહે તે મેં જોયો ઘણો જી, પણ નવિ લાધો ચોર;
વળતાં મેં અવિલોકિયું જી, જન સમુદય ઇક ઠોર. ગુ. ૧૨
[2]કશ્ચિત કથક કથા કથે જી, સુણવા હું [3]વિલગ્ગ;
તેથી ઇહાં કણ આવતાં જી, બહુ વેલા મુજ લગ્ગ. ગુ. ૧૩
કહે [4]નરવઇ [5]ગયમઇ તદા જી, મરણનો ભય [6]અવહેલ;
સરસ કથા કેહવી સુણી જી? કહે યમદંડ મતિભેલ. ગુ. ૧૪
કલ્પિત વાત બુદ્ધિ બલે જી, કહી કથક જે [7]તથ્થ;
[8]અથ્થ ભરી નિસુણી મહા જી, [9]ગાહા એક [10]પસથ્થ. ગુ. ૧૫

॥ यतः ॥

दीह काल वणं तथ्य, पायवे निरुवद्दवे ।
मूलाओ उठिया वल्ली, जाओ सरणाओ भयम् ॥ १ ॥

અણ લહતો [11]પરમથ્થને જી, કહે નૃપ કહો [12]સુપયથ્થ;
હું વલિ સહુ સભા સુણે જી, [13]ગુત્તીપાલ [14]સુકયથ્થ; ગુ. ૧૬
મહામતિવંત વદે હવે જી, એકાદશમી ઢાલ;
નૃપ સમજાવન કારણે જી, જ્ઞાન રવિ સુરસાલ. ગુ. ૧૭

---

૧ કચરો. ૨ કોઇક. ૩. લાગ્યો. ૪ રાજા. ૫ ગતબુદ્ધિ. ૬ અવગણી–છોડી–મુકી. ૭ તિહાં, ૮ અર્થ. ૯. ગાથા. ૧૦ સારી. ૧૧ પરમાર્થ. ૧૨ સારો અર્થ. ૧૩ કોટવાલ. ૧૪ સારી રીતે કહે છે.

દોહા.

ભૂપતિને યમદંડ જી, કહે કો વન મુઝાર;
એક સરસ [1]સર જલ ભર્યું, માનસ [2]સર અનુહાર. ૧
પાલ [3]પરિવૃત શોભતો, દુર્લભ વિવર જણાય;
નીતિવંત નરપતિ જિસા, તેવા [4]સદલ સછાય. ૨
[5]વૃક્ષતતી અતિ રાજતી, તેહમાં એકણ વૃક્ષ;
વાસ વસે તિણ ઉપરેં, નિર્મલ હંસ [6]સપક્ષ. ૩
[7]ભૂમિરૂહ [8]રૂહવલ્લિકા, અંકુર દેખે વૃદ્ધ;
હંસ વૃદ્ધમતિ ઇમ કહે, પુત્ર પૌત્રપ્રતિ બુદ્ધ. ૪
એહિજ વલ્લી વિસ્તરણ, શીલા ચંચુ પ્રહાર;
દૂર કરો નહિ તો થશે, આપણ મારણહાર. ૫
તરુણ હંસ હસિને કહે, અહો ! વૃદ્ધ ભયભીત;
મરણ થકી હજિ કેટલી ? જીવિત આશા ચિત્ત. ૬
ઇહ કિંચિત પણ ભય નથી, વલ્લી થકી અમ કાંય;
નહિ તો પણ પ્રાણી સહું, મરણ ધર્મિ કહિવાય ! ૭

ઢાલ બારમી.

( "નમી ઋષિરાયારે" એ દેશી. )

વચન સુણી નિજ બાલનાં, નિસુણો નરરાયારે;
[9]જરઠ ચિંતે જુઓ, એહ સુણો મહારાયારે !
હિતવચ શત સરધે નહિ નિ, ઉલટું હાસ્ય કરેહ; સુ. ૧
મૂરખ નરને બોધ કો નિ. લુબ્ધ ને યાચક શત્રુ; સુ.
જારિણીને પતિ જેહવો નિ. ચોરને ચંદ પવિત્ર સુ. ૨
તિમ એ પરિકર માહરો નિ. મૂર્ખ શિરોમણિ થાત; સુ.
લેશે આપદ જેહવે, નિ. તવ સંભારશે તાત. સુ. ૩

૧ તલાવ. ૨ તલાવ. ૩ ઘેરાયેલો. ૪ પત્ર સહિત. ૫ પંક્તિ.
૬ નિજ પરિવાર સહિત. ૭ વૃક્ષ. ૮ ઉગેલી. ૯ ઘરડો.

ચિંતી મૌન કર્યું તિણે નિ. રહિયા તિણહિજ દેશ; સુ.
વેલિ વધી કાલોતરે નિ. [1]પાદપ છાયો વિશેષ. સુ. ૪
પટઆવાસ સોહે જિસો નિ. નિરખ્યો સહુ નયણેણ; સુ.
ઇક દિન ભક્ષ ભણી ગયા, નિ. હંસ સહુ હરખેણ સુ. ૫
ઇણ સમે [2]લુબ્ધક આવિયો, નિ. જાણી [3]ખહચર ઠાયઃ સુ.
વેલી અવલંબી ગયો, નિ. [4]જલરૂહ જાલ બિછાય. સુ. ૬
સાંજ સમય અણજાણતાં, નિ. આશ્રઇ [1]પાદપ હંસ; સુ.
બેઠા તવ બધાઇયા, નિ. કરત કુલાહલ [5]ભ્રંસ. સુ. ૭
[6]જરઠ [7]મરાલ સમય લહી નિ. અહો ! સુત ! દેખો આજ; સુ.
તિણ દિન બયણ ન માનિયું, નિ. તો થયું મરણનું સાજ. સુ. ૮
ચિંતાતુર ચિત્તે થયા, નિ. કહિણ ન માન્યું તાય; સુ.
મંદમતિ અમ હોઈયા, નિ. તેહનું ફલ એહ થાય. સુ. ૯
ભવિષ્ય કહ્યું તિણ દિન તુમે, નિ. તિમ જીવન ઉપાય; સુ.
હમણા પણ કહો તાતજી, નિ. બધન [8]મોક્ષ કરાય સુ. ૧૦
[9]અગ્રજ હંસ અંગજ ભણી નિ. કહે તુમ શૂન્ય વિવેક; સુ.
આવ્યું મરણ હવે શું કરૂં ? નિ. પાછલ મતિ અતિ છેક. સુ.૧૧
અજ્ઞપણે વિણવું જિકે, નિ. કારજ નિફલ પ્રયાસ; સુ.
[10]સરિતાપૂર વહી ગયો, નિ. [11]સેતુબંધ તણો આયાસ. સુ. ૧૨
વર બુદ્ધિ વિદ્યા નહીં નિ. બુદ્ધિ વિદ્યા થકી સિદ્ધ; સુ.
બુદ્ધિહીન [12]દ્વીજ સિંહને, નિ. અઠીથીં કરત વિનદ. સુ. ૧૩
પુનરપિ હંસ લઘુક કહે, નિ. તાતજી ! કરી ચિત્ત સ્વસ્થ, સુ.
પ્રાણ ધરણ જિણથી હુવે, નિ. ચિંતવો તજી અન્ય અથ્થ. સુ.૧૪
[6]જરઠ કહે કહું તિમ કરો નિ. હોય જો જીવિત આશ; સુ.
ચેષ્ટા મૃતક તણી કરી નિ. રહો રૂંધી તુમ શ્વાસ, સુ. ૧૫

---

૧ વૃક્ષ. ૨ શિકારી. ૩ પક્ષી. ૪ વૃક્ષ. ૫ ગાઢો–આકરો. ૬ ઘરડો. ૭ હંસ. ૮ બંધનનું છુટવું. ૯ મોટો ૧૦ નદીપુર. ૧૧ પાલનુ બાંધવું. ૧૨ બ્રાહ્મણ

પાશ [1]રજ્જુથી છૂટશું, નિ. ગલ મોટ જિમ નહિ થાય; સુ.
સાંભલી ઇમ સહુએ કર્યું, નિ. [2]લુબ્ધક પ્રભાતેજી આય. સુ. ૧૬
હંસ સમૂહ મૃત જાણિને, નિ, નાખ્યા સહુ [3]અધઃ ભાગ; સુ.
વૃદ્ધ કહિણુથી ઉડિ ચલ્યા, નિ. પામી સબલો લાગ. સુ. ૧૭
અહો! વૃદ્ધ વયણથી જીવિયા, નિ. માને બહુ ઉપકાર; સુ.
તિણ દિનથી માને ઘણું, નિ. વૃદ્ધ વચન હિતકાર. સુ. ૧૮
[4]દ્વાદશ સંખ્યા ઢાલ એ, નિ. કહિ જ્ઞાન રવિ કવિ ચંગ; સુ.
હવે ઉપનય યમદંડજી, નિ. કહે આગલ ધરી મનરંગ. સુ. ૧૯

દોહા.

કોટવાલ ભૂપાલને, ભાખે સુણ વસુધાર!
હંસવર્ગ નિવસે સુખે, વૃક્ષતણે આધાર. ૧
મૂલથકી વેલી વધી, વધ કારણ તે થાય;
જેહ શરણ તેથી મરણ, કહો કિણ શરણે જાય? ૨
મૂલથી વિણઠું કામ એ, કથા સુણી અભિરામ;
ઇમ યમદંડ કહી નમી, પહુતો આપણ ધામ. ૩
અભિપ્રાય સહુ સૂચવ્યો, પણ નવિ સમજ્યો રાય;
દુરાગ્રહી સમજાવવા, બ્રહ્મા પણ અકુલાય. ૪
બીજે દિન વલિ આવિયો, સાંજ સમય કોટવાલ;
નૃપ પૂછે કિમ આજ પણ, ન કરી ચોર સંભાલ? ૫
કહે તે જોયું જડયો નહિં, વલતાં મારગમાંહિ;
કુંભકાર કથતો કથા, સુણવા ઉભો ત્યાંહિ. ૬

ઢાલ ૧૩ મી.

( "જી હો જાણ્યું અવધિ પ્રયુંજીને" એ દેશી. )

જી હો કુંભકાર કેહવી કહી લાલા? કહો મુજ આગલ વાત;
જી કહે યમદંડ જો હુકમ તો લાલા, કહું સઘણું અવદાત. ૧

૧ દોરડી. ૨ શિકારી ૩ પૃથ્વી ઉપર હેઠે ૪ બાર

સુગુણ નર કીજે કામ વિમાસ,
જી હો અવિચારિત જે આચરે લાલા, પશ્ચાતાપ નિવાસ. સુ. ૨
જી હો ગાથા એક કહી તિણે લાલા, અતિ ગંભીર જસ [૧]અથ્થ;
જી હો તેહ વિચારથી અતિ ઘણા લાલા, સાધન કાજ સમથ્થ.[૨] ૩

॥ गाथा ॥

जेण भक्खं वलं देमी, जेण पोसेमी अप्पयं ।
तेण मे पुट्ठिया भग्गा, जाओ सरणओ भयं ॥

જી હો પૃથ્વીપુર નયરે વસે, લાધા કુંભકાર[૩] એક સાર;
જી હો પુર પરિસર મૃતકાતણી, લાલા, ખાણથી માટી અપાર. સુ.
જી હો લાવી વિવિધ પ્રકારના, લાલા, ભાંડ[૪] ઘડી ઘડી જાય;
જી હો શહેરમેં વેચણ કારણે, લાલા, બહુ ધન તેથી ઉપાય. સુ.
જી હો કરે કુટુંબ પ્રતિપાલના, લાલા, યાચક દેવે દાન;
જી હો ધન ખરચે નિજ જ્ઞાતિમા, લાલા, સુખિયો પાવે માન. સુ.
જી હો સુખિયો ઘણો કુંભકાર તે, લાલા, ઇક દિન રાસભ[૫] લેય;
જી હો માટી આકરે[૬] આવિયો, લાલા, ખોદી પુંજ[૭] કરેય. સુ.
જી હો વિવર કર્યો મૃદ[૮] કાઢતાં, લાલા, તિણુ માથે તિણુવાર;
જી હો શિખર પડયો તેણે દાબિયો, લાલા, કરતો અતિય પુકાર. સુ.
જી હો મુખ ઉઘાડો દેખિને, લાલા, મિલિયા લોક અપાર;
જી હો મહત્તા[૯] કષ્ટે કાઢિયો, લાલા, બોલ્યો બોલ તિવાર. સુ.
જી હો અનધન વધિયો જિણુ થકી, લાલા, જેહ કુટુંબ આધાર;
જી હો તેજ મૃતિકા ધસિ પડી, લાલા, મુજ ચાપ્યો ઇણુવાર. સુ.
જી હો જેહનું શરણુ મુજ હતું, લાલા, તેહિજ મારણુહાર;
જી હો હવે શરણું કહો કેહનું ? લાલા, કહેતો ચકી[*] તે વાર. સુ.
જી હો કોટવાલ કહે એ કથા, લાલા, સુણવા લાગો જામ;
જી હો વેલા વ્યતિક્રમ બહુ થયો, લાલા, થયો ન તુમચો કામ. સુ.
જી હો ગુનહ થયો તે બખસિયે[૧૦], લાલા, ઇમ કહિ નમી ઘર જાય;

૧ અર્થ–૨ સમર્થ ૩ કુંભાર. ૪ વાસણ ૫ ગધેડો ૬ માટીની ખાણો. ૭ ઢગલો. ૮ માટી. ૯ બહુ કષ્ટે. ૧૦ માફ કીજે.

જી હો તોપણ નવિ સમજ્યો જડો, લાલા, મતિ અતિ વિપરીત થાય.સુ.
જી હો બીજો દિન ઇમ વહિ ગયો, લાલા, નૃપ સૂતો ઘર જાય;
જી હો તસ્કર લાવશે કયાં થકી? લાલા, નિશ્ચય મન ઠહરાય. સુ.
જી હો કોટવાલ ચિંતે ચિતે, લાલા, હજિય ન સમજ્યો રૂપ;
જી હો સાંભલ્યું પણ અણ સાંભલ્યું, લાલા કરતો એ મુજ ભૂપ.સુ.
જીહો ચેતે ચતુર નિજ ચિતથી, લાલા મૂરખ સમજે હાંથ;
જીહો શાણો સમજે બોલમેં, લાલા ઉન્મત્ત નવિ સમજાત. સુ.
જીહો બીજા દિવસતણી ભલી, લાલા એહ કથા અભિરામ;
જીહો જ્ઞાન રવિ કહી તેરમી, લાલા ઢાલ ઘણી ગુણ ધામ. સુ.

## દોહા.

વાસર[1] ત્રીજે આવિયો, સાંજ સમય યમદંડ;
નૃપ કહે ચોર ન લાવિયો? પામિશ સબલો દંડ. ૧
તે કહે સાંભલી મેં કથા, તિણસું લાગી વાર;
કહે રાજન કેહવી સુણી? વાત કહો વિસ્તાર. ૨
હવે ભાખે યમદંડજી, પ્રગટ દેશ પાંચાલ;
નગરી વર શક્તિમતિ, તિલક સમી ભૂભાલ[2]. ૩
નામ સુધર્મ મહીપતિ, જિનપતિ ધર્મે રક્ત;
આસ્તિક ધોરી ધર્મનો, વર ગુરૂ ચરણાસક્ત[3], ૪
[4]ભુવન પતિના માર્ગમાં, દૃઢમતિ ધારણહાર;
પતિભક્તા જિનમતિ સતી, નામે નૃપ પટનાર, ૫
પ્રોહિત જયદેવાભિધો, ગિધ્ધો મત [5]ચાર્વાક;
નાસ્તિક નિર્દય નિર્ગુણી, માંસે જિમ ગૃધ કાક. ૬

## ઢાલ ૧૪ મી.

( " અરણીક મુનિવર ચાલ્યા ગોચરી " એ દેશી. )

એક દિવસ આસ્થાન સભા મધ્યે, બેઠો નૃપ જિમ રામોજી;

૧ દિવસ ૨ પૃથ્વીનું ભાલસ્થલ ૩ ગુરૂ ચરણોમાં લીન. ૪ તીર્થંકર.
૫. નાસ્તિક

ન્યાયે દાનેરે હરિચંદ સારિખો, ભીમ જ્યું ભુજબલ થામોજી.૧
ગણપતિ[1] કહે નરપતિજી ચિત ધરો, સરસ કથા અભિરામોજી;
નીતિ ન્યાય સરસ રસ જાણશો, સીજશે સમિહિત કામોજી ગ. ૨
સંધિપાલ કહે મહાબલ પ્રભુ ! દેશ સધિ નૃપ જેહોજી;
તુજ જનપદ[2] જનરૂધી વિણસાડતો, ગાજંતો જિમ મેહોજી. ગ ૩
નિર્બલ રાય નમાડી મેલિયો, [3]દલ સબલો તિણ કીધોજી;
લૂંટે સાથ ને નગરાદિક ઘણાં, દૂત સંદેશક[4] દીધોજી ગ. ૪
વચન પવનથીરે કોપ અનલ[5] જલ્યો, ધુમ શિખાગઇ શીશોજી;
મૂછે કર ધરિ સૈન્યાધિપ[6] ભણી, સૈન્ય સજો કહે ઇશોજી[7]ગ.૫
તાવત[8] ગર્જતિ યાવત મેં નહિ, બંધન શસ્ત્ર ધરાયોજી;
દુષ્ટ નિગ્રહ[9] કરવો નૃપ ધર્મ એ, ઇમ સિદ્ધાંત કહાયોજી ગ.૬
ચતુરંગ દલબલ સબલ સજી કરી, રણભેરી તિહાં વાજેજી;
સુભટ ભટા જિમ મેઘ ઘટા ચઢી, રત્નાકર[10] જિમ ગાજેજી, ગ.૭
મહાં વિકરાલ કરાલજ[11] જમ જિસીં, ધરિ કરમાં[12]કરવાલોજી;
બલિયા કલિયારે અખતરિયા વલિ, વૈરી મન મહાં કાલોજી.ગ.૮
તિરછી બરછીરે ભાલા ઝલહલે, [13]વિદ્યુત જ્યું ઝાતકારોજી;
રણ રસિયા [14]કસકસિયા પહિર્યા, કેસરિયા શણગારોજી. ગ.૯
હયગય પયદલ [15]રહબલ સામટા, ઉલટયા સમુદ્ર તરંગોજી;
વિકટ મહાનટ ઉત્કટ રસેભર્યા, સજ થયું સૈન્ય અભંગોજી. ગ.૧૦
તસ સાથે નર નાથે ગમન કર્યું, શુભ શકુને પ્રેરંતોજી;
દૂર જઇ દૂત મુખથી કહાવ્યું, આવ્યો કરણ તુજ અંતોજી.૧૧
સાંભલી મહાબલ સદલ આવતો, અચલ મનો નિજ માનેજી;
ત્રંબાલુ ગુંજાલુ ઘણા ધુરે, દૃષ્ટિ ધરી અસમાનેજી. ગ. ૧૨
બિહુ લશ્કર વર મિલિયા સન્મુખે, નિજ નિજ સ્વામી પ્રશંસેજી;
વર વરિયા વડવડિયા વલગીયા, [16]સમરાંગણને વિશેષેજી. ગ.૧૩

૧ ગણધર. ૨ દેશ. ૩ સૈન્ય ૪ સદેશો. ૫ અગ્નિ. ૬ સૈન્યોના ઉપરી પ્રતે. ૭ રાજા. ૮ ત્યા લગે ૯ છેદન ભેદન ત્રાસ. ૧૦ સમુદ્ર. ૧૧ ભયકારી ૧૨ તરવાર. ૧૩ વિજળી. ૧૪ શરીરપર ચોટી ગ્હે નેવા. ૧૫ રથ. ૧૬ રણભૂમિ.

તીર વહે જિમ ધાર નીરની, ગગનાંગણુ તિણે છાયોજી;
ગોલી ચલે યમ કવલિત[1] તે કરે, ગિરી પડછંદા ઉઠાયોજી. ગ.૧૪
કરત ગદાયુધ માંડી તદાકરે, ખગ[2] ધારા જે પડંતજી;
રૂધિરમયી સમરાંગણુ મહીં[3]થઇ, કેઇ કબ્બંધ[4] લડંતજી. ગ. ૧૫
[5]ધરણી ધ્રૂજેરે કાયર લડથડે, [6]રણુરસ અધિક ઉમંગેજી;
[7]અરિમદ મોડેરે જોડે મરણુ મુખે, દોડે હોડે[8] ઉછંગેજી. ગ.૧૬
ઈમ રણુ હોતેરે દલ મહાબલ તણું, કેસરીથી [9]અજ જેમજી
જાય ઉજાતુંરે મહાબલ ઝકડીને, બાંધ્યો પકડીને તેમજી.ગ.૧૭
રાય નરે' નરરાયને સોંપિયો, રૂધિ સહુ લૂંટી તેમજી;
દેશ નિકાલ કિયો ફલ પાવિયો, [10]અનય તણુઁ સુણો એમજી. ગ.૧૮
જય [11]નિર્ઘોષ થયો સુધર્મનો, વલિયો નરપતિ તામજી;
આનંદભરથીરે નિજપુરે આવિયો, નયર [12]પ્રતોલિયે જામજી.ગ.૧૯
હવે તિણુ અવસર જે થયું તે કહું, “સમકિત કૌમુદી” રાસેજીઃ
ઢાલ ચૌદમીરે જ્ઞાન રવિ કહે, ભવિ સુણો મન ઉલ્લાસેજી, ગ.૨૦

---

દોહા.

શત્રુ જીતી રાજવી કિયો [13]નિરૂપદ્રવ દેશ;
સજ્જન જન હરખ્યા સવિ, નગર પ્રતોલિ પ્રદેશ. ૧
આવ્યો જેહવે તેહવે, સિંહદ્વાર તતખેવ;
પડિયો તવ નૃપ ચિંતવે, એ શું! અકારજ હેવ? ૨
મંગલને ઠામે થયું, એ અપમંગલ આજ;
માટે જાવું નવ ઘટે, નયરમાંહિ સુસમાજ. ૩
ઈમ ચિંતી નિજ બાગમેં, આય વસ્યો નરરાજ;
હુકમ કર્યો સજ કરણુનો, સિંહદ્વારને કાજ. ૪
નવિન વલી નિપજાવિયું, પુનરપિ ધસી પડંત;

---

૧ કોલીયા. ૨ ખડગ. ૩ પૃથ્વી. ૪ માથા વિનાના ધડ. ૫. પૃથ્વી. ૬ સંગ્રામ રસ. ૭ શત્રુ. ૮ સામસામા. ૯ બકરો. ૧૦ અન્યાય. ૧૧ ધ્વનિ. ૧૨ દરવાજે. ૧૩ ભયરહિત.

વાર બીજી ત્રીજી ફરી, દ્વાર કિમે ન રહંત. ૫
નૃપ મન ચિંતાતુર થયો, પ્રોહિત તેડ્યો તામ;
કહે પ્રતોલી થિર હુવે, કરો ઇસ્યું તુમ કામ, ૬

ઢાલ ૧૫ મી.
(દેશી—ભદિણીની.)

તવ પ્રોહિત કહે [1]દ્રોહી હો, ગત સોહી ચિત્ત [2]પ્રતોલિકા; [3]અધિષ્ટાઇકા રીસાયઃ
પુર [2]પોલી તિણુ પડતી હો, નરપતિજી. આપણુ હાથસું, પુરૂષ પલલ[4] જો દેવાય. ૧
ભૂપતિજી ! કાંઇ કીજે' હો, બલિ દીજે' રીઝે દેવતા, સીંજે જ્યું આપણુ કાજ;
ભીંજે રુધિરે પોલી હો, નવિ ખીજે, છીજે પાપ જ્યું કીજે રાજ સુસાજ. ભૂ. ૨
નર હણિ દેવને પૂજે હો, [5]નરદેવ ! વિઘન દૂરે ટલે, શાંતિ કરમ કરો એમ;
ધર્મ ધુરંધર [5]નરવર હો, કરુણાવર ઢાંકી કાનને, [6]અસમંજસ કહો કેમ. ભૂ. ૩
ભૂપતિ કહે હિંસાએ હો, નવિ થાય શાંતિ સુણો સવે, ધર્મ અહિંસા મૂલ;
કહિયો છે સહુ શાસ્ત્રે હો, પ્રોહિતજી આધા કિમ કરો ? હિંસા મહા પ્રતિકૂળ ! ભૂ. ૪
મનથી પણુ જો હણિયે' હો, બહુ ભવમે' ભમિયે' દુઃખ ભણી, પર પ્રાણીને દુઃખ;
દે તે પામે પોતે હો, ફલ તેનું [7]અફલ ન સંભવે, હિંસાથી નહિ સુખ. ભૂ. ૫

૧ દ્રોહી. ૨ દરવાજો. ૩ રક્ષાની કરવાવાળી. ૪ માંસ. ૫ રાજા. ૬ વિગર વિચાર્યું. ૭ નિષ્ફળ.

પરને પાપ ન ચિંતે હો, તેહ ઈહિ પર ભવ સુખિયો, શાંતિ
કરમ પણ તાસ;
પર આતમ નિજ આતમ હો, સમજાણે માણે શાસ્વતા, સિદ્ધિ
વધૂ સુખ ભાસ. ભૂ. ૬

॥ यतोक्तं ॥

यो दद्यात् कांचनमेरुं, सागरांतवसुंधरां ।
एकस्य जीवितं दद्यात् नैव तुल्यं कदाचन ॥

પ્રોહિત કહે સુણ મહિપતિ હો, તુમ મતિથી માનો પાપને,
તો પણ શાંતિ નિમિત્ત;
કરતાં પાપ ન ભાખ્યું હો, ઇમ દાખ્યું તે પણ શાસ્ત્રમેં, ઇમ
અવધારોજી ચિત્ત. ભૂ. ૭

શુભકર્મી શુધ ધર્મી હો, કહેં ભૂધવ પ્રોહિત પ્રતે, વ્યાધિ
સમાવણ હેત;
હાલાહલ વિષ ખાયે હો, કિમ જાયે રોગ શરીરથી, પ્રાણ જાય
સંકેત. ભૂ. ૮

પાપ નહિ એહ સરિખો હો, ચિત પરિખો જગમેં ઇણ સમો
તેણે ન કરૂં એ કામ;
સુણિને દુષ્ટ પુરોહિત હો, પાપિષ્ટ કહે પુરજન ભણી, કામ કરે
નહિ સામ. ભૂ. ૯

તોપણ આપણ કરિયેં હો, જિમ વરિયેં સુખ લક્ષ્મી ઘણી,
ભૂમિધણી સુણિ એમ;
કહે પુર પુન્ય [1]પાતકમેં હો, ઘાતકમેં ભાગ છઠ્ઠો લહે, પરમત
કહે પણ તેમ. ભૂ. ૧૦

નવો નગર નિવસાવિ હો, કોઇ અવર ઠિકાણે જઈ વસું, પણ
ન કરૂં નર ઘાત;
પ્રોહિત પ્રમુખા ભાખે હો, જિમ થાશે શુદ્ધ ઉપાયને, કરશું તુમ
બાધ ન થાત. ભૂ. ૧૧

૧ હિંસામાં.

ઇમ સમજાવ્યો નૃપને હો, તવ ફાવ્યો દાવ અભિષ્ટ જે મૌન રહ્યો રાય;
પ્રોહિત મંત્રી પુરીજન હો, મિલિ દુરિજન સહુએ સામટા, દ્રવ્ય એકત્ર કરાય. ભૂ. ૧૨
તે દ્રવ્યથી સોવનનો હો, મણિ ભૂષિત પુરુષ પ્રમાણનો, નિપજાવી આરોય;
કરિને [1]શકટે ફેરી હો, પુરશેરી કરિ ઉદ્ઘોષણા. ચાકર કરતો જોપ. ભૂ. ૧૩
કોપણ પુત્ર દેઇને હો તસ માતા લઇને વિષ કરે, જનક કરે ગલ મોડ;
તસ કાંચનમય પુરૂષો હો, અતિ સરસો કોટી દ્રવ્યને, દેશું ઇમ કહે જોડ ભૂ ૧૪
પુર પોલીની દેવી હો, તસ દેવી બલિ નૃપ હુકમથી, તે માટે નર એક;
જે દેશે તે લેશે હો, બહુ દ્રવ્ય ધણી થાશે સહી, સુણો [2]ચર નર કહે છેક. ભૂ. ૧૫
સમકિત કૌમુદી રાસે હો, ઇમ ભાસે જ્ઞાન રવિ કવિ, [3]તિથિ સંખ્યા ઇહ ઢાલ;
ભાખી ચરિત્ર છે સાખી હો, મન રાખી સજ્જન આપણે, ચાખી કથા સુરસાલ. ભૂ. ૧૬

(દોહા.)

તિણ નયરે [4]વાડવ વસે, દારિદ્ર નિવસન ઠામ;
વરદત નામે, તેહની, ગેહિણી [5]નિકૃપ ધામ. ૧
સપ્ત તેહના સુત અછે, પટહ સુણી તિણવાર;
દોડી આયો ઘર ભણી, બોલે હરષ અપાર. ૨

૧ ગાડા ઉપર. ૨ સેવક. ૩ પનર. ૪ બ્રાહ્મણ. ૫ નિર્દય.

નિર્ધન આપણુ અતિ ઘણા, ઇંદ્રદત્ત લઘુ પુત્ત;
દીજે રાય ભણી જઇ, ઇણુ અવસર એહ યુત્ત. ૩
કોટી દ્રવ્ય સોવનમયી, પુરુષો દે ભૂપાળ.
પુત્ર અછે વલિ હોયશે, જો છે પુન્ય રખવાલ; ૪
ધન લહી લાહો લીજીયેં, સુખ વિલસો દિનરાત;
લોભણી પાપણી માનિયું, નૃપ ચરને સંભલાત. ૫
હું દેશું મુજ પુત્રને, ઇમ સુણી તે નર જાય;
પ્રોહિત પ્રમુખ ભણી કહ્યું, નામ ઠામ સંભલાય. ૬

## ઢાલ ૧૬ મી.

( "મોહેલાંમે બેઠી રાણી કમળાવતી." એ દેશી. )

ઇંદ્રદત્ત નિજ ચિત્ત સાથે ચિંતવે, અહો ! ધનનું જુઓ કામ?
અકૃત પણુ ધનને અરથેં ઇમ કરે, [1]ગર્હિત અતિ [2]ગતમામ;
સાંભલ મહારાજા ! નિર્બલ બાલકરો જોર જ કો નહીં. ૧
વરદત્ત દ્રવ્ય લઇને સોંપિયો, મહાજનને ઇંદ્રદત્ત;
કરી અલંકાર સહિત માતાપિતા, નગર પ્રતોલી [3]સંપત્ત સાં. ૨
શેઠ પુરજન મહાજન સઘલા મિલ્યા, બહુ આડંબરે રાય;
પ્રોહિત તવ કહે પરમુખ [3]ગણુ સહુ, પોલિપ્રદેશેં આય. સાં નિ. ૩
પ્રોહિત તવ કહે વરદતને ઊઠતું, કામ કરો [4]અવિલંબ;
ઇમ સુણિ મારણ તત્પર તાતજી, વિષ લઇ આઇ [5]અંબ. સાં. નિ.
દોનું જણુને જબ દીઠા આવતા, મારણ કારણુ જામ;
પુત્ર ઇંદ્રદત્ત દેખી એહવું, હસવા લાગો જી તામ. સાં. નિ. ૫
રાય પરમુખ પરિજન ચિત ચમકિયા, દેખી પાયા અચંબ;
રાય કહે કિમ બીક લહે નહિ ? મરણુ થકીરે તું [6]ડિંભ ! સાં. નિ. ૬
રોવણુ ઠામે કિમ હસવું આવિયું ? એ અચરજ અમે ભાલ,
ઇંદ્રદત્ત બોલ્યો સમય લઇ ભલો, વચન વિલાસ રસાલ. સાં. નિ. ૭

૧ નિંદિત. ૨ લાજવિના. ૩ સમુદાય-ટોળું. ૪ ઉતાવળું. ૫ માતા. ૬ બાલક.

હાસ્ય કરી કહે રાજાજી! સાભળો, ભય જબ લગ નહિ આય;
તબ લગ ડરવું જિમ ભય આવે નહિ, જબ ભય આય
ચલાય. સાં. નિ. ૮
સન્મુખ ભય આયા નિર્ભય હોઇયે, એક [1]કોવિદ નર નીત;
મારે પણ ભય થાનક અબ આઇસુ, રોવણની નહિ રીત. સા. નિ. ૯
રોયા રાજાજી! રાજમિલ નહીં, એ જગ કહિવત સાચ;
જનક બાલકરો ભરપોષણ કરે, આવણ દિયે નહિ આચ સાં. નિ. ૧૦
જનક થકી જવ પરિભવ સંભવે, તવ પ્રસૂ[2] શરણે જી જાય;
રોતો કરૂણજ સ્વરથી નિજગોદમે, બુચકારી લિયે માય. સાં. નિ.
જનક જનની જવ રુસે બે જણા, ન્યાત સુખી નર પાસ;
તેહ થકી પણ ગરજ સરે નહિ, નૃપતિને કરે અરદાસ સા. નિ.
પંચમ રાજાજી પાલક લોકનો, દુખ્ખિત જન પ્રતિપાલ;
[3]અબલાને પણ ભય ઉપજે જબ અતિ, ઇણહિજ રીત સભાલ.
સા. નિ. ૧૩
કાચન પુરૂષો વલિ દ્રવ્યના લોભિયા, માતપિતા મુજ [4]અજ્જ;
[5]જનક રાજાજી! ગલમોડન કરે, [6]જનની વિષ લેઈ હુઇ
[7]સજ્જ. સાં નિ. ૧૪
નાત સુખી પણ પતલ્યા ઇણ સમે, સુખીં મુજ મારણ કાજ;
ઉદ્યત થઈ આય, વળી થેં રાયજી! ઉભા જુવો છોજી આજ.
સાં. નિ. ૧૫
અબતો રખવાલો રાજન્! ઈક રહ્યો, ભક્તવત્સલ ભગવંત;
ધારી ધીરજ મેં હૃદય કઠિન કિયો, શોક કિયે શું ! સરંત સાં. નિ.૧૬
નહાનો જબ હુતો લાડ લડાવતા, ધરતા અતિ ઘણો મોહ;
તેહિજ અબ મારણ કારણ આવહીં, હાસ્ય આવ્યું તિણ [8]મોહ.
સા. નિ. ૧૭

---

૧ પંડિત ૨ માતા. ૩ નિર્બળ-અબળરિત. ૪ આજ ૫ પિતા.
૬ માતા. ૭ તૈયાર. ૮ સુને

હસતાં રોતાં હો રાયજી ! પ્રાહુણો, ઊખાણો કહે લોય;
મરણ આયો રાજાજી! [1]સમ્મુહો, રૂદન કિયે શું હોય? સાં. નિ.
રાજન કહે માહરે એહ નયરતણો, નહિ પ્રયોજન કોય;
[2]યત્ર હું તત્ર નગર, પણ નહિ કરૂં, બાલક મરણુજ હોય. સાં. નિ.
નિરખી ધીરજ નૃપની વલિ બાલની, પ્રસન્ન હુઇ સુરી તેહ;
નગર પ્રતોલી કરિ દીધી નવી, પ્રગટ પ્રશંસા કરેહ. સાં. નિ. ૨૦
સાહસ બલ દેખી પુરદેવી કરે, પુષ્પ વૃષ્ટિ તિણુ વાર;
ભાગ્યબલી નૃપ, એહ બાલક ભલો, વરત્યો જયજયકાર, સાં. નિ.
સબલ આડંબર કરી કરૂણા ધરી, ઘર પહોંચાડ્યોજી બાલ;
રાજા પણ શુભ મુહુરત પુરમેં ગયો, પ્રગટી હો મંગલમાલ. સાં. નિ.

॥ यतः ॥

उद्यमं साहसं धैर्य, बलबुद्धिपराक्रमम् ।
षडेते यस्य चिन्हानि, तस्माद् देवोपि शंकते ॥

પૂરણ હુઇ ઢાલ કથા ત્રીજી વલી, ષોડસમા મન રંગ;
જ્ઞાન રવિ કહે શ્રોતા જન સુણો, ભાવ ધરીજી અભંગ. સાં. નિ.

---

દોહા.

ત્રીજા દિવસ તણી કથા, કહી સરસ ચમહંડ;
સુખમેં પોતો નિજ ગ્રહે, મહામતિમંત અખંડ. ૧
વાત રસિક સંભલાવતો, નિત નિત કહે નરરાય;
પણ મગશૈલિક[3] નવિ ગલે, વચન જલેં પરખાય. ૨
અમરષ નવિ છોડે કિમે, નિજ મનથી નિરધાર;
શુષ્કથણી નારી જિસી, કોપે [4]કંચુકિકાર. ૩
ચતુર વલી ચોથે દિને, આયો રાજહજૂર.
બેઠો કરિય જુહારને, બોલે નૃપ થઇ ક્રૂર. ૪

---

૧ સામો, ૨ જ્યા. ૩ મગશેરીયો પથ્થર. ૪ દરજી.

રે! [1]તસ્કર પકડયો નહી, હજી લગણ દિન જાય;
મૃત્યુભય કિં નવિ ગણે! કહે ઇમ ભૃકુટી ચઢાય. ૫
કોટવાલ કર જોડીને કહે કથા સુણી આજ;
તિણુથી વિલંબ થયો ઘણો, કહો કથા કહે રાજ. ૬

---

ઢાલ ૧૭ મી.

( "ગિરિ વૈતાઢયને ઉપરે" એ દેશી. )

પુર [2]રક્ષક કહે નરપતિ! સુણો થઇ સાવધાન રે; લોલસુ.
કોઈક [3]કાનન શોભતું, રમણીય અમાનરે. લો. ર. ૧
અંબ કંદબ જંબૂ જિહાં, વટ પીપલ અસમાન; રે. લો. વ.
પાડલ વલિ રાયણુ ભલા, બહુ પાદપ થાન. રે. લો. બ. ૨
નિંબ કુટજ નિગ્રોધના, સાલ તાલ તમાલ; રે. લો. સા.
અર્જુન બકુલ અંકોલ છે, ખેર કેર વિશાલ. રે. લો. ખે. ૩
વંજુલ તિલક કદંબ વલી, ધવતિણિશ પલાસ; રે. લો. ધ.
તિમ ખારેક ખજૂરીના, બહુ વૃક્ષ નિવાસ. રે. લો. બ. ૪
ચિહું દિશ સરસ જલ ભર્યાં, સર સોહે વિશાલ; રે લો. સ.
સાંબર વાઘ હરિણુ શશા, શિયાલ રોઝ રસાલ- રે લો. શિ. ૫
ઇત્યાદિક વનચર બહુ, નિવસે સુખમાંહી રે લો. નિ.
હરિણુ ઘણાં શિશુ સાથ લે, વિચરે તરૂ છાંહી રે લો. વિ. ૬
તૃણુ ભક્ષણુ કરતા સદા, સરથી જલપાન; રે લો. સ.
સ્વેચ્છાયે તે ક્રીડતા, નિરૂપદ્રવ્ય સ્થાન રે લો. નિ. ૭
તત્રાસન[4] નગરે ભલો, રિપુ મર્દન રાય; રે લો. રિ.
બહુ સંતાનથી પરિવર્યો, સુખે કાલ ગમાય. રે. લો. સુ. ૮
પારધિ આયો ઇક દિન, મૃગ [5]શાવક લેય; રે લો. મૃ.
રાજકુંવર રમવા ભણી, લેઇ કુંવરને દેય. રે લો. લે. ૯

---

૧ ચોર. ૨ કોટવાલ. ૩ વન. ૪. હુકડો. ૫. મૃગનો બાલક.

અન્ય કુમર તે દેખીને, કહે ગયને એમ; રે લો. ક.
અમને પણ મૃગશાવકા, આપો રમિયેં જેમ. રે લો. આ. ૧૦
તે સુણિ તેડયો [1]વ્યાધને, કહો કિહાં મૃગવાસ; રે લો. ક.
મૃગ બાલક જ્યાં મિલે ઘણા, એ દેખાવો નિવાસ. રે લો. સો. ૧૧
તે કહે જીર્ણ ઉદ્યાનમેં, મિલશે, સુણિ રાય; રે લો. મિ.
આપહિ વ્યાધનો વેષ લે, તિણ વનમેં જાય. રે લો. તિ. ૧૨
વન બહુ વિષમ જાણી તિણે, ફિરતી તેહ વનને; રે લો. ફિ.
[2]ગર્ત્તા ખણાવી સરથકી, લાયો તિહાં જલને. રે લો. લા. ૧૩
સર્વ દિશે રચ્યા પાશને, રહ્યા સુભટ અનેક; રે લો. ર.
અગ્નિ લગાડયો [3]સર્વતો, કહે વ્યાધને છેક. રે લો. ક. ૧૪
વન અવગાહી [4]ચોતને, મૃગનાં ઈણ વાર; રે લો. મૃ.
પાશ પડયા તે પણ ગ્રહો, ઉભો નૃપ તિણ ઠાર. રે લો. ઉ. ૧૫
મૃગ શાવક લઇને ઘણાં, દીધ કુમરને પાણ;[5] રે લો. દી.
કોઇક પંડિત તેહવે, દેખી તે વિનાણ. રે લો. દે. ૧૬
ભાંખે તેહ અનર્થ એ, કરતો મહારાય; રે લો. ક.
તૃણ આસી વનવાસિયા, નિર્દયેં પકડાય. રે લો. નિ. ૧૭
ઉપર ઉભો રાજવી, કરે પાપ આદેશ; રે લો. ક.
જેહનું શરણું તેહથી, થયો ભય અતિશેશ. રે લો. થ. ૧૮
કોણ સુણે ? મૃગની કહો ! નિણ ઠામ પોકાર; રે લો. તિ.
પંડિત મુખથી સાંભળી, નરપતિ મન ધાર. રે લો. ન. ૧૯
ચોથા દિવસ તણી કથા, કહી ઢાલ સનૂર; રે લો. ક.
જ્ઞાન રવિ કહે સતરમી, સંખ્યા રસપૂર. રે લો. સં. ૨૦

---

દોહા.

નગરપાલ કહિ એ કથા, પહુતો નિજ ઘર જાય;
હારદ ન લહ્યો નૃપ હજી, હીનમતિ કહિવાય. ૧

---

૧ શિકારી. ૨ ખાઈ ૩. ચોમેર ૪ બાલક. ૫. હાથ.

પંચમ દિવસે આવિયો, પૂર્વ પરે કૅાટવાલ;
પૂર્વ પરે નૃપ પૂછિયું, કોપ કરી વિકરાલ ૨
જાણુ તુજ પાખડને, કાલક્ષેપ કરે એમ;
સોપે કિમ નહિ ચોર મુજ? દિવસ ગમાવે કેમ? ૩
[1]ગુપ્તિપાલ કહે સ્વામિજી! કહો વચન તમ ઠીક;
જેયો ઘણો જડયો નહિ, આયો નયર નજીક. ૪
કથક કથા કથતો હતો, સુણુવા ઊભો જામ;
થયું મોડું તિણે આવિયો, પાછો, ન થયું કામ. ૫
નૃપ ભાખે દિન દિન પ્રતે, કથક મિલે તુજ કેમ?
પણ ભલું કહો તિણે શું કહ્યું? કહેતો યમદંડ એમ. ૬

---

## ઢાલ ૧૮ મી.

("સંવેગી શુદ્ધા સાધુજી" એ દેશી.)

દેશ નેપાલમેં દીપતું હો રાજ! પાંડલીપુર વર નામ,
વારી મોરા સાહિબા.
મહિપાલક વસુપાલજી હો રાજ, વસુમતિ નામે છે [2]વામ. વા. ૧
સજ્જન દુર્જન અંતરો હો રાજ, અણુ મેરૂ સમ જોય; વા.
ઉજ્વલ હંસ સહુ થશે, હો રાજ, કાક તો કાલા હોય. વા. ૨
કવિતા કરણ કવીશ્વરો હો રાજ, તે નૃપ છે મતિમંત; વા.
[3]ભારતિ ભૂષણ મંત્રવી હો રાજ, શીઘ્ર કવિ ગુણવંત વા. ૩
નેત્ર નિમેષમેં [4]કૃતિ કરે હો રાજ, કવિ જન સેવિત [5]વૃંદ; વા.
ભાર્યા દેવકી ગુણ ભરી હો રાજ, નહિ તસ કો દુખદંડ. વા. ૪
એકણુ દિવસ સભા વિષે હો રાજ, ભૂપ મંત્રી થયો વાદ; વા.
કાવ્ય વિષયમેં મંત્રિયે હો રાજ, નૃપ જીત્યો અવિવાદ વા. ૫
પ્રતિઉત્તર ન થયો, થયો, હો રાજ, [6]કોપારૂણ નરરાય; વા.
અહો! સભા વિચ પાપયે હો રાજ, માહરૂં માન ઘટાય. વા. ૬

---

૧ કોટવાલ ૨ સ્ત્રી ૩ સરસ્વતી છે ભૂષણ જેનુ. ૪ કવિતા. ૫ સમુદાય. ૬ કોપથી રાતો

॥ यदुक्तम् ॥

विद्या विवादाय धनं मदाय, शक्तिः परेषां परिपीडनाय।
खलसाधोर्विपरीतमेतत्, ज्ञानाय दानाय च रक्षणाय ॥

પાઠાંતર અન્ય રીતથી હો રાજ, કોપ નિમિત્ત કહાય; વા.
કોઇક ચુગલ નરે કહ્યું હો રાજ, ભૂપતિને ભરમાય. વા. ૭
તુમ દુશ્મન સાથે ઘણો હો રાજ, મંત્રી દિખાવે હેત; વા.
[1]સંદેશક વલિ ભેટણા હો રાજ. દીયેં લીયેં એ સંકેત. વા. ૮
સુણિ નૃપ રીસ ભરાઇયો હો રાજ, સાન રહિત નરનાથ; વા.
અન ધન માન વધારિયો હો રાજ, સોંપ્યો રાજ મેં હાથ. વા. ૯
[2]કૃતઘ્ન શેખર એ થયો હો રાજ, સેવક હુકમ કરંત; વા.
ઘર લૂંટી કૂટી ઘરો હો રાજ, યમઘર એહ તુરંત. વા. ૧૦
રાય સહિત પુરજન મલ્યા હો રાજ, સચિવને ગાઢો બાંધ;
ગંગ પ્રવાહ વહાવિયો હો રાજ, ઉંડો જલ જ્યાઁ અગાધ. વા. ૧૧
દૈવયોગ ડૂબ્યો નહિ હો રાજ, શિર બાહિર દેખાય; વા.
તિણ સમયે મહોમંત્રિયે હો રાજ, વાચક એમ કહાય. ૧૨
ઉદ્ભવ બીજ તણો હુવે હો રાજ, વૃક્ષ વૃદ્ધિ વલિ થાય; વા.
જગજીવારણ શરણથી હો રાજ, મરણજ તેંહથીં જણાય, ૧૨
[3]કલિમલ હરણ કરણ શુચિ હો રાજ, પોષક આણિ સમસ્ત; વા.
તું પય ? નીચો ચલે, હો રાજ, રોકણ કોણ સમથ્થ ? વા. ૧૪
અન્યોક્તિ ઉક્તિ સુણી હો રાજ, ચિંતે નૃપ નિજ ચિત્ત; વા.
અહો વિરૂપ એ કામ મેં હો રાજ, કીધું અતિ વિપરીત. વા. ૧૫
આશ્રિત જન અવગુણ ભણી હો રાજ, સત્પુરૂષા ન ગણંત; વા.
[4]શશધર વક્ર વલી ક્ષયી હોરાજ, [5]દોષાકર પભણંત. વા. ૧૬
વિરહી જન દુખદાયકો હો રાજ, મસ્તક ધર્યો [6]મહેશ; વા.
ચિંતી સચિવ જલપૂરથી હો રાજ, કાઢયો તામ નરેશ. વા. ૧૭

૧ સમાચાર. ૨ કરેલ ઉપકારને ઓળવનાર. ૩ મેલ. ૪-૫ ચંદ્ર. ૬ મહાદેવ.

આદર માન દેઇ ઘણું હો રાજ, મૂલ પદે થાપંત; વા;
એ અભિપ્રાયને સૂચવી હો રાજ, યમદંડ ગ્રહભણિ જંત. વા. ૧૮
પંચમ દિવસ તણી કથા હો રાજ, કહી અતિ સુરસાલ;
અષ્ટાદશમી સોહતી હો રાજ, જ્ઞાન રવિ ઇહ ઢાલ. વા. ૧૯

### દોહા.

નૃપ સમજાવણ કહિ કથા, પણ નવિ સમજ્યો ભૂપ;
વિકલ વિવેક થકી થયો, માણસ પશુ સ્વરૂપ. ૧
દિન છઠે દરબારમેં, યમદંડ આયો ચાલ;
આજ લગણ પકડ્યો નહિ? ચોર કહે ભૂપાલ. ૨
હું જાણું તુજ મરણની, હુંસ અછે મુજ હાથ;
પુરરક્ષક પૂરવ પરે, કહે સાંભલ નરનાથ! ૩
વાત સુણી મેં આજ પણ, કહો કહે નરરાજ;
પુરચિંતક વલતું વદે, કુરૂ જંગલ શુભ સાજ. ૪
તેમાં પાંડલિ પુરતણો, નરપતિ નામ સુભદ્ર;
રાણિ સુભદ્રા ભદ્રિકા, સચિ સહ સોહે ઇંદ્ર. ૫
રાય તણો ઇક બાગ છે, અનુપમ અતિય વિશાલ;
બહુ વૃક્ષની શ્રેણિયેં, શોભિત તાલ તમાલ. ૬

### ઢાલ ૧૯ મી.

( દેશી—સૂરતી મહિનાની. )

બહુ તરુવર ઉપ શોભિત પક્ષીગણ સેવંત,
વિરહિત [1]વિવર [2]પરિમલ પસરે દૂર દિગંત;
ઇણ વનમેં કોઇ દિન મર્કટ વૃંદ આયાત,
તાડી [3]આસવ પાનથી તાનથી ઉન્મત્ત થાત. ૧

૧ અંતર. ૨ સુગંધ. ૩ દારૂ.

નાનાં વૃક્ષ ઉખેડી મોડી [1]શાખી સાખ,
તોડી કાચા કુંપલ ફોડી ફલ ફૂલ ચાખ;
હાંકયા પણ નવિ જાય, છાકથી સામા થાય,
આરામી અકુલાયો આયો રાય જણાય. ૨
મર્કટ વન વિધ્વંસિત સાંભલિ રક્ષણ હેત,
રાયેં મોકલ્યા સામા કપિકુલ કરિ સંકેત;
કહ્યું નિજ મર્કટને તુમે રાખજો વન નિર્ભ્રાત,
માલી ચિંતે મૂલથી વિણઠું કાજ એકાંત. ૩
આરામ [2]રક્ષક મર્કટ મદિરા રક્ષક [3]શુંડ,
અજ રક્ષક વૃક[4] જિમ બિડાલને દુગ્ધનો કુંડ;
જારને જારિણી ક્ષુધિતને ભોજન સોવન ચોર,
રખવાલા કીધાથી વિણસે કારજ જોર. ૫
ચક્ષુ વિવેકે વિરહિત નરપતિ મર્કટ તાસ,
તે સઘલા પૂરવના સાથે મિલી વન નાશ;
કીધો, કહો કુણ રક્ષાકારક થાય ઉદ્યાન ?
એહ કથા મેં સાંભલિ આજ સુણો રાજન ! ૫
ઇમ કહી કરિ મુજરો યમદંડ ગ્રહ્લણિ જાય,
તોપણ રાયના મનમાં ન કિંચિત સમજણ થાય;
આવતી દુષ્ટ દશાવશથી તસ ન થયો બોધ.
અજ્ઞાને આવરિયો ભરિયો દારયો ક્રોધ. ૬
સપ્તમ દિન વલી આયો છાયો નૃપતિ નજીક,
નગરારક્ષક પ્રથમ પરેં અતિશય નિરભીક;
રાય કહે મત લેખજે સહજ તું દેખજે જેહ,
કાલ પ્રભાતે કોપાનલમેં ભસ્મજ દેહ. ૭
કહે યમદંડ મેં આજે પણ સુણિ વાત રસાલ,
ચોર સુધી ન થઇ અપરાધ થયો નરપાલ !

૧ ઝાડ. ૨ બાગરક્ષક (માલી) ૩ દારૂનો પીનાર. ૪ વરૂ.

રાજ કહણુથી કહતો વચણુથી તવ કોટવાલ,
માલવદેશ ઉજ્જેણી જિન શત્રુ મહિપાલ. ૮
વડ ભાગી સોભાગી વ્યવહારી પુરમાંહ,
નામ યશોધર વરગુણ શોભિત એક સથ્થવાહ.
લચ્છી ઘણી પણ તનય ભણી તસ ભજ્જા જોય;
તરૂણી મનહરણી બહુ રૂપ નિધિ જસ હોય. ૯
નિજ નારી અવિશ્વાસી રાખે યત્ન વિસિઠ્ઠ,
કોઇક કામ ઉદ્દેશી પરદેશે જવું ઇઠ્ઠ;
ધારિ કહે નિજ માતને રાખજો યતને સાર,
વહુવરને એકલડી ન મોકલો પર ઘરબાર; ૧૦
સંગતિ નીચ નિવારી ધારી કુલવટ વાત,
ઘરની ભલામણ તુમને દેઇ જાવું સુણ માત !
એમ કહી પુર બાહીર બાગમેં કીધ વિરામ,
મધ્ય નિશા સમયે નિરખણ આયો નિજ ધામ. ૧૧
અંતર ઘર સુવાડી વહુઅર જાર સંગાથ,
સૂતી કરતી ક્રીડા કામની દેખી માત;
કુંચિક [1]વિવરે જોઇ વદે ઉઘાડો કપાટ,
શબ્દ સુણી તવ નાઠો માઠો જાર વાટ. ૧૨
મન ચિંતે અહો ! શેઠ એ જેઠ છે મદન વિકાર,
બ્રહ્મા શંકર [2]ગિરિધર સુખકર નરવર ધાર;
વિવશ થઇ [3]મકરધ્વજને અહો ! નિંદિતકામ,
કરતા પણ ચિત ધરતા ન તેના ફલ ગતમામ. ૧૩
ત્રિજગ જયી ઇહ કામને વશ થઇ મુજ માત,
વિચિત્ર અહો ! સ્ત્રી ચરિત્રને જાણ્યો કિમહિ ન જાત;
મેં સોંપી વહુ માતને ભૂલથી વિણઠું એ કાજ,
કેવી કરે એહ રક્ષા ! આપહિ કરત અકાજ. ૧૪

૧ છિદ્રમાં. ૨ કૃષ્ણ. ૩ કામદેવ.

॥ यतः ॥

वायुना यत्र नीयंते, कुंजरा षष्टिहायनाः ।
गावस्तत्र न गण्यंते, मस्सकेषु च का, कथा ? ॥

[1]વાર્દ્ધિકા પણ એમ કરતી તરૂણીની શી વાત?
ચિંતી દ્વાર ઉઘાડી નારી તેડી કહાત;
તુમ અમ શોભ વધે જિમ તિમ કરજો કહી જાય,
શેઠ ચલ્યો પરદેશ, વિશેષે વાત સુણાય. ૧૫
એહ કથા મેં સાંભલિ નરવરને કહિ જેહ,
આયો સુઠાયો ચમદંડ નિર્ભય સૂતો ગેહ;
એ ગુણ વીશમી ઢાલ એ જ્ઞાન રવિ ગુરૂ બાલ,
ભાખી ભલી ભવિ ! સાંભલો આગળ વાત રસાલ. ૧૬

દોહા.

સપ્ત [2]સમાપ્ત દિવસ હુવા, [3]આસ્થાને [4]ભૂપાલ
આવી બેઠો દીસતો, ભીષણ અતિ વિકરાલ. ૧
કોટવાલ બોલાવિયો, અષ્ટમ દિન પરભાત;
[5]ક્રોધાનલ જલતો કહે, ચોરની પૂછે વાત. ૨
કોટવાલ કહે નવિ જડયો, ભૂપતિ ભૃકુટિ ચઢાય;
અરે ! દુષ્ટ ! પાપિષ્ટ તું ! કિમ મુજ મુખ દેખાય ? ૩
[6]કલ્પિત કથા કહી કહી, દિવસ ગમાયા સાત;
મુખ મીઠો પ્રીઠો હૃદય, કપટી કુટિલ કુજાત ! ૪
અબ છોડું નહિ જીવતો, બોલે વચન કસૂર;
મહાજન તેડયો સામટો, આયો રાય હજૂર. ૫
ભો ! મહાજન ! તુમ કથનથી, સાત દિવસ વોલંત;
દ્રવ્ય ચોર બિહુ નવિ મિલ્યા, આવ્યો ઇહનો અંત. ૬

૧ વૃધાવસ્થાવાલી. ૨ પૂર્ણ ૩ સભા મંડપ ૪ રાજા. ૫ ક્રોધાગ્નિ.
૬ નવિ જોડેલી.

ઢાલ ૨૦ મી.

( " ગયો જોગા નાઠો વનમાંહીં " એ દેશી. )

રાય કહે મુજ ચોર ગ્રહી દે, નહિ તો તુંહિજ ચોર,
એમ કહી નૃપ હુકમજ કીધો, પકડો પાપી નિઠોર હો ભવિકા !
દુર્જન દુષ્ટતા દેખો, પુન્ય દશા પરવારી પેખ્યો,
પ્રગટયો પાપ વિશખો હો. ભ. દુ. ૧
રાજ સભામેં શોર મચ્યો અતિ, કોટવાલ પણ કોપ;—
કરિને કહે સુણો મહાજન સર્વે, ચોરજ માગે [1]ભૂપ હો. ભ. દુ.
સહુ દેખતાં પ્રગટ કરૂં છું, ચોરને હું ઇણુ વાર,
[2]પાદુકા [3]યજ્ઞોપવિત ને [4]મુદ્રા, આગલ ધરિ તિણુવાર હો. ભ. દુ.
ન્યાયવાદિ અહો ! મહારાજ ! દેખો, વસ્તુ જેહની એહ;
તેહિજ ચોર એહિજ અહિનાણે, સમજી ન્યાય કરેહ. હો. ભ. દુ.
બીજો ચોર હું લાવું કિહાંથી ? ઇમ કોટવાલ જ બોલ્યો;
મહા બુદ્ધિવંત મતિનો સાગર, ગિરૂવો સત્વ અડોલ્યો હો. ભ. દુ.

॥ यतः ॥

जथ्थ राया सयं चोरो, समंति सपुरोहिओ ।
वण वचाओ सव्वेवि, जायं सरणओ भयं ॥ १ ॥

રાય પ્રધાન પુરોહિત આપે, જેહ રક્ષક તેહ ચોર;
હવે કિમ કરવું તેહ કહો તુમ, શરણથી ભય ઇણુ ઠોર હો. ભ. દુ.
ઉલટો મુજ કોટવાલને દંડે, ચોર થઇ સહુ ભેલા;
મહાજન પણ સમજ્યા નિજ મનમેં, નિઠુર એહિજ એકેલા હો. ભ. દુ
લોક સભા સહુ કહે નિજ હાથે, કરિને [5]તસ્કર કામ;
યમદંડ માથે ચોરાશે [6]પણ, કરતા નિ.તા નિકામ હો. ભ. દુ.
રાજમંડલ પુરલોક પ્રગટ એ, દેખીને અન્યાય;
રાય પ્રધાન પુરોહિત ઊપર, કોપ ઘણો પ્રગટાય હો. ભ. દુ.

---

૧. રાજા ૨. મોજડી ૩. જનોઇ, ૪. વીંટી, ૫. ચોર. ૬. ચોરીનુ આરોપણ

॥ यतउक्तम् ॥

मित्रं शाठ्यतरं कलत्रमसतीं, पुत्रं कुलध्वंसनं,
मूर्खं मंत्रिणमुत्सुकं नरपतिं, वैद्यं प्रमादास्पदं ।
देवं रागयुतं गुरुं विषयिणं, धर्मं दयावर्जितं,
यो नैतानि त्यजंति मोहवशतः स त्याज्यते श्रेयसा. ॥१॥

રાજ સુખી પુરિજન સત્યપક્ષી, યમદંડ પક્ષમેં ભલિયા;
પક્ષ રહિત થયો નૃપ તેહવે, રાય સુભટ જેહ બલિયા હો. ભ. દુ.
રાય પ્રમુખ તીને જણુ તેહને, બાંધી નિજ વશ કીધ;
તતક્ષણુ મહોં આડંબર કરિને, રાજ કુંવરને દીધ, હો. ભ. દુ.
તિમજ વલી પ્રોહિત મંત્રિ સુત, તેહને જનક ઠિકાણે;
થાપીને, નૃપ પ્રમુખને કીધો, દેશનિકાલ સુજાણે હો. ભ. દુ.
તીને જણુ નિજ મન પસ્તાવે, આપણુ કીધા નડિયા;
અતિ તાણ્યું નવિ માન્યું કોઈનું આપદમાંહે પડિયા હો. ભ. દુ.
નબલા પણુ બહુ જનસું કીધો, મોટો એહ વિરોધ;
તેથી એ ફલ પાયા કુણુ કરે, વિણુસણુ કાલ [1]નિરોધ? હો. ભ. દુ.
રાય નયરજન સહુ બહુ માને, યમદંડ ન્યાય સુદક્ષ;
સુખસું રાજ પ્રજા પ્રતિપાલે, ટાલે જે પ્રતિપક્ષ હો. ભ. દુ.
જ્ઞાન શશી મજ રક્ષક ગુરુજસ, સુજશ સુવાસ [2]દિગંત;
ગીતારથ સમતા રસ સાગર, મુનિગણુ માંહે મહંત હો. ભ. દુ.
તસપદ [3]પદ્મ ભમર સમ, નામે-[4]રવિપદ [5]અગ્રણિ [6]સુદ્ધ;
"સમકિત કૌમુદી રાસ" રસીલો, ભવિક કરણુ અતિશુદ્ધ હો, ભ. દુ.
તેહનો ખંડ પ્રથમ ઇમ ભાખ્યો, વીશમી ઢાલ સનુરી;
યમદંડ કેરી કથા કહી ન રહી-વાતજ કાંઇ અધુરી હો. ભ. દુ.

---

૧ રોકી કોણુ શકે. ૨ દિશાઓના અંતસુધિ ૩ કમલ ૪ સૂર્ય.
૫ પ્રથમ ૬. મલ્લ

### ( કલસ ) હરિગીત.

અતિ સ્વચ્છ કચ્છ અતુચ્છ ધર્મ સુકર્મ જન આરાધતા,
બહુ શ્રવણ સમુદય સુખ વિહારે સાધ્ય સિદ્ધિ સુસાધતા;
ઓગણીશ શત પંચાવને કૃત વાસ વર્ષા કાલને,
પ્રભુ ! સિદ્ધિ સુખ આભાસ દેજો જ્ઞાન ગુરૂના બાલને. ૧
શ્રી ગ્રામ દેશલપુર વરે રહિ, સરસ એહ કૃતિ કહી,
વર[1]વિબુધ દોષ સુધારજો, અતિ મંદ મતિ મુજ છે સહી;
શ્રી સંઘ રંગ અભંગ ભવતુ [2]દિશતુ મંગલ માલને,
પ્રભુ ! સિદ્ધિ સુખ આભાસ દેજો જ્ઞાન ગુરૂના બાલને. ૨

ઇતિ પ્રથમ ખંડ સમાપ્ત.

## દ્વિતીય ખંડ.

### દોહા.

શિવવાસી અવિનાશી જે, અતીંદ્રિય સુખ રાશ;
નાકિ[3]નાથ પણ દાસ જસ, પ્રણમું અધિક ઉલ્લાસ. ૧
[4]ઉરગ [5]ઉરગપતિ પદ દિયો, [6]ઉરગાંકિત હરિતંગ;[7]
કાશી ધણી મહિમા ઘણી, નમું પાશજિન રંગ. ૨
આગમ અણજાણ્યે કિસુ ? જાણ્યે કિસું વિશેષ ?
એકણ પદ જાણ્યા વિના, ન ગઇ મમતા રેષ. ૩
સંશય વલી વિપર્યયો, અનધ્યવસાય એ દોષ;
વિરહિત સુત ચિંતાત્મકો, ભાવ જ્ઞાનનો પોષ. ૪
ભાવ જ્ઞાન સમકિત કહો, સમકિત તેહિજ ભાવ,
જાણી ભવિ પ્રાણી ! કહો, સમકિત ચિત જમાવ ૫
ગુરૂ ગિરૂવો ગૌતમ કહે, સમદર્શી સંપ્રાપ્ત;
અરહદાસ જિમ યશ લતા, ત્રિભુવન હોવે વ્યાપ્ત. ૬

---

૧ પંડિત ૨ આપો. ૩ ઇંદ્ર. ૪ સર્પને. ૫ ધરણેંદ્ર (નાગેંદ્ર) ૬ સર્પના લાંછનવાળા ૭ નિલો વર્ણ

અથ બીજા ઉલ્લાસને નિસુણો સુભગ અખંડ;
અતિ ઉલ્લસિત મનથી કહું, આલસ વિકથા છંડ. ૭

ઢાલ ૨૧ મી.
("કરેલણાં, ઘડ દેરે" એ દેશી.)

ઉદિતોદય નૃપને કહેરે, સુબુદ્ધિ નામ પ્રધાન;
સુયોધનની મતિ ચલીરે, વિણસણ કાલ નિદાન.
સુગુણિ જન સુણિ લેરે, સમજ સમજ ચિતમાંહી સુ. ૧
ન કરો કોઈ થકી કદીરે, વિરોધ અતિ દુખદાય;
રજ જો ઠોકર મારિયે રે, શિર ઉપર ચઢિ જાય. સુ ૨
આખ્યાનક[1] સુણિ ચિતમેંરે, ચમકયો ભૂ[2]ભરતાર;
ભો! સુબુદ્ધિ! જે તું કહેરે, સત્ય સહું નિરધાર. સુ. ૩
વિરૂધ ગમન વન [3]સાંપ્રતેરે, સમજ્યો મનમાં એમ;
રખે સુયોધનની પરેંરે, થાયે મુજ પણ તેમ. સુ. ૪
આપદ-સાયર ડુબતારે, તુજ બુધિ [4]બેડી બેઠ;
[5]પારાંગત મુજ હેતુ આરે, સઘલા તુજથી હેઠ. સુ. ૫
અનરથથી વારે જિકેરે, મંત્રી તેહિજ ધન્ય!
સ્વામી હિત જિમ સંપજેરે, કરતો કામ [6]અગન્ય. સુ. ૬
હર્ષ [7]ભરે ભર્યો રાજવીરે, અહો! સત્ય પુરૂષજ તુંહિ;
તુંહિં છતે સત્ય કીર્ત્તિનેરે, દુર્મતિ કયું ગલે મુંહિ? સુ. ૭
એમ પ્રસંશા બહુ કરીરે, નીતિ નિપુણ નરરાય;
પુનરપિ કહે હો! મિંત્રવી! રે, રાત્રી કિમહિ ન જાય. સુ. ૮
કેતો કહો કોઇ વારતારે, કેતો ચલો પુરમાંહિ;
વિવિધ વિનોદને દેખશુંરે, પુરચર્યા ઉચ્છાંહિ. સુ. ૯

૧ કથા. ૨ રાજા. ૩ હમણા. ૪ નાવ. ૫ કાંઠે પોચાડનાર–અર્થાત્ આપદ સમુદ્રમાં બુડતો મુજને ન્યાય કાંઠે ચડાવનાર, લાવનાર. ૬ ઘણા. ૭ સમુદ્રે.

[1]તહત કરી મંત્રી પ્રભુરે, વેષ અલક્ષી ભૂત;
પહેરી ચાલ્યા, [2]ચંદ્રિકારે, ચંદ્રની છે અદભૂત. સુ. ૧૦
ખડગ કોદંડ ધર્યું કરેરે, ચાલે ગતિ અતિ મંદ;
પુરરચના જોતા ફરેરે, આનંદ ભરથી [3]અમંદ, સુ. ૧૧
એક પ્રદેશે દેખતોરે, નરછાયા નર:રાય;
મંત્રી ભણી દેખાડતોરે, કહો એ શું કેવાય ? સુ. ૧૨
દેવ ! અંજન ગુટિકા થકીરે, પ્રસિધ એ ચોર અદશ્ય;
સુવર્ણ ખુરો વિદ્યાનિધિરે, ન કરિ શકે કો વશ્ય. સુ. ૧૩
[4]ક્ષિતિપતિ કહે કયાં જાયશેરે ? આપણ પણ ઇહ લાર-;
ચાલો ઇમ કહિ ચાલિયારે, [5]ગુપ્તપણે તિણવાર. સુ. ૧૪
[6]તસ્કર અનુક્રમે આવિયોરે, અરહદાસ ઇતિ શેઠ;
ગ્રહ [7]પ્રાકાર ઉલ્લંઘિનેરે. [8]વૈશ્રવણાલય જેઠ. સુ. ૧૫
તેની શાખા ઉપરેરે, ગુપ્તપણે તે ચોર;
બેઠો, રાજા મિંત્રવીરે, તે પણ આપાયા દોર. સુ. ૧૬
અલક્ષ પણે વૃક્ષ મૂલનેરે, અવલંબી રહ્યા દોય;
ચોર ચિંતે જાગે સહુરે, ચોરી કિણિ પરે હોય. સુ. ૧૭
નિદ્રાવશ સૌ થાય જોરે, તો કરૂં [9]કામિત કામ;
રાય મંત્રી કહે જોઇયેરે, ચોરનું ચરિત્ર તમામ. સુ. ૧૮
અસ્મિન પ્રસ્તાવે હવેરે, અરહદાસ જે શેઠ;
અઠ કર્યા ઉપવાસનેરે, [10]ઉક્કિટ્ઠ તેહ [11]ધમ્મિઠ્ઠ. સુ. ૧૯
અષ્ટ સંખ્યા ભાર્યા પ્રતિરે, સુંદરિ સાંભળો વાત;
આજે આપણ નયરમેંરે, પુરૂપમાત્ર નિવસાત. સુ. ૨૦
સ્રીજન સર્વ મલી વનેરે, વિવિધ વિનોદને હેત;
ગઇ છે તિમ તુમ પણ વલીરે, જાવો વનમેં તેય. સુ. ૨૧
હું નિર્વિઘ્ને સાધસુંરે, ધર્મ ધ્યાન ઇણ રાત;
રાય હુકમ છે એહવોરે, તે અન્યથા ન થાત. સુ. ૨૨

---

૧ પ્રમાણ. ૨ કાંતિ. ૩ પૂર્ણ. ૪ રાજા. ૫ છાના. ૬ ચોર. ૭ કોટ. ૮ વડનું વૃક્ષ. ૯ ઇચ્છિત. ૧૦ ઉત્કૃષ્ટ. ૧૧ ધર્મિષ્ટ.

[1]મહિપ સર્પ સરખા કહ્યારે, દાખ્યા દુખદાતાર;
આજ્ઞા ભંગ નરેંદ્રનીરે, આયતિ[2] નહિ સુખકાર. સુ. ૨૩
જાવો તે માટે વનેરે, શેઠ કહે જખ એમ;
એક અધિક કહિ વીસમીરે જ્ઞાન રવિ ધરિ પ્રેમ. સુ. ૨૪

દોહા.

વચન સુણી તરૂણી કહે, શેઠ ભણી અમ આજ,
અષ્ટમ દિન ઉપવાસનો છેલો છે શિરતાજ. ૧
ઉપોષિત[3] દિન ધર્મને, છોડી ઇંદ્રિય પોષ;
કરવું અતિ અઘટિત કહ્યું શાસ્ત્રે સઘલા દોષ. ૨
વિષય કષાય અહારનો, હોય જિહાં પરિહાર;
સમજો વ્રત ઉપવાસ તે, લંઘન શેષ વિચાર. ૩
રોષ તોષ ભૂપતિ તણો, એહિજ ભવમેં હોય;
ધર્મ ભૂપ આરાધિયો, ભવભવ સુખ દે સોય. ૪
શેઠ કહે નૃપ કોપશે, તો નહિ રૂડી વાત;
હઠ નવ કીજે કામિની? [4]યામિની વીતી જાત. ૫
ભણે ભામિની કોપશે, તો નૃપ લેશે પ્રાણ;
ધર્મ ખજાનો માહરો, તેમાં નહિ કંઈ હાણ. ૬

ઢાલ ૨૨ મી.

( " દક્ષિણ દોહિલો એ રાજા ! " એ દેશી. )

કામિની આઠ હો રાજ, કહે સુણો શેઠ ! હો રાજ:
ભય નવ માનુંરે, મરણનું કિંચિત પણ અમેજી,
[5]અનલ પ્રવેશ હો રાજ, કરવું વિશેષ હો રાજ;
પણ વ્રત વિધિનોરે લોપ નહિ કરવું કિમેજી. ૧
જે વિધિ લોપિં હો રાજ, સ્વમતી આરોપી રાજ.
કુમતિ પડતારે નિન્હવ જ્યું ભવ વધારિયેંજી;

૧ રાજા. ૨ ભવિષ્યમાં. ૩ ઉપવાસનો. ૪ રાત્રિ ૫ અગ્નિમાં.

અવિધે કરિયું હો રાજ વ્રત તપ ધરિયું રાજ,
તેહની પ્રશંસારે, કરતાં પણ ગુણ હારિયેજી. ૨
ઔષધ મંત્ર હો રાજ, વસ્તુ વિચિત્ર હો રાજા;
અવિધિયેં સેવ્યાંરે, રોગ મરણ ફલ તેહુથીજી;
તેહિજ વિધિથી હો રાજ, ચિત શુદ્ધિથી રાજ;
વિવિધ પ્રકારેરે, સુખ [1]પ્રસવે વિધિવાદથીજી. ૩
[2]જગગુરૂ ધર્મ હો રાજ, તેહનો એ મર્મ હો રાજ,
આણ ઉલ્લંઘનરે, વિધિ રસિયો ન કરે કદાજી;
અંધ પરંપર હો રાજ, કરતા જે નર રાજ,
આણા વિરહિતરે, [3]સંસુતિ અનંત કરે સદાજી. ૪
શેઠ સુણીને હો રાજ, ધન્ય ગણિને રાજ,
એવડી દ્રઢતારે ! ધારો છો તમે ધર્મમેંજી.
જે તુમ ભાખ્યું હો રાજ, સત્ય તે દાખ્યું રાજ,
વ્રત દિન ધરવુરે, મન જિનમત સત મર્મમેજી. ૫
જિનગુરૂ ભક્તિ હો રાજ, ચિત્ત આસક્તિ રાજ,
આતમ શક્તિરે, ગોપે નવિ દ્રવ્ય ભાવથીજી;
શાંતિ થાય હો રાજ, ભવ દુખ જાયે રાજ,
વન નવિ જાવુરે, રહેવું ઘર શુભ દાવથીજી. ૬

॥ यतः ॥

एकाग्रचित्तस्य द्रढव्रतस्य, पंचेंद्रियमीतिनिर्वर्त्तकस्य; ।
अध्यात्मयोगे गतमानसस्य, मोक्षो ध्रुवं नित्यमहिंसकस्य. ॥१॥

દંપતિ કરતાં હો રાજ, [4]અઘમલ હરતા રાજ,
સમ સુખ ધરતારે, વાતે નૃપાદિક રીજિયાજી;
અહો ! ધન્ય ! એહને હો રાજ, ધીરતા જેહને રાજ,
ધર્મે થિરતારે, માનવ ભવ ભલે પામિયાજી. ૭

૧ ઉપજાવે. ૨ તીર્થંકર. ૩ ભ્રમણ. ૪. પાપમેલ.

અમે પણ આયા હો રાજ, બહુ ફલ પાયા રાજ,
મનમેં માનેરે, બેઠા ગુપ્તપણે સુણેજી;
[1]દયિતા બોલે હો રાજ, જેહ અમોલે રાજ,
આપણ ગ્રહમેંરે, [2]ધર્માલય છે જ્યાં કર્યોજી. ૮
પૂરવ ઉદયે હો રાજ, ગુરૂની સુદયે રાજ,
જૈનધર્મ લાધોરે, સાધો ત્રિભુવન શોભતોજી;
આપણ જઇને હો રાજ, પવિત્ર થઇને રાજ,
બાહ્ય અભ્યંતરરે, સંકોચન અઘ ક્ષોભતોજી. ૯
'અસ્તુ' કહિને હો રાજ, વસ્તુ લઇને હો રાજ,
ધર્મોપકરણેરે, આવ્યા જ્યાં ધર્માલયોજી;
ધ્યાન ગંભારે હો રાજ, તેજ અંબારે હો રાજ,
[3]ભુવન ગુરૂનેરે, ભક્તિભર થઈ પ્રણમિયાજી. ૧૦
સ્તુતિ કરે ભાવે હો રાજ, શુદ્ધ ધ્યાન ધ્યાવે હો રાજ,
વિધે ધ્યાન ધ્યાયીરે, ત્રિકરણ યોગ સુથિર કરીજી;
બાહિર આવિ હો રાજ, શુભ મન ભાવિ હો રાજ,
દંપતિ બેઠાંરે, વાત કરે ઉમંગ ધરીજી. ૧૧
ભાર્યા ભણતી હો રાજ, શેઠને કહતી રાજ,
સમકિત દ્રઢતરરે, થયું કિમ તુમચું વહાલાજી;
શેઠ કહે અમ હો રાજ, પ્રથમ કહો તુમ રાજ,
વનિતા વદતીરે, ભાંખો તુમે અમ નાહલાજી. ૧૨

॥ યતઃ ॥

गुरुरग्निर्द्विजातीनां, वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेव गुरुः स्त्रीणां, सर्वस्याभ्यागतो गुरुः ॥ १ ॥

અમ ગુરુ ભાવે હો રાજ, આપ સુહાવે રાજ,
તેહથી ભાંખોરે, કરુણા કરી પ્રથમ તુમેજી;
અરહદાસ હો રાજ, ભણે ભલી ભાષ હો રાજ,

૧. સ્ત્રી. ૨. ધર્મસ્થલ. ૩. પરમેશ્વર.

[1]સુદતી ! સુણિયે રે, વાત કહું મનહર અમેજી. ૧૩
એહિજ મથુરા હો રાજ, સહુથી ઉતરા રાજ,
નામથી નરવર રે, પદ્મોદય ન્યાયી ભલોજી,
યશોમતિ રાણી હો રાજ, કવિયે વખાણી રાજ,
તેહનો અંગજ હે, ઉદિતોદય યશ નિર્મલોજી ૧૪
[2]સાંપ્રત રાજા હો રાજ, ઋધિબલ ઝાઝા રાજ;
મંત્રિ સભિનમતિરે, પતિ ભાર્યા સુપ્રભા તણીજી;
સાંપ્રત સમયે હો રાજ, મંત્રી [3]સુનયે રાજ,
પ્રસૂ તસ સોહેરે, સુબુદ્ધિ બુદ્ધિબલ અતિ ઘણોજી. ૧૫
અંજન ગુટિકા હો રાજ, વિદ્યા પ્રસિદ્ધા રાજ,
તેહનો ધારકરે, રૌપ્યખુરો તસ્કર તણીજી,
રૌપ્યખુરીનાર હો રાજ, અંગજ તેનો રાજ,
હમણા ચોરીરે, કરતો સુવર્ણખુરો ઘણીજી. ૧૬
જિનદત્ત શેઠ હો રાજ, શોભિત શ્રીપટ[4] રાજ,
પત્ની જિનમતીરે, અરહદ્દાસ હું સુત ભલોજી;
જન મન ભાવી હો રાજ, જ્ઞાન રવિકવિ રાજ,
ઢાલ બાવીશમીરે ભાખી સજન જન સાભલોજી ૧૭

---

દોહા.

રાય મંત્રિ કૌતુક થકી, સુણે કરી ઇકિ ચિત્ત;
સુવર્ણ ખુરો પણ થિર થઈ, નિસુણે વાત પવિત્ત. ૧
અહો પ્રસિધ માહરો, લોકમાંહિ પરબંધ;
શેઠ કહે નિજ નારીને, આગલ કહુ સંબધ. ૨
દેખી સાંભલી જે કથા, તે દત્તા અવધાન,
સાવધાન [5]શ્રુતિગત કરો, સારણિ [6]સુધા સમાન. ૩

---

૧ સારા દાતવાળી સ્ત્રી ૨ હમણા ૩ ભલે—ન્યાય માગ લઈ જનાર. ૪ નગર શેઠાઇના પટનો બાધનાર ૫ કર્ણગોચર. ૬ અમૃત

અમે પણ આયા હો રાજ, બહુ ફલ પાયા રાજ,
મનમેં માનેરે, બેઠા ગુપ્તપણે સુણેજી;
[1]દયિતા બોલે હો રાજ, જેહ અમોલે રાજ,
આપણ ગ્રહમેંરે, [2]ધર્માલય છે જ્યાં કર્યોજી. ૮
પૂરવ ઉદયે હો રાજ, ગુરૂની સુદયે રાજ,
જૈનધર્મ લાધોરે, સાધો ત્રિભુવન શોભતોજી;
આપણ જઇને હો રાજ, પવિત્ર થઇને રાજ,
બાહ્ય અભ્યંતરરે, સંકોચન અઘ ક્ષોભતોજી. ૯
'અસ્તુ' કહિને હો રાજ, વસ્તુ લઇને હો રાજ,
ધર્મોપકરણેરે, આવ્યા જ્યાં ધર્માલયોજી;
ધ્યાન ઝઁબારે હો રાજ, તેજ અઁબારે હો રાજ,
[3]ભુવન ગુરૂનેરે, ભક્તિભર થઈ પ્રણમિયાજી. ૧૦
સ્તુતિ કરે ભાવે હો રાજ, શુદ્ધ ધ્યાન ધ્યાવે હો રાજ,
વિધિં ધ્યાન ધ્યાયીરે, ત્રિકરણ યોગ સુથિર કરીજી;
બાહિર આવિ હો રાજ, શુભ મન ભાવિ હો રાજ,
દંપતિ બેઠાંરે, વાત કરે ઉમઁગ ધરીજી. ૧૧
ભાર્યા ભણતી હો રાજ, શેઠને કહતી રાજ,
સમકિત દ્રઢતરરે, થયું કિમ તુમચું વહૅાલાજી;
શેઠ કહે અમ હો રાજ, પ્રથમ કહો તુમ રાજ,
વનિતા વદતીરે, ભાંખો તુમે અમ નાહલાજી. ૧૨

॥ यतः ॥

गुरुरग्निर्द्विजातीनां, वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेव गुरुः स्त्रीणां, सर्वस्याभ्यागतो गुरुः ॥ १ ॥

અમ ગુરુ ભાવે હો રાજ, આપ સુહાવે રાજ,
તેહથી ભાંખોરે, કરુણા કરી પ્રથમ તુમેજી;
અરહદાસ હો રાજ, ભણે ભલી ભાષ હો રાજ,

૧. સ્ત્રી. ૨. ધર્મસ્થલ. ૩. પરમેશ્વર.

[1]સુદતી ! સુણિયેરે, વાત કહું મનહર અમેજી. ૧૩
એહિજ મથુરા હો રાજ, સહુથી ઉતરા રાજ,
નામથી નરવર રે, પદ્મોદય ન્યાયી ભલોજી;
યશોમતિ રાણી હો રાજ, કવિયે વખાણી રાજ,
તેહનો અંગજ હે, ઉદિતોદય યશ નિર્મલોજી. ૧૪
[2]સાંપ્રત રાજા હો રાજ, ઋધિબલ આગ્રા રાજ;
મંત્રિ સંભિનમતિરે, પતિ ભાર્યા સુપ્રભા તણીજી;
સાંપ્રત સમયે હો રાજ, મંત્રી [3]સુનયે રાજ,
પ્રસૂ તસ સોહેરે, સુબુદ્ધિ બુદ્ધિબલ અતિ ઘણોજી. ૧૫
અંજન ગુટિકા હો રાજ, વિદ્યા પ્રસિદ્ધા રાજ,
તેહનો ધારકરે, રૌપ્યખુરો તસ્કર તણીજી;
રૌપ્યખુરીનાર હો રાજ, અંગજ તેનો રાજ,
હમણા ચોરીરે, કરતો સુવર્ણખુરો ઘણીજી. ૧૬
જિનદત્ત શેઠ હો રાજ, શોભિત શ્રીપટ[4] રાજ,
પત્ની જિનમતીરે, અરહદાસ હું સુત ભલોજી;
જન મન ભાવી હો રાજ, જ્ઞાન રવિકવિ રાજ,
ઢાલ બાવીશમીરે ભાખી સજન જન સાંભલોજી. ૧૭

---

દોહા.

રાય મંત્રિ કૌતુક થકી, સુણે કરી ઈક ચિત્ત;
સુવર્ણ ખુરો પણ થિર થઈ, નિસુણે વાત પવિત્ત. ૧
અહો પ્રસિધ માહરો, લોકમાંહિ પરબંધ;
શેઠ કહે નિજ નારીને, આગલ કહુ સંબધ. ૨
દેખી સાંભલી જે કથા, તે દત્તા અવધાન;
સાવધાન [5]શ્રુતિગત કરો, સારણિ [6]સુધા સમાન. ૩

---

૧ સારા દાંતવાળી સ્ત્રી. ૨ હમણા. ૩ ભલે-ન્યાય માર્ગે લઈ જનાર. ૪ નગર શેઠાઈના પટનો બાંધનાર. ૫ કર્ણગોચર. ૬ અમૃત.

[1]મહાપ્રસાદ ઇતિ કામિની, કહે શેઠ અભિરામ;
પશ્યતહર વ્યસની મહા, રૈપ્યખુરો જસ નામ. ૪
એક દિન [2]દ્યૂતાપણ જઈ, ક્રીડા દ્યૂત કરંત;
જીત્યો દ્રવ્ય ઘણું તિહાં, યાચક જન દેવંત. ૫
[3]ક્ષુધાક્રાંત નિજ ગ્રહપ્રતિ, ભોજન કર મધ્યાન્હ;-
સમયે ચાલ્યો આવિયો, રાજભુવન [4]આસન્ન. ૬

## ઢાલ ૨૩ મી.

( " હો પિયુ ! પંખીયડા ! " એ દેશી. )

હો પ્રિય મનહરણી ! રાજમંદિર આસન્ન જો, આયો જેહવે
રસવતિ સુગંધ પરિમલેરે લોલ,
હો પ્રસર્યો સર્વ પ્રદેશજો, રૈપ્યખુરાના નાશાપુટ માંહે ભલેરે
લોલ. ૧
હો મનમેં પામ્યો મોદજો, એહ અપૂરવ [5]વર રસવતી
અતિ મન મોહતીરે લોલ;
હો નહિ મુજ દુષ્કર કાંઇજો, [6]અપ્રતિહતગતિ પવન જયું
અંજન યોગથીરે લોલ. ૨
હો ચિંતી નિજ મન સાથજો, આંખે અદૃશ્યાંજનને આંજી
આવિયોરે લોલ;
હો રાજ મહિલમેં રાયજો, સાથે ભોજન કરતાં અતિ મન
માનિયોરે લોલ. ૩
હો ઇમ પ્રતિદિન આવંતજો; સરસ મધુર ભોજનથી મન
લોભાઈયુંરે લોલ;
હો ઉદરં [7]ભરિ તે ચોરજો, રાજન અંગ થયો દુર્બલ
શોભાઈયુંરે લોલ. ૪

૧ મોટી મહેરબાની. ૨ જુગટું રમવાની દુકાન. ૩ ભુખ્યો. ૪ હુકડું. ૫ પ્રધાન-શ્રેષ્ઠ. ૬ કોઈ સ્થાને નહિ અટકાતો. ૭ પેટભરો.

હો ઉદરપૂરણ નવિ થાયજો, તેહનું શું કારણ હોશે ?
ચિત્તથીરે લોલ. ૫
હો [1]ત્રપયા માગે ન અન્યજો, દેખ્યું મંત્રીશ્વર [2]કૃશ શરીર
તે રાયનુ રે લોલ.
હો! પ્રભુ પ્યારા ચિંતી પૂછે તામજો, ભાખો કારણ દુર્બલતા
તુમ કાયનું'રે લોલ. ૬
હો શું ન રૂચે તુમ અન્નજો, અહવા કોઇક મન ચિંતા
આવી વસીરે લોલ;
હો કહો કારણ [3]અવિતથ્થજો, [4]વિતથ કહ્યાથી અથ્થ ન
સરસે કહું હસીરે લોલ. ૭
अन्नेन गात्रं नयनेन वक्त्रं, न्यायेन राज्यं लवणेन भोज्यं; ।
धर्मेण हीनं नच जीवितव्यं, न राजते चंद्रविना निशीथं. ॥१॥
હો તુમ જેવા મંત્રીશજો, એઠાં સુજને ચિંતા નવિ કોઇ
જાતનીરે લોલ.
હો પણ મોટો એ અચંભજો, થાયે મનમેં ન પડે ખબર
ઇહ વાતનીરે લોલ. ૮
હો આજકાલ ઇમ હોય જો, ઉઠું છું અઘ્રાતપણે[5] ભોજન
થકીરે લોલ.
હો [6]દ્વિગુણ [7]ત્રિગુણ પણ લેઉંજો, તો પણ ઉદર [8]અપૂર્ણ
અતૃપ્ત રહે નકીરે લોલ. ૯
હો જઠરાગ્નિ નવિ શાંતજો, થાયે એહિજ દુખ વલિ ચિંતા
જાણિયેરે લોલ.
હો સુણિ ચિંતે [9]મહામાત્યજો, કોઇક સિદ્ધ [10]અદૃશ્યપણે
મન આણિયેરે લોલ. ૧૦

---

૧ લાજથી. ૨ ઝીણું. ૩ સત્ય. ૪ અસત્ય. ૫ ભોજન સુંઘ્યા સિવાય. ૬ બમણો. ૭ ત્રમણો. ૮ ઓછો-ખાલી. ૯ મોટા મંત્રી. ૧૦ છાનો.

હો નૃપ સાથે જમીં જાયજો, નિશ્ચય કરવા વાટે [1]ઘાટે
પાથર્યોરે લોલ.
હો સૂક્ષ્મ ચુરણુ ઇંટજો, પદપંક્તિ પડવાથી નિર્ણય મન
કર્યોરે લોલ. ૧૧
હો જાણ્યો એહ સહી ચોરજો, રોપ્ય ખુરો જે અંજન
વિદ્યા જાણતોરે લોલ.
હો આવિ જિમે તુમ સાથજો, ભોજન વલિ ઘર રાજનું
ધન ભર્યું માનતોરે લોલ. ૧૨
હો કહે મંત્રી સુણુ સ્વામજો, નવિ આયો કદિ [2]કરમેં
કરત ઉપાયનેરે લોલ.
હો કાલ ઘણાનો રોપજો, આપણુનો એહ માથે અછિ કહે
રાયનેરે લોલ. ૧૩
હો નવિ ગુદર્યો તુમ સાથજો, ભોજનથી પણુ ભાગ લિયે એ
અધમ ઘણોરે લોલ.
હો હવે દેખો પ્રભુ ! આપજો પ્રગટ કરીને પકડું તો મંત્રિ
ભણેરે લોલ. ૧૪
હો સહુને [3]શલ્ય સમાનજો, વિદ્યાબલથી કપટથી
નવિ ગ્રહ્યો કો શકેરે; લોલ.
હો આવ્યો હવે [4]અવસાનજો, જીવ સહિત ઝાલીને સોંપું
તુમ [illegible] લોલ. ૧૫
હો દ્રઢ કરિ એહ વિચા[illegible] ચેવંત [illegible] જે

### દોહા.

ચાકર પુરૂષ ભણી ભણે, મંત્રિ સંભિનમતિ એમ;
[1] અર્ક નિંબને ખેરનાં, લઈ પત્ર તુમ નેમ. ૧
[2]મહાનસા માંહે થાપિને, ઘરમાંહે તે પત્ર;
અગ્નિ લગાડી ઘટ તણું, મુખ બાંધીને તત્ર,— ૨
રાખો, એમ કહ્યા થકી, કીધું તેમજ કામ;
ભોજન સમય થયો હવે, નરપતિ આયો તામ. ૩
ભોજન પિરસ્યાં ભાવતાં, મંત્રિ રહ્યો નૃપ પાસ;
રાય સુભટ પ્રચ્છનપણે, રહિયા રાય [3]સકાસ. ૪
રૌપ્યખુરો પણ આવિયો, ભોજન કરવા કાજ;
ઇંદ્રિય વિષયે મોહિયો, ગણે ન કાજ અકાજ. ૫
ભૂપતિ સહ જમતો થકો, નિર્ભયપણે અજાણ;
કર્મ પરિણતિ પ્રેરિયો, ઘેર્યો ઘણો અનાણ. ૬

---

### ઢાલ ૨૪ મી.

( " હરિણી જવ ચરે લલના " એ દેશી. )

ભોજન અર્ધ સમય થયો લલના, તિણ સમયે મહામાત્ય;
મતિ જૂવો મંત્રિની લલના;
મુખ ખોલ્યો તવ [4]કુંભનો લ. ધુમ્ર [5]પટલ પ્રગટાત. મ. ૧
પ્રસર્યો ભોજન ખંડમેં, લ. [6]દર્દર ક્ષાર અત્યંત; મ.
નાશા મુખ વળી ચક્ષુના, લ. વિવર થકી પ્રવિશંત. મ. ૨
કોઇક કાર્યનો મિષ કરી, લ. ઊઠિ ચલ્યો નરરાય; મ.
દ્વાર કપાટ જડયા તિસે, લ. સુભટ સહુ સજ થાય. મ. ૩
ઝરિ ધૂમના જોરથી, લ. નાશા નેત્ર વહંત; મ.
જલધારા અસરાલ તે, લ. પરનાલા જયું ચલંત. મ. ૪

---

૧ આકડો. ૨. રસોડું. ૩ પાસે. ૪ ઘડો. ૫ સમુદાય. ૬ ખારો-તીખો.

હો નૃપ સાથે જમીં જાયજો, નિશ્ચય કરવા વાટે [1]ઘાટે
પાથર્યોરે લોલ.
હો સૂક્ષમ ચુરણુ ઇટજો, પદપંક્તિ પડવાથી નિર્ણય મન
કર્યોરે લોલ. ૧૧
હો જાણ્યો એહ સહી ચોરજો, રોપ્ય ખુરો જે અંજન
વિદ્યા જાણતોરે લોલ.
હો આવિ જિમે તુમ સાથજો, ભોજન વલિ ઘર રાજનું
ધન ભર્યું માનતોરે લોલ. ૧૨
હો કહે મંત્રી સુણુ સ્વામજો, નવિ આયો કદિ [2]કરમેં
કરત ઉપાયનેરે લોલ.
હો કાલ ઘણુનો રોપજો, આપણુનો એહ માથે અછિ કહે
રાયનેરે લોલ. ૧૩
હો નવિ શુઇર્યો તુમ સાથજો, ભોજનથી પણુ ભાગ લિયે એ
અધમ ઘણોરે લોલ.
હો હવે દેખો પ્રભુ ! આપજો પ્રગટ કરીને પકડું તો મંત્રિ
ભણેરે લોલ. ૧૪
હો સહુને [3]શલ્ય સમાનજો, વિદ્યાબલથી કપટથી
નવિ ગ્રહો કો શકેરે; લોલ.
હો આવ્યો હવે [4]અવસાનજો, જીવ સહિત ઝાલીને સોંપું
તુમ જિકેરે. લોલ. ૧૫
હો દ્રઢ કરિ એહ વિચારજો, મહાબુધિવંત પ્રધાન કલા જે
કેલવેરે; લોલ.
હો જ્ઞાનરવિ એહ ઢાલજો, ત્રેવિશમી વર ભાખી આગે સુણો
હવેરે. લોલ. ૧૬

---

૧ માર્ગમાં. ૨. હાથ. ૩ કાંટો. ૪ છેડો.

### દોહા.

ચાકર પુરૂષ ભણી ભણે, મંત્રિ સૅલિનમતિ એમ;
[1] અર્ક નિંબને ખેરનાં, લઈ પત્ર તુમ નેમ. ૧
[2]મહાનસા માંહે થાપિને, ઘરમાંહે તે પત્ર;
અગ્નિ લગાડી ઘટ તણું, મુખ બાંધીને તત્ર,— ૨
રાખો, એમ કહ્યા થકી, કીધું તેમજ કામ;
ભોજન સમય થયો હવે, નરપતિ આયો તામ. ૩
ભોજન પિરસ્યાં ભાવતાં, મંત્રિ રહ્યો નૃપ પાસ;
રાય સુભટ પ્રચ્છનપણે, રહિયા રાય [3]સકાસ. ૪
રૌપ્યખુરો પણ આવિયો, ભોજન કરવા કાજ;
ઇંદ્રિય વિષયે મોહિયો, ગણે ન કાજ અકાજ. ૫
ભૂપતિ સહ જમતો થકો, નિર્ભયપણે અજાણ;
કર્મ પરિણતિ પ્રેરિયો, ઘેર્યો ઘણો અનાણ. ૬

---

### ઢાલ ૨૪ મી.

( "હરિણી જવ ચરે લલના" એ દેશી. )

ભોજન અર્ધ સમય થયો લલના, તિણ સમયે મહામાત્ય;
મતિ જૂવો મંત્રિની લલના;
મુખ ખોલ્યો તવ [4]કુંભનો લ. ધુમ્ર [5]પટલ પ્રગટાત. મ. ૧
પ્રસર્યો ભોજન ખંડમેં, લ. [6]દર્દર ક્ષાર અત્યંત; મ.
નાશા મુખ વળી ચક્ષુના, લ. વિવર થકી અવિશંત. મ. ૨
કોઇક કાર્યનો મિષ કરી, લ. ઊઠિ ચલ્યો નરરાય; મ.
દ્વાર કપાટ જડયા તિસે, લ. સુભટ સહુ સજ થાય. મ. ૩
ઝેરિ ધૂમના જોરથી, લ. નાશા નેત્ર વહંત; મ.
જલધારા અસરાલ તે, લ પરનાલા જ્યું ચલંત. મ. ૪

---

૧ આકડો. ૨. રસોડું. ૩ પાસે. ૪ ઘડો. ૫ સમુદાય. ૬ ખારો–તીખો.

ચક્ષુ મસલવાથી ગયો, લ. આંખથી અંજન તામ; મ.
[1]અદૃશ તજિ લહિ [2]દૃશ્યતા, લ. પ્રગટ થયો તિણુ ઠામ. મ. ૫
નાશણુને જોયું ઘણું, લ. પણુ નવિ મલિયો માગ; મ.
એવે મંત્રી હુકમથી, લ. [3]નૃપભટ પામી લાગ. મ. ૬
બાંધીને [4]કાઠોકિયો, લ. [5]મહોકમ માર્યો માર; મ.
રે ! પાપીઇ ! [6]અનીઇ તું, લ. કૂડ કપટ કોઠાર. મ. ૭
પાપ કર્યા પરગટ થયા, લ. બહુ દિનના ઇણુવાર; મ.
આપ કમાણી આપણી, લ. જ્યાં જાવે ત્યાં લાર, મ. ૮
અબ ક્યાં જાઇશ પાપિયા, લ. [7]થરકયો ચોર તિવાર; મ.
પરવશ પડિયો શું કરે ! લ. નડિયા કર્મ વિકાર. મ. ૯
લાવી રાય હજૂરમેં, લ. કહે મંત્રી ઇહિ ચોર; મ.
રૌપ્યખુરો પ્રણુ જાણિયે, લ. કરતો કર્મ કઠોર. મ. ૧૦
હવે જિમ જાણો તિમ કરો, લ. રોષ ભરાણો ભૂપ; મ.
અધમ અન્યાયી નિર્દયી, લ. બહુ જનને દુખરૂપ. મ. ૧૧
શિર મુખ મૂંડી પુર ફેરી, લ. કરિ રાસભ આરોપ; મ.
[8]ડિંડિમ વિરસ વગાડતા, લ. જાઓ ધરિ ચિત ચોપ. મ. ૧૨
શૂલ્યારોપણુ જઇ કરો, લ. સુભટ રહો ઇહ પાસ; મ.
મરણુ લગે કહે કાંઇજો, લ. વાત કહો મુજ તાસ. મ. ૧૩
તેમજ રાયનરે કર્યું, લ. કરિ સહુ લોકને જાણુ; મ.
શૂલિ રહ્યો દુખ ભોગવે, લ. કોઇ નહીં ત્રસ ત્રાણુ. મ. ૧૪
મંત્રિ સુધાર્યો કામને, લ. નિરૂપદ્રવ કિયો ગ્રામ; મ,
બુદ્ધિ બલથી કલથી ગ્રહ્યો, લ. નૃપ પરશંસ્યો તામ. મ. ૧૫
પુરિજન પણુ હરખ્યા ઘણા, લ. સૌ સુખ કહે શાબાશ ! મ.
રાય નયર જનમેં વધ્યો, લ. આદરમાન સુવાસ. મ. ૧૬

---

૧ છાનો કોઈ ન દેખે તે. ૨ પ્રગટ હોવાપણું. ૩ રાજાના સેવક. ૪ ટાટ. ૫ ઘણો. ૬ ખરાબ. ૭ ચમકયો–હાથબાપલીઆ. ૮ પુરો ઢોલ. ૯ રક્ષણ કર્તા.

ચતુર ! સુણો ચોવીશમી, લ. જ્ઞાનની કહિ ઢાલ; મ.
શેઠ કહે ભામિની ભણી લ. આગલ વાત રસાલ. મ. ૧૭

દોહા.

તસ્કર શૂલિયે ગયો, ચિંતે નિજ મનમાંહિ;
અહલોજન તિમ રાયનું, મુજ વધ થાશે પ્રાંહિ. ૧
ઇમ જાણ્યું પણ શું થયું ! એ અણજાણ્યું આજ!
શું ચિંતે શું નીપજે ! [1]વિધિવશ થયું અકાજ. ૨

॥ यत उक्तं ॥

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।
एवं विचिंतयति कोषगते द्विरेफे,
हा ! मूलतः कमलिनीं गज उज्जहार ॥ १ ॥

એક વ્યસનથી પણ જુઓ, મરણ લહે [2]નિયમેન;
[3]કિમુત સાત વ્યસને કરી, દુખ નવિ પામ્યું કેન ? ૩
એક એક ઇંદ્રિય વશે, પ્રાણ હરણ જો થાય;
તો શું કેહવું ! જેહની, વશ પંચ ન કરાય ? ૪

॥ उक्तम् च ॥

कुरंग मातंग पतंग भृंगा, मीना हताः पंचभिरेव पंचः ।
इत्यादि ॥ १ ॥

શૂલયારોપિત ચોરની, સાથે જે પુરલોક;
કરશે વાર્તાલાપને, તે લહશે યમલોક. ૫
રાજદ્રોહિ તે જાણવો, તસ પાને તસ દંડ,
હોશે એમ જણાવશે, નરપતિ કહિયું ભંડ. ૬

૧ કર્મવશ ૨ નિશ્ચે-અવશ્ય. ૩ તો-શું

ચક્ષુ મસલવાથી ગયો, લ. આંખથી અંજન તામ; મ.
[1]અદૃશ તજિ લહિ [2]દૃશ્યતા, લ. પ્રગટ થયો તિણુ ઠામ. મ. ૫
નાશણુને જોયું ઘણું, લ. પણ નવિ મલિયો માગ; મ.
એવે મંત્રી હુકમથી, લ. [3]નૃપભટ પામી લાગ. મ. ૬
બાંધીને [4]કાઠોકિયો, લ. [5]મહોકમ માર્યો માર; મ.
રે ! પાપીઇ ! [6]અનીઇ તું, લ. કૂડ કપટ કોઠાર. મ. ૭
પાપ કર્યાં પરગટ થયા, લ. બહુ દિનના ઇણુવાર; મ.
આપ કમાણી આપણી, લ. જ્યાં જાવે ત્યાં લાર, મ. ૮
અબ ક્યાં જાઇશ પાપિયા, લ. [7]થરકયો ચોર તિવાર; મ.
પરવશ પડિયો શું કરે ! લ. નડિયા કર્મ વિકાર. મ. ૯
લાવી રાય હજૂરમેં, લ. કહે મંત્રી ઈહિ ચોર; મ.
રૌપ્યખુરો પ્રભુ જાણિયે, લ. કરતો કર્મ કઠોર. મ. ૧૦
હવેં જિમ જાણો તિમ કરો, લ. રોષ ભરાણો ભૂપ; મ.
અધમ અન્યાયી નિર્દયી, લ. બહુ જનને દુખરૂપ. મ. ૧૧
શિર મુખ મૂંડી પુર ફેરી, લ. કરિ રાસભ આરોપ; મ.
[8]ડિંડિમ વિરસ વગાડતા, લ. જાઓ ધરિ ચિત ચોપ. મ. ૧૨
શૂલ્યારોપણ જઇ કરો, લ. સુભટ રહો ઇહ પાસ; મ.
મરણ લગે કહે કાંઇજો, લ. વાત કહો મુજ તાસ. મ. ૧૩
તેમજ રાયનરે કર્યું, લ. કરિ સહુ લોકનેં જાણ; મ.
શૂલિ રહ્યો દુખ ભોગવે, લ. કોઇ નહીં ત્રસ ત્રાણ. મ. ૧૪
મંત્રિ સુધાર્યો કામને, લ. નિરૂપદ્રવ કિયો ગ્રામ; મ,
બુદ્ધિ બલથી કલથી ગ્રહ્યો, લ. નૃપ પરશંસ્યો તામ. મ. ૧૫
પુરિજન પણ હરખ્યા ઘણા, લ. સૌ મુખ કહે શાબાશ ! મ.
રાય નયર જનમેં વધ્યો, લ. આદરમાન સુવાસ. મ. ૧૬

૧ છાનો કોઈ ન દેખે તે. ૨ પ્રગટ હોવાપણું. ૩ રાજાના સેવક. ૪ ટાટ. ૫ ઘણો ૬ ખરાબ. ૭ ચમકયો—હાથબાપલીઆ. ૮ ફુટો ઢોલ. ૯ રક્ષણ કર્તા

ચતુર ! સુણો ચોવીશમી, લ. જ્ઞાનરવી કહિ ઢાલ; મ.
શેઠ કહે ભામિની ભણી લ. આગલ વાત રસાલ. મ. ૧૭

દોહા.

તસ્કર શૂલિયે રહ્યો, ચિંતે નિજ મનમાંહિ;
ગ્રહભોજન તિમ શયનું, મુજ વશ થાશે પ્રાંહિ. ૧
ઇમ જાણ્યું પણ શું થયું ! એ અણજાણ્યું આજ !
શું ચિંતે શું નીપજે ! [1]વિધિવશ થયું અકાજ. ૨

॥ यत उक्तं ॥

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।
एवं विचिंतयति कोषगते द्विरेफे,
हा ! मूलतः कमलिनीं गज उज्जहार ॥ १ ॥

એક વ્યસનથી પણ જુઓ, મરણ લહે [2]નિયમેન;
[3]કિમુત સમ વ્યસને કરી, દુખ નવિ પામ્યું કેન ? ૩
એક એક ઇંદ્રિય વશે, પ્રાણ હરણ જો થાય;
તો શું કે'વું ! જેહની, વશ પંચ ન કરાય ? ૪

॥ उक्तम् च ॥

कुरंग मातंग पतंग भृंगा, मीना हताः पंचभिरेव पंच; ।
इत्यादि ॥ १ ॥

શૂલ્યારોપિત ચોરની, સાથે લે પુરલોક;
કરશે વાર્ત્તાલાપને, તે લહશે યમલોક. ૫
રાજદ્રોહિ તે જાણુવો, તસ પાસે તસ દ્રવ્ય;
હોશે એમ જણાયશે, નરપતિ કહિયું ભવ્ય. ૬

---

૧ કર્મવશ. ૨ નિશ્ચે-ખરેખર. ૩ તો-વળી.

### ઢાલ ૨૫ મી.

( " વાહાલોજી વાએ છે વાંસલીરે " એ દેશી. )

ઇણ અવસર જિનદતજીરે, મુજ [1]જનક ગુણવંતઃ
સાત વરસ વય માહરીરે, સાથ લઇ [2]નિકસંત. ૧
સમકિત દ્રઢ ધરો પ્રાણિયારે, સમજો નિજ પરરૂપ;
આતમ રામ રમણ કરોરે, સુખ લહો [3]અમિત અનૂપ સ. ૨
પુત્ર સહિત પુર [4]પરિસરેરે, આવ્યા જતના એ ચાલ;
સચિતાચિત સંકોચથીરે, નિસહીત્રિક સંભાલ. સ. ૩
વિધિદ્રવ ભાવે ધારિનેરે, પરમ ગુરૂજિનચંદ;
ધર્મગુરૂ ભટ્ટારકોરે, પાદકમલ અભિવંદ. સ. ૪
કરિ ચાલ્યો નિજ ગ્રહ પ્રતિરે, શૂલિ રહ્યો જે ચોર;
પાંસે થઇને નીકલ્યોરે, દેખ્યો કરતો શોર. સ. ૫
[5]ત્રષિત, શરર શ્રોણિત [6]શ્રવેરે. પરલોક [7]પ્રાહુણ પ્રાણ;
દેખિ મેં પિતુને પૂછિયુંરે, એ છે કવણ વિનાણ. સ. ૬
એવી અવસ્થા એઁ કિમ લહ્યો ? કહે સુણ સુતા સુવિચાર;
[8]પૂર્વોપાર્જિત ફલ કર્મનારે, ભોગવ્યા વિણ ન [9]નિસ્તાર. સ. ૭

॥ तथोक्तं ॥

पात्तालमाविशतु यातु सुरेंद्रलोके,
आरोहतु क्षितिधराधिपतिं च मेरुं ।
मंत्रौषधादिकरणैश्चकरोतु रक्षां,
यद्भावितं तद्भवति नात्र विचारहेतुः ॥ १ ॥

[10]તસ્કર તવ કહે શેઠનેરે ત્રણ્ય દિવસ ગયા મુજ્જ;
પણ હજિ પ્રાણ જતા નથીરે, અહો ! જિનદત ! કહું તુજ્જ સ. ૮
પાદ શૃગાલિયે મુજ ભખ્યારે, જર્જર શિર કર્યું કાક;
તોડી માંસ ભક્ષણ કરેરે, પૂર્વ કર્મ પરિપાક. સ. ૯

---

૧ પીતા. ૨ નિકલ્યો. ૩ પૂર્ણુ-ઘણું. ૪ પાસે. ૫ તરસ્યો. ૬. વહે-નિકલે. ૭ પરૂણો ૮ પૂર્વ બાંધેલ. ૯ છેડો-આરો ન આવે. ૧૦ ચોર.

શું કરૂં? શેઠ! દયાનિધિરે, તું કરે જગઉપકાર;
ધર્મિ ધની સત્પુરૂષ તુંરે, ત્રપિત થયો હું અપાર. સ. ૧૦
માગું હું જલપાનનેરે, પણ નરપતિ ભય ધાર;
નાવે કોઇ મુજ ઢૂકડોરે, તિણે કરૂં અતિય પુકાર. સ. ૧૧

॥ यतः ॥

यस्य चित्तं द्रवीभूतं, कृपया सर्वदेहिषु ।
तस्य ज्ञानं च मोक्षं च, किं जटाभस्मचीवरैः ॥ ११ ॥
पिबंति नद्यः स्वयमेव नांभः स्वादंति न स्वादुफलानि वृक्षाः ।
पयोद किं स्वं विलसति शस्यं, परोपकाराय सतां विभूतयः ॥२॥

બહુધા[1] દીન વચન ચવે[2]રે, કરૂણાજક તસ બોલ;
સાંભળી શેઠ કહે ઇસ્યુંરે, મધુર વચન [3]નિર્મોલ. સ. ૧૨
રે! તસ્કર મુજ ગુરૂતણીરે, [4]દ્વાદશ વર્ષની સેવ;
કરતાં તંત્ર મહા લહ્યોરે, આજ કહું તુજ ભેવ. સ. ૧૩
તુજ અર્થે જલ લેહવારે, જાઉં તો વિસ્મૃત થાય;
ક્યાંથી મિલે ફરી એહવોરે, ?તેણે કહો કેમ જવાય? સ. ૧૪
ચોર પૂંછે તે મંત્રથીરે, શુ ફલ હોવે તામ?
શેઠ કહે સુખ સર્વનેરે, સારે વંછિત કામ. સ. ૧૫
ધન અર્થીને ધન દિયેરે, રાજ્યાર્થિને રાજ;
પુત્ર પ્રિયા સુખ મેલવેરે, યશ જગમેં અતિ [5]ભ્રાજ. સ. ૧૬
કિં બહુના મન [6]અક્ષનેરે, અર્પે જે અભિરામ;
'પદપંચ' પદ પર્મનેરે, સ્વર્ગ દિયે સુખ ઠામ. સ. ૧૭
ચોર ભણે જલ જ્યાં લગેરે, લાવો ત્યાં લગિ મંત્ર;
[7]ઘોષણ કરશુ મુજ કહોરે, શીઘ્ર લાવો જલ [8]અત્ર. સ. ૧૮
'[9]અસ્તુ' કહિ તમ શીખવ્યોરે, મંત્રરાજ 'પદપંચ;'
ભમરણ કર કહિ ચાલિયોરે, શેઠે ન કરિ [10]ખલ ખંચ. સ.૧૯

---

૧ ઘણી રીતે. ૨ કહે ૩ મહા અમૂલ્ય. ૪ બાર. ૫ બહુ શોભાયમાન. ૬ ઇંદ્રિય. ૭ ઉચ્ચારવું. ૮ અહીં. ૯ ભલે. ૧૦ ઢીલ.

જ્ઞાનરવી કહીં ઢાલ એરે, પવિત પચીશમીં સાર;
એવા જે ઉપકારનેરે; કરે તમ ધન ! અવતાર ! સ. ૨૦



દોહા.

ધ્યાન ધરે નવકારનું, શેઠ વચન પરમાણુ;
શુભ પરિણામ ઉપનો, સ્વર્ગસુધર્મ જાણુ. ૧
ઉપયોગે [1]અવિલોકિયું, ઉપકૃતિ શેઠ અમાપ;
[2]અયઃથી જ્યું સોવન કરે, પારસ પ્રતાપ. ૨
જ્ઞાને દેખી હરખિયો, ઇણુ સમયે જલ લેય;
આવ્યો જખ જિનદત્તજી, [3]મૃતક રૂપ નિરખેય. ૩
મન ચિંત્યું મહામત્રનું, ધરિયું હોશે ધ્યાન;
તો [4]સદ્ગતિ પામ્યો હશે, શ્રી જિન વચન પ્રમાણુ. ૪
શેઠ તિહાંથી આવિયા, ગુરૂજિનચંદ નમંત;
ગુરૂ મુખ લઈ ઉપવાસને, ભાખ્યો ચોર વૃતંત. ૫

॥ यतः ॥

महानुभावसंसर्गः कस्योन्नतेर्न कारणं । ?
गंगाप्रविष्टरथ्याम्बु, त्रिदशैरपि वंद्यते ॥ १ ॥

ગુરૂ સમિપ ઉલ્લાસથી, નિશ્ચલ ધ્યાન ધરંત;
ઇણુ અવસર નૃપ[5]હેરિકા, જઇ નૃપને ભાખંત. ૬

---

ઢાલ ૨૬ મી.

( " લાલ પીઆરીનો સાહિબો રે " એ દેશી. )

હાંરે હાંરે રાયનારે. [6]ચરનર નરરાયે રાખ્યા હુતારે;
ચોર [7]પ્રવરતિ જાણુ નિમિત્ત હો લાલ.
તે દોડી આવી કહે ભૂપનેરે, એ જિનદત્ત મહા [8]અપવિત.
હો લાલ. ૧

---

૧ જોયુ. ૨ લોટ્. ૩ પ્રાણુ રહિત–ગેલા. ૪ સારી ગતિ. ૫ રાજ પુરૂષ. ૬ નવી જુની ખબર લાવનારો પુરૂષ ૭ રીતિ. ૮ ખરાબ.

સાંભલો શ્રી ગુરૂ દેશનારે, લહો જિમ સાધ્ય સિદ્ધિ અનુકૂલ.
હો લાલ.
ભક્તિ નવધા પંક્તિ ધર્મનીરે, દશધા શ્રવણ એ તેહનુ મૂલ.
હો લા. સાં. ૨
હાંરે હાંરે સાંભલોરે ચોરથી [1]ગોષ્ટી કરંતો કરંતા દેખિયોરે;
જલ લેવા પણ તિમ હો લાલ.
તસ્કરમાટે તો જાણિયેરે [2]પશ્યતહર [3]સહાયક ઇમ.
હો લા. સાં. ૩
હાંરે હાંરે ભૂપતિરે, નિસુણી વાતને [4]તતક્ષણ કોપિયોરે,
[5]દ્રોહી રાજ્યતણો પ્રત્યક્ષ. હો લાલ.
એની [6]સનિધિમેં દ્રવ્ય હોયશરે, ચોર તણો એ જાણો લક્ષ.
હો લા. સાં. ૪
હાંરે કરે હુકમ તેરે, ભો [7]સુભટો [8]ગ્રહો જાઇનેરે;
જિનદત્તને ઇણ વાર. હો લાલ.
ઘર લૂંટો વલિ [9]કૂટો એહનરે, સુણિને ધાયા ભટ તિણવાર.
હો લાલ. સાં. ૫
હાંરે હાંરે દેવતારે, [10]આસન કંપથી અવધેં દેખતોરે,
[11]પર્મ ધર્મના દાતા મુજ હો લાલ;
ક્ષણ પણ મુજ મનથી નવિ વીસરેરે, દેવગુરૂપરેં માહરે પૂંજ.
હો લાલ. સાં. ૬
હાંરે હાંરે ચિંતવેરે, એક અર્ધ પદદાયક ગુરૂતણોરે;
નવિ જાણે જે નર ઉપકાર હો લા.
મહા પાપી ગુણલોપી તે કહ્યોરે, ધર્મગુરૂ ન ગણે જે ગમાર.
હો લા, સાં. ૭

---

૧ વાતચીત ૨ ચોર. ૩ સર્વ રીતે મદદનો આપનાર. ૪ ઉતાવળો–તેજ વખતે. ૫ દ્રેષી. ૬ પામે. ૭ લડાઇમાં લડનાર પુરૂષ. ૮ પકડો–ઝાલો. ૯ મારો. ૧૦ આસનના ચાલવાથી. ૧૧ ઉત્કૃષ્ટ.

હાંરે એહ શેઠજીરે, મુજ [1]નિમિત્તથી મહોકષ્ટનેરે;
પામે કિમ ન કરૂં ? [2]પ્રતિકાર હો લા.
ચિંતી ચાલ્યો તત્ક્ષણ દેવતારે, ધરિને લોહ દંડ રહ્યો [3]દ્વાર.
હો લા. સાં. ૮
હાંરે હાંરે આવિયારે, શેઠને ગ્રહવા[4]ચર નરરાયનારે;
પકડો એહ અન્યાયી આજ હો લા.
કહેતા તેને સન્મુખ ઉઠિનેરે, કહતો કેસરિ જ્યું [5]ઘનગાજ.
હો લા. સાં. ૯
હાંરે તવ બોલતોરે, તસ્કરદેવ અહો ! નૃપ [6]કિંકરારે;
શું તુમ મરણ તણી થઇ હુંસ. હો લા.
મુજ જીવતાં શેઠને કોઇ પરેરે, પરિભવ નહિ થાય તિલ [7]તુંષ.
હો લા. સાં. ૧૦
હાંરે હાંરે રાયનારે, સેવક પુરૂષ કહે તું એકલોરે;
અમ બહુ તેહમાં આટે લૂંણ હો લા.
થાવા કિમ માંગે મૂરખપણેરે, ? અમ આગલ તું લેખે કુણ;
હો લા. સાં. ૧૧
હાંરે કહે [8]અમર તેરે, હસ્તિ અંકુશ વશ તંમ દીપકેરે;
નાશે વજ્રથી વલિ [9]ગિરિ જેમ. હો લા.
તેજ સબલ પણ પુષ્ટ [10]તનુ થકીરે, કિમપિ ન થાયે જાણે તેમ.
હો લા. સાં. ૧૨
હાંરે હાંરે ભૂપનારે, સેવક કોપ કરી અતિશય તદારે;
પેસણ લાગ્યા ધસી તિણ વાર; હો લા.
દંડ [11]અમોઘ થકી કેઇ મારિયારે, કેઇક મૂર્છિત નાઠા તિવાર.
હો લા. સાં. ૧૩

---

૧ કારણ. ૨ ઉપાય. ૩ બારણું. ૪ સેવક-ચાકર. ૫ ગરજારવ. ૬ સેવકો. ૭ તિલમાત્ર. ૮ દેવ. ૯ પર્વત. ૧૦ શરીર. ૧૧ કદાપિ ખાલી ન જાય.

હાંરે કહ્યું ભૂપનરે, મૂકયા અન્ય સુભટ તેહને વલીરે;
તિમહિજ કીધું તવ નરરાય; હો લા.
કુપિત થઈ [1]ચતુરંગ [2]દલ બલ લઈરે, આવ્યા સંગ્રામે સજ થાય.
હો લા. સાં. ૧૪

હાંરે હાંરે [3]નિર્જરારે, ઉગ્રદંડ દંડે નૃપ સૈન્યનેરે,
મથન કર્યો સહુ જાય [4]પલાય. હો લા.
[5]મહાવિકરાલ [6]કરાલ તે દેખિનેરે, નૃપ પણ નાઠો પ્રાણ બચાય.
હો લા. સાં. ૧૫

હાંરે કહે સુર તદારે, માર્યા તિણ નવિ મૂકું તુજ ભણીરે,
પાછળ ધાયો રૂપે ભીમ. હો લા.
કહે ચોર રાયને શેઠનેરે, શરણ જાય તો મારણ નીમ.
હો લા. સાં. ૧૬

હાંરે ઇમ સાંભલીરે, મરણ ભયે કર્યું શરણ તે શેઠનુરે,
'દક્ષ તું રક્ષ રક્ષ!' કહે રાય. હો લા.
શેઠ કહે ભય કેહથી? નૃપ વદેરે, તુમચો દ્વારપાલ દુખદાય.
હો લા. સાં. ૧૭

હાંરે જિનદત્તજીરે, ચિંતે મુજ ઉપસર્ગ નિવારકોરે;
માયા કરિ કોઇ દેવ સુજાણ. હો લા.
કહે તેહને ઇમ કરવું નવિ ઘટેરે, એ અમ નરપતિ સુભમતિ જાણ
હો લા. સાં. ૧૮

હાંરે હાંરે એ કહીરે, સુંદર ઢાલ રસાલ છત્રીશમીરે;
કિયો શુદ્ધ મન ઉપકાર ન જાય. હો લા.
જ્ઞાનરવિ ઇમ કરો ઉપકારનેરે, જયલચ્છી જિમ લહો સદાય.
હો લા. સાં. ૧૯

---

૧ હાથી, ઘોડા, રથ, પાયદળ. ૨ સૈન્ય. ૩ દેવતા. ૪ નાઠો, ભાગા. ૫ ભયંકર. ૬ કાળ.

### દોહા.

પાઠાંતર[1] વલિ એહની, કહિયે અપર વૃતંત;
રાય સહિત લશ્કર ગયું નાશી પુર પેસંત. ૧
કોપ કરીને દેવતા, પર્વતપુર પરિમાણ;
વૈક્રિય કીધો ગગનમેં, ભય પામ્યા તિણ ઠામ. ૨
કહે દેવ એ નયરને, કરૂં આજ ચકચૂર;
કે'તો જિનદત્ત શેઠને, નમન કરો જઈ ભૂર. ૩
રાય નયરજન સૌ મલી, ખામો તુમ અપરાધ;
જો જીવતિ આશા હુવે, ચાહો કરણ સમાધ. ૪
સુણી રાય પરમુખ સહુ, [2]પયચારી પ્રણમંત;
મતિહીનમેં મૂરખે, માઠું કિયું અત્યંત. ૫
ક્ષમા કરો કરૂણા ધરો, દ્યો અમ જીવિતદાન;
ધન્ય ! તુમે કૃત પુન્ય ! તુમ, ગુણ અગણિત નિધાન. ૬

---

### ઢાલ ૨૭ મી.
#### (દેશી ઓઢિયાની.)

પ્રગટ થયો છે દેવ, કરતો શેઠનીં સેવ;
દેવ પ્રદક્ષણા એ, કરતો વંદણા એ;
દેવગુરૂ પ્રણમંત, પાછલથી મતિવંત,
શેઠ આગલ જઈ એ, બેઠો થિર થઈ એ. ૧
રાય કહે વિપરીત, [3]વિબુધ બુદ્ધિ વિરહીત,
દેવગુરૂ તજે એ, ગૃહસ્થ પ્રથમ ભજે એ;
એ [4]અપક્રમ કહિવાય, પ્રસિદ્ધ ક્રમ લંઘાય,
સ્નાન ભોજન યથા એ, કરી દેવગુરૂ તથા એ. ૨
વંદન કરવું [5]અયુક્ત, દેવ ભણે એ યુક્ત,

---

૧ બીજી રીતે. ૨ પગે ચાલી. ૩ દેવ. ૪ ઉલટું-ક્રમથી જુદું. ૫ ખોટું.

જાણું વિવેકને એ, યોગ્ય અયોગ્યને એ;
પણ ઇહ કારણ જોય, શ્રેષ્ઠિ મમ ગુરૂ હોય,
પ્રથમ નમન કર્યું એ, [1]ચરણે [2]શિર ધર્યું એ. ૩
[3]ભૂપતિ કહે કહો કેમ ? પ્રથમ ગુરૂ થયો જેમ,
તવ દેવે કહ્યું એ, ગતભવ જે થયું એ;
[4]નિષ્કારણ મુજ બંધુ, [5]ઉપકૃતિગુણજલસિંધુ,
ગુણ કેતા કહું એ ? પાર નવિ લહું એ. ૪
લઘુ વય જયું જલપાન, કરિ શ્રીફલ તરૂ જાન,
મોટો વાધતો એ, જલ શિર રાખતો એ;
મોટા પર ઉપકાર, વિસારે ન કિવાર,
તિમ મુજ ચોરને એ, ધર્મે જોડને એ. ૫
દેવતણી ગતિ લાધ, ચોર થકી થયો સાધ,
પ્રથમ તેણે નમ્યો એ, પાપ પ્રગટ વમ્યો એ;
શેઠ ભણે સુણ દેવ, મંત્રરાજની સેવ,
અર્પે સ્વર્ગને એ, વલિ [6]અપવર્ગને એ. ૬
જિનવર ધર્મનો યોગ, શુભ લચ્છી સંયોગ,
સંગતિ સાધુની એ હરત ઉપાધિને એ;
વિદ્વજનની [7]ગુષ્ઠી, પટુતા વચનની પુષ્ઠી,
સત્કીય કુશલતા એ, સદ્ગુરૂ શોભતા એ. ૭
ધરણુ કમલની સેવ, પાત્રદાનની ટેવ;
નિર્મલ મતિ ગતિ એ, ભાગ્યબલી અતિ એ;
પામે પુન્ય પ્રતાપ, સુર શિવ સુખ [8]અમાપ,
પામ્યો તું સહિ એ, દેવપણું લહિ એ. ૮
દેવ તદા ભરભક્તિ, અનુપમ જેહની શક્તિ,
પૂજી પુષ્પથી એ, પરસંસ્યો અતિ એ;

૧. પગ. ૨ મસ્તક. ૩ રાજા. ૪ કારણ વિના. ૫ ઉપકાર. ૬ મોક્ષ. ૭ ગોષ્ઠી-વાતચીત. ૮ અણતોલ્યો-ગણો.

એ સરવે પ્રત્યક્ષ, દેખિ ધર્મનો લક્ષ,
વિસ્મય નૃપ લહ્યો એ, મુખથી ઇમ કહ્યો એ. ૯
અહો ! મહિમા જુવો ધર્મ, સુર નર વશ હોય પર્મ,
દાસપણું કરે એ, આણા શિર ધરે એ;
હાર લતા હોય નાગ, વિષ પણ અમૃત લાગ,
શત્રુ મિત્રતા એ, અગ્નિ જલ યથા એ. ૧૦
સમુદ્ર તે [1]ગોપ્પદ પ્રાય, કેસરિ હરિણજ થાય,
રૂદ્ધિવૃદ્ધિ લહે એ, [2]ભુવનગુરૂ કહે એ;
યાવત સાસ્વત સુખ, ધર્મ થકી ગત દુઃખ,
થાય પ્રગટપણે એ, નરપતિ ઇમ ભણુ એ. ૧૧
ઇમ ચિંતી વૈરાગ્ય, પામિ ધર્મનો લાગ,
ચારિત્ર મોહનો એ, ઉપશમ તેહનો એ;
નિજપદ થાપી પુત્ત, રાજા સચિવ સંયુત,
જિનદત્તજી વલિ એ, દિક્ષા નિર્મલી એ. ૧૨
લિયે કરી ચિત શોધ, બીજા પણ બહુ બોધ,
ગુરૂ જિનચંદ કને એ, મુનિ નિર્મલ મને એ;
[3]નતિથુતી કરી દેવ, મુનિ દર્શન તતએવ,
નિજ [4]નાકે ગયો એ, માને ધન્ય થયો એ. ૧૩
ત્રણે મુનીશ્વર સાર, પ્રમાદ દોષ નિવાર,
અનસન આરાધતા એ, સ્વર્ગને સાધતા એ;
સત્યાવીશમી ઢાલ, જ્ઞાનરવિ ઉજમાલ,
ગૌતમ ગણિ કહીં એ, ભવિજન સદ્દહિ એ. ૧૪.

---

દોહા.

એહ સર્વમેં દેખિયું, પ્રતક્ષ મહિમા ધર્મ;
ગૃહસ્થ ધર્મ અંગીકર્યું, સાચો સમકિત મર્મ. ૧

---

૧ ગાયનાં પગ સમાન. ૨ પરમેશ્વર. ૩ નમન-સ્તુતિ. ૪ સ્વર્ગ.

થિરતા અરિહંત ધર્મમે, તિણ દિનથી થઇ મુજ્જ;
સુણો સુંદરી ! માહેરી, સમકિત દઢતા ગુજ્જ. ૨
ભણે ભામિની સ્વામિજી, તુમે કહ્યું સહુ સાચ;
એવા નિમિત મિલ્યા થકી, થાય સુદઢતા વાચ. ૩
કામિની કુંદલતા [1]લઘુ, કહે ન રૂચે મુજ વાત;
સર્વ [2]અલીક કહ્યું તુમે, ભણે એમ સાક્ષાત. ૪
રાજા ચોર સચીવ સુણી, કુંદલતાના બોલ;
કુપિત થયા મનમેં ઘણા, અહો એ નિપટ નિટોલ. ૫
સર્વ વૃત્તાંત પ્રત્યક્ષ એ, દેખ્યું તિમ સહુ લોક;
જાણે પ્રગટપણે, ભણે, કુંદલતા તેહ ફોક. ૬

## ઢાલ ૨૮ મી.

( "લોહારણ જાયો દીકરો લોહારીરે." એ દેશી. )

અસમંજસ એ બોલતી, સુણો પ્રાણી લાલ;
દિયું [3]શિક્ષા પરભાત, અતિગુણ ખાણી લાલ.
નૃપ ચિંતે કેવું કહે, સુ. દુષ્ટ એ જાઠી વાત. અ. ૧
પ્રથમ કથા શેઠે કહી, સુ. નિજસમકિત થિરકાર; અ.
મિત્રસિરીને શેઠજી, સુ. કહે હવે કહો તુમ સાર. અ. ૨
મિથ્યા મત વામી કરી, સુ. કિમ સમકિત તુમચિત્ત; અ.
થયું નિશ્ચલ તેનું કહો, સુ. કારણ જેહ પવિત્ત. અ. ૩
શેઠ રાય પ્રમુખા સુણે, સુ. કરિ ઈક ચિત વિશેષ; અ.
મિત્રસિરી ભાખે ભલી, સુ. [4]મનહર માગધ દેશ. અ. ૪
નયર રાજગૃહ [5]ભૂતલેં, સુ. [6]સુરપુર [7]સમ શોભંત; અ.
સમરશૂર [8]નરપતિ તિહાં, સુ. નામ યથાર્થ વિખ્યાત. અ. ૫
કનકમાલા ગુણ માલિકા, સુ. [9]પટમહિષી મહિપાલ; અ.
[10]તત્ર શેઠ નિવસે ગુણી, સુ. ઋષભદાસ સુકુમાલ. અ. ૬

૧ નાની સ્ત્રી. ૨ અસત્ય. ૩ દંડ. ૪ સારો-શોભા યુક્ત. ૫ પૃથ્વી, ૬ દેવનગર. ૭ સદશ ૮ રાજા. ૯પટરાણી ૧૦ તિહાં.

પરમાર્હત ધર્મી ધની, સુ. પાત્ર ત્યાગ ગુણ રાગ: અ.
શાસ્ત્રબોધ રણુયોધજે, સુ. પરિજન સહ ધન ભાગ. અ. ૭
પુરૂષ પંચ લક્ષણ કરી સુ. લક્ષિત તેની નાર; અ.
સમકિતવ્રતધારી જિકા, સુ. શુભ લક્ષણ ધરનાર. અ. ૮
સદા તુષ્ટ અનુકૂલતા, સુ. ભર્ત્તાથી મતિ દક્ષ; અ.
સાધ્વી લક્ષણ કૌશલા, સુ. જાણે કલાનો લક્ષ. અ. ૯
જિનદત્તા નામે ભલી, સુ. ધન ધર્મે [1]ભરપૂર; અ.
વધ્યા કર્મ વશે કરી, સુ સુત [2]વિરહિત દુખ પૂર. અ. ૧૦
કરે ઘણું ઉપચાર તે, સુ. પણ વાંછિત નવિ થાય; અ.
ઇકદિન જિનદાતા કહે, સુ. પતિને અવસર પાય. અ. ૧૧
[3]અંજલિ કરિ, સુણો સ્વામિજી, સુ. નયન વિના [4]તનુ જેમ; અ.
હૃદય જ્ઞાન શૂન્યે યથા, સુ. [5]નિશિપતિ વિણ નિશિ તેમ. ૧૨
[6]નાગ મદે, [7]જલરૂહ જલે, સુ, શબ્દ જ્ઞાન વિણ વાણ; અ.
સરવર હંસ [8]મિથુન વિના, સુ. પંડિત વિણ પર્ષદ જાણ. અ.
[9]શ્યામા શીલ રહિત જસી, સુ. [10]જવવિણ જેમ તુરંગ; અ.
નયર યથા નરપતિ વિના, સુ. સત વિણ ધર્મ ઉતંગ. અ. ૧૪
તિમ કુલ સત્પુત્રે કરી, સુ. રહિત નવી શોભંત; અ.
[11]પ્રાઘૂર્ણક અતિથી તણો, સુ. નહિ આગમન હવંત. અ. ૧૫
[12]સંતતિ તતિ વૃદ્ધિ થવા, સુ. કન્યા પરણો અન્ય; અ.
ચાલે જેમ પરંપરા, સુ. જસ સુત તેહિજ ધન્ય. અ. ૧૬
[13]શર્વરી દીપક ચંદ્રમા, સુ દિન દીપક દિનરાજ, અ.
ત્રિભુવન દીપક ધર્મ છે, સુ. કુલદીપક સુત સાજ. અ. ૧૭
સંસારે સ્થિત જીવને, સુ. ભૂમી તીન વિશ્રામ; અ.
[14]અપત્ય [15]કલત્ર સતસંગતિ, સુ. નીતિ નિપુણ કહે આમ. અ.

---

૧ પૂર્ણ. ૨ રહિત–વિના. ૩ બે હાથનુ જોડવું ૪ શરીર. ૫ ચદ્ર. ૬ હસ્તી ૭ કમલ ૮ યુગલ. ૯ સ્ત્રી. ૧૦ વેગ ૧૧ પ્રાહુણો. ૧૨ સંતાન પરંપરા ૧૩ રાત્રિ ૧૪. પુત્ર. ૧૫ સ્ત્રી.

ઢાલ એ અઠ્ઠાવીશમી, સુ. મિત્રસિરી કહેં વાત; અ.
જ્ઞાન રવિ શ્રોતા સવિ, સુ. સુણો આગલ અવદાત. અ. ૧૯

### દોહા.

જિનદત્તા વાચક સુણી, શેઠ વદે તિણુવાર;
તનુ ઈકિ [1]કવલ [2]કૃતાંતનો, ઇચ્છા હોય અપાર. ૧
મુધા મૂર્ખ સંસારમે, લુબ્ધ વિષય વિષમાંહિ;
ઈહિ પરભવ બહુ દુખ લહે, નહિ સુખ તેહને કયાંહિ. ૨
વલિ વનિતે ! વય માહરી, [3]દ્વાપન્ન વર્ષ પ્રમાણ;
તિણુથી કરવું ધર્મને, જેહ મહા સુખ ખાણુ. ૩
હાસ્ય યોગ્ય વલિ લોકમેં, કરતાં અન્ય વિવાહ;
ભણે ભામિની વિષયને, અર્થે તો હોય નાહ[4] ! ૪
વૃદ્ધિ થવા સંતાનની, કરતાં નહિ કંઈ દોષ;
[5]પ્રતિપન્ન મહ આગ્રહે, તવ પામી સંતોષ. ૫
તિણુહિજ નગરે તસ પિતા, જિનદત્ત તિમ તસ માત;
બંધુસિરી નામે અછે, [6]ભગિની કનકસિરી થાત. ૬

### ઢાલ ૨૯ મી.

( " કંત તમાકુ પરિહરો " એ દેશી. )

નિજપતિ અર્થે યાચતી, ભગિની માત સમીવ, મેરે લાલ.
અન ધન વસ્ત્ર ભૂષણુ ઘણા, પણુ સુત વિણુ દુઃખ અતીવ. મે. ૧
સયણુ સનેહી સાંભલો, મિત્રસિરી કહે વાત; મે.
સાંભલતાં સુખ સંપજે, સમકિત જિમ થિરથાત. મે. સ. ૨
જિનદત્તા કહે જનકને, ભોજન કાલ વિહાય; મે.
નવિ આવું હું ઘર ભણી, કરશું ધર્મ સદાય. મે. સ. ૩

૧ કોલિઓ. ૨ કાળનો. ૩ ૫૨ વર્ષ. ૪ નાથ. ૫ અંગીકાર.
૬ બહેન.

સોંપું સવિ ઘર સાર તે, કનક સિરીને હાથ; મે.
શપથ કરી કહું તુમ ભણી, નવિ કરૂં કપટ તુમ સાથ. સા. ૪
હું નિરવિઘને સાધસું, દેવ ગુરૂવર સેવ; મે.
પિતરે પણ માન્યું તદા, લગ્ન કર્યું તતખેવ મે. સ. ૫
શુભ મુહુર્તે પરણ્યો વધૂ, સુખ વિલસે ઘર આય; મે.
જિનદત્તા જિન ધર્મને, આરાધે સુખદાય. મે. સ. ૬
ઇક દિન કનક સિરી હવે, આવી પિતરને ગેહ; મે.
પૂછી કિમ સુખણી અછે? કે નહિ? તવ કહે તેહ. મે. સ. ૭
કૂટ[1] કરી પરપંચને, કપટ કુટિ મતિ ધીઠ; મે.
શું પૂછો સુખ વારતા! પતિ સુખ કદિય ન દીઠ. મે. સ. ૮
વચણ નયણ જોડે નહીં, પ્રીતિજનક મુજ સાથ; મે.
બહિન સ[2]પત્ની કર્યો, સર્વ પ્રકારે હાથ. મે. સ. ૯
ધર્મમિશે ચૈત્ય ઘર વિષે, રમણ કરે [3]નિશિદીહ; મે.
દંપતિ ભોજન કારણે, આવે મુજ ઘર તેહ. મે. સ. ૧૦
એકાકી ઘરમેં રહું, ન લહું રતિક્ષણ એક; મે.
ક્ષીણ ગાત્ર મારૂં થયું, પણ રાખું મુજ ટેક. મે. સ. ૧૧
શિર મુંડન કરિ પૂછવું, વાર તિથી અકયથ્થ; મે.
શોકય શાલ ઊપર દઇ, વિણસાડયો મુજ [4]અથ્થ. મે. સ. ૧૨
અવિચારિત કરી કામને, પુત્રી દુખ સનમુખ; મે.
જોડી પૂછો સુખને, સ્વપ્ને પણ નહિ સુખ. મે. સ. ૧૩
માયા જલ ભરિ નેત્રમેં, કનકસિરી નિજ માત; મે.
ભરમે ભરમાવી ઘણું, ભંભેરી અકુલાત. મે. સ. ૧૪

॥ યતઃ ॥

कवयः किं न पश्यंति ? किं न कुर्वंति योगिनः ?
मद्यपाः किं न जल्पंति ? किं न कुर्वंति योषितः ॥१॥

પણ પુત્રી! તુજ પતિ તણો, કેવો તવ પરિ પ્રેમ? મે.
નિજ ગુણે રંજિત પિયુ વસ કર્યો, જિનદત્તા છતાં નહિ ક્ષેમ.

૧ ખોટા-જુઠો. ૨ શોક્ય. ૩ રાતદિવસ. ૪ અર્થ.

બંધુસિરી ચિંતે મને, રતિરૂપા સમ એહ; મે.
પરિહરિ પુત્રી માહરી, [1]જરસા જર્જર દેહ. મે. સ. ૧૬
વૃદ્ધ વિરૂપા સેવતો, ધિક ધિક એહ વૃષદત્ત; મે.
અનુચિત ઉચિત જાણે નહિ, કામિ લજા વિરહિત મે. સ.
કલા કુશલ [2]વિકલિત કરે, પંડિત જન પણ તેમ; મે.
ધીરને વલી અધીરતા, કરે [3]મકરધ્વજ એમ. મે. સ. ૧૮

॥ यतः ॥

कामी न लज्जाति न पश्यति न शृणोति,
नोपेक्षति गुरुजनं परं वा;
गच्छाग्रतः कमलपत्रविशालनेत्रे,
विद्याटवी प्रतिदिशा मम राजमार्गः ॥

ઉન્મારગનું દ્વાર એ, નરક [4]સોપાન સમાન; મે.
સ્વર્ગ [5]અર્ગલા આપદા, ધામ [6]અનંગ અસમાન. મે. સ. ૧૯
કિં બહુના બંધુસિરી, કહે સુણ પુત્રી જેમ; મે
જિનદત્તા પાપીષ્ટ તે, મરશે કરશું તેમ. મે સ. ૨૦
તુજ સુખ થાશે તિમ કરૂં, જ્ઞાન રવિ કહિ ઢાલ; મે.
સુંદર એગુણત્રીશતી, ખલ ખર જ્યું અસરાલ મે. સ. ૨૧

---

દોહા.

કનકસિરી હરખિત હુઇ, શોકયનું જાશે શાલ;
સર્વ સ્વતંત્ર પણે પછી, વિલશું સુખ વિશાલ. ૧
દુષ્ટજ ચિંતે દુષ્ટતા, પરની પણ નિજ થાય;
દુગ્ધપાત્ર દેખે બિલી, [7]યષ્ટિ નવિ દેખાય. ૨
દુરિત[8] દરી કપટે ભરી, કનકસિરી સંતોષ;
ઉપજાવી જનની તિણે, મૂકી નિજ ઘર જોસ. ૩

---

૧ વૃદ્ધાવસ્થાવડે. ૨ વિહ્વલ-ગાંડો. ૩ કામદેવ. ૪ નીસરણી. ૫ ભુંગળ. ૬ કામદેવ. ૭ લાકડી. ૮ પાપની ગુફા.

વૈરભાવ ધારે મને, તિણ દિનથી તસ માત;
ધર્મિણી જિનદત્તા તણી, પાપિણી ચિંતે ઘાત. ૪
વિરચે વિવિધ ઉપાયને, પણ નહિ આયો દાય;
ઇણ અવસર કાપાલિકો, જોગીસર તિહાં આય. ૫
[1]ભૂતિભાલ અવધૂત તે, દીશંતો યમદૂત;
અસ્થિ વિભૂષિત તનુ કરી, જટાજૂટ જિમ ભૂત. ૬

ઢાલ ૩૦ મી.

( "નાહનો નાહલોરે" એ દેશી. )

ડમરૂ ત્રિશૂલ ધાર્યો કરેરે, રૌદ્ર મૂર્ત્તિ અતિ જાસ;
માનનિનું મન માનિયુંરે, મહતાડંબર દેખિનેરે—
દિલ ઉલસિત થયું તાસ. માનનિ. ૧
બંધુસિરી ચિંતે અહોરે, દેખ્યા જોગી અનેક મા.
મહિમા એહવો ન કેહનોરે, એ સહુથી અતિરેક. મા. ૨
કામ સમારેએ માહરૂંરે, નિશ્ચય નિજમન કીધ; મા.
વિવિધ સરસ રસવતિ ભલીરે, અતિ આદરથી દીધ. મા. ૩
કારજ નિજ પ્રિય પ્રાણિનેરે, વલી પદારથ પિય; મા.
[2]વત્સ ક્ષીરક્ષય દેખિનેરે, માત તજે નિજકીય. મા. ૪

॥ યતઃ ॥

कार्यार्थी भजते लोकं, न कश्चित्कस्यचित्प्रियः ॥
वत्सः क्षीरक्षयं दृष्ट्वा, स्वयं त्यजति मातरं ॥ १ ॥

ગરજ [3]ગ્રથિલ જગ જન ઘણારે, બોલત કરત નિહોર; મા.
બિન ગરજે બોલે નહિરે, ગિરવરહૂકો મોર. મા. ૫
આપી ભિક્ષા ભણે ભામિનીરે, [4]અનુદિન આવજો આપ; મા.
ભિક્ષા કારણ મુજ ઘરેરે, એમ કર્યો [5]આલાપ. મા. ૬

૧ ભભૂતિ. ૨ વાછડો. ૩ ગુંથાયેલ. ૪ રોજરોજ. ૫ વાતચીત.

તે પણ નિતનિત આવતોરે, [1]આહાર દિયે હરખેણ; મા.
ભક્તિ ભલી તસ દેખિનેરે, મનમાં ચિંતવ્યું તેણ. મા. ૭
દીસે કોઈ કારણ ખરૂંરે, અન્યથા એવી ન ભક્તિ; મા.
જો એ કહે મુજ કામનેરે, કરિ આપું નિજ શક્તિ. મા. ૮
જન્મદાતા ઉપકારનોરે, કરતા દાતા જ્ઞાન; મા.
અનદાતા ત્રાતા ભયેરે, પંચ પિતા સમ જાણ. મા. ૯

॥ યતઃ ॥

जनेता चोपनेता च, यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता, पंचैते पितरः स्मृताः ॥ १ ॥
राजपत्नी मित्रपत्नी गुरुपत्नी तथैव च;
पत्नीमाता स्वमाता च, पंचैते मातरः स्मृताः ॥ २ ॥

કહો, ભાઈ! જોગી કહેરે, મુજ લાયક કોઈ કામ; મા.
[2]ગુરૂદત સિધ મહાસિદ્ધિથીરે, કરૂં વાંછિત [3]વિણ દામ. મા. ૧૦
બંધુસિરી [4]રૂદતી કહેરે, નિજ પુત્રી વરતાંત; મા.
જિનદતા સુતા શોકયનેરે, હણવાથી સુખ થાત. મા. ૧૧
તિમ કરો જેમ મુજ પુત્રીનોરે, [5]વિષમ વિઘ્ન વિલાય; મા.
ચોગિ કહે ધરો ધૈર્યનેરે, કામ કરૂં ચિતલાય. મા. ૧૨
જીવ મારણ શંકા નહીંરે, મુજ મનમાં તિલમાત્ત; મા.
કૃષ્ણ ચતુર્દશી જવ હુવેરે, પ્રેત [6]નિકેતનેં રાત. મા. ૧૩
વિદ્યાદેવી સાધશું રે, તેથી તેહનો નાશ; મા.
કરશું—નહિ તો હું પામશું રે, હુત[7]ભુકમાંહિ વિનાશ. મા. ૧૪
એમ પ્રતિજ્ઞા આકરી રે, સા સુણિ પામિ સંતોષ; મા.
સંભલાવી યોગી ગયો રે, કરશે આપનો પોષ. મા. ૧૫
ઇચ્છિત દિન અબ આવિયો રે, સામગ્રી લઇ હાથ; મા.
પ્રેત વને આયો વહીરે, લાયો [8]મૃતક ઇક સાથ. મા. ૧૬

૧ અન્નપાન. ૨ ગુરૂ દિધેલ. ૩ વિના પૈસે. ૪ રૂદન કરતી.
૫ દુઃખદાઇ. ૬ સ્મશાનભૂમિ. ૭ અગ્નિ. ૮ મુડદું.

ખડગ દિયો શબ હાથમે રે, મંડલમાંહિ બહીઠ; મા.
ફૂલેપકરણે પૂજિને રે, શબને રાખી હેઠ. મા. ૧૭
ત્રીશમીં કહી સોહામણી રે, જ્ઞાન રવિ ઇહિ ઢાલ; મા.
પાપકર્મ કોઈ મત કરો રે, જેથી બહુ જંજાલ. મા. ૧૮

દોહા.

અગ્નિકુંડ કરિ મોતકો, હોમે વસ્તુ અનેક;
જપ માલા લઇ મંત્રનો, જાપ કરે ગ્રહિ ટેક. ૧
વિદ્યા નામ વૈતાલિકા, કીધું તસ [1]આહ્વાન;
પુષ્પ નિકર[2] પાસે કર્યો, મુદ્રામંડલ ધ્યાન. ૨
[3]કતિપય મંત્ર જપ્યા તિણે, મંત્રશક્તિ અદભૂત;
આકર્ષી જિમ દેવતા, સૂચિ[4]તંતુ અનુસ્યૂત. ૩
[5]ઝટિતિ મૃતક શરીરમેં, કરિ [6]સંક્રમ તતખેવ;
વૈતાલી વિદ્યા પ્રગટ, થઇ ઈમ વચન કહેવ. ૪
ભો ! કાપાલિક યોગિ ! તું, [7]દેહી મુજ આદેશ;
કરૂં કાર્ય તારૂં અવશ, સુણિ થયો હર્ષ વિશેષ. ૫
મહામાયે ! રહિ જિણ ઘરે, કનકસિરીની શોક;
જિનદત્તા મારો જઇ, થાયે વાંછિત થોક.

ઢાલ ૩૧ મી.

( " એહવો દુષમ દુષમ આરોજી પંચમો " એ દેશી. )
તહત વચન કરિ દેવી તદા, કર [8]નિશિત ધરી કરવાલ હો સ્વામીજી;
અતિ ક્રોધ [9]હુતાશન કલકલી, મૂકે [10]ભૈરવ શબ્દ [11]કરાલ હો સ્વા. ૧

૧ બોલાવવાનુ. ૨ સમુદાય. ૩ કેટલાક. ૪ સોઇમાં દોરાનીપરે. ૫ જલદી. ૬ પ્રવેશ. ૭ આપ-દે. ૮ તીક્ષ્ણ. ૯ અગ્નિ. ૧૦ અતિ બિહામણો. ૧૧ આકરો.

હું બલિહારી હો, શ્રી જિનવર ધર્મની;–મહિમા જાસ અપાર
હો સ્વા.
[1]અનેકાંતિક લક્ષણ ગુણનિધિ, [2]એકાંતિક ન લહે તસ પાર
હો. સ્વા. હું. ૨
સા વિદ્યાદેવી, જ્યાં જિનદત્તા, રત્તા જિનવયણ અત્યંતહો; સ્વા.
થઇ નિશ્ચલ [3]ચિત્તા જિનમતેં, [4]ધત્તા ધ્યાન પ્રભુસું એકંત
હો. સ્વા. હું. ૩
દેવી આવી તિહાં મારણ ભણી, દેખી ધર્મમેં દૃઢમતિ તાસ હો;
કોપ અનલ શીતલ થયો દેવીનો, અહો ! ધર્મિણી ધર્મની
રાશ હો. સ્વામી. હું. ૪
[5]અસમર્થ [6]અનિષ્ટકરણ ભણી, હુંતો શું ? પણ [7]સુર
[8]નર [9]ઇંદ હો. સ્વા.
ઉલટો ભય માનેજી એહનો, લહ્યો દેવી આનંદ [10]અમંદ સ્વા.
પરદક્ષિણ કરી વૈતાલિ તે, કરિ વંદન વલી તિણ [11]ઠાયહો; સ્વા.
કહ્યું યોગિને શક્તિ ન માહરી, તસ શક્તિ અપાર દેખાય
હો. સ્વા. હું. ૬
કાપાલિક કહે [12]પુનરપિ તુમે, કરો કામ શીઘ્રપણે જાય હો; સ્વા.
એમ બીજી ત્રીજી વારે વલી, આવી કહે મુખથી ન કરાય
હો. સ્વા. હું. ૭
યોગી ચિંતે એ ન કરે જો તેહનો, ઘાત તો કરશે મુજ ઘાત હો; સ્વા.
કહે મરણ ભયે એ બેહુમાં, કરો દુષ્ટા તણો અતિ[13]પાત;
હો. સ્વા. હું. ૮
એમ કહીને [14]પ્રેરિત કરી તેહને, આવી કનકસિરી ઘરમાંહી હો;સ્વા.
[15]શયની એ સૂતી તસ જ્ઞાનથી, જાણી દુષ્ટા ક્રોધ કરેહિ હો.
સ્વા. હું. ૯

૧ સ્યાદ્વાદ. ૨ એક પક્ષને ગ્રહણ કરનાર. ૩ ચિત્ત. ૪ ધરતી. ૫ શક્તિહીણ. ૬ ખરાબ. ૭ દેવ. ૮ મનુષ્ય. ૯ ઇંદ્ર. ૧૦ ઘણો. ૧૧ ઠામ. ૧૨ ફરી–બીજીવાર. ૧૩ વિનાશ–નાશ. ૧૪ ચાલતી, ૧૫ શય્યામાં.

શબ કનેથી અસિ લેઈ કનકલતા, શિર છેદ્યું નિરભીક હો; સ્વા.
રક્ત [1]શ્રવિત ચોગીને કહ્યું, બહુ કામ કર્યું મેં ઠીક હો.
સ્વા. હું. ૧૦
કહ્યું દેવીને જાઓ સુખે હવે, સુણિ વેતાલી ગઇ નિજ ઠામ હો,સ્વા
ચોગીએ જઇ બધુસિરી ભણી, હણી દુષ્ટા મેં કર્યું કામ હો.
સ્વા. હું. ૧૧
સુણિ હરખ થકી પુત્રીગ્રહેં, જાણે દિયું વધામણું સાર હો; સ્વા.
જઇ જોયું તો છિન્ન[2]શિરા પડી, રડતી કરતી પોકાર હો.
સ્વા. હું. ૧૨
મહા પાપિણી સાપિણી સારખી, ડાકણી ગઇ રાય હજુર હો;સ્વા.
અહો ! ભૂપતિ ! મમ પુત્રી હણી, શોક્ય શેઠ મિલી પાપ પૂર
હો. સ્વા. હું. ૧૩
એ વાત સુણી નરપતિ થયો, કોપ પરાયણ દંપતિ, દોય હો.સ્વા.
બાંધી લાવો ગ્રહ સાર લેઇને, ભટ મોકલ્યા, સોપો મોય હો.
સ્વા. હું. ૧૪
તિણ અવસર [3]દંપતિ ધર્મસ્થળે બેઠા કરતા ધર્મ વ્યાપાર હો;સ્વા.
નૃપ સેવક આયા જે હવે, શાસન સુરી થંભ્યા તે વાર હો.
સ્વા. હું. ૧૫
એહ સાંભલી સર્વ વૃતાંતને, વૃષભદાસ કહે સુણો નાર હો; નારીજી;
પૂર્વ-સંચિત-લંઘાય નહિ, ભોગવ્યા વિણુ ઈણુ સંસાર હો.
ના. હું. ૧૬
ચલે મહાસતી સત્યમેરુ જો, ચલે સુસુદ્ર તજે મર્યાદ હો; ના.
ન ટલે કૃત કર્મજે આપણા, સહે સુર નર પણુ અવિવાદ હો.
ના. હું. ૧૭
[4]રયણાયર દોષ ન તાહરો, દોષ અમહ અદષ્ટનો હોય હો; ના.
રયણાયર રત્ન ભર્યા થકી, લહો [5]સાલૂર હાથમેં જોય. હો.
ના. હું. ૧૮

૧ શ્રવતું. ૨ મસ્તક છેદાયેલી ૩ સ્ત્રી ભરતાર ૪ દરિયો ૫ દેડકો

જિણુ દેશે કાલ જિણુ મહુર્તે, જિણુ દિન વૃધિ વલા હાણુ હો. ના.
યશ અપયશ લાભ અલાભ તે, ન ટલે ન ચલે ઇમ જાણુ હો.
ના. હું. ૧૯

॥ यतः ॥

यस्मिन् देशे यदा काले, यन्मुहूर्ते च यद्दिने ।
हानिर्वृद्धिर्यशोलाभ, स्तत्तथा न तदन्यथा ॥ १ ॥

પરસ્પર કરતા ઇમિ વાત તે, [1]દંપતિ ગુણમણિરત્ન ભંડાર હો;સ્વા.
ઢાલ કહી એકત્રીશમી રસભરી, ધર્માધર્મ પટં[2]તર સાર હો.
સ્વા. હું. ૨૦

---

## દોહા.

દંપતિ વાર્તાલાપને કરતાં ધરતાં ધર્મ;
ઉપજતો ઉપસર્ગ તે, જાણી તેહનો મર્મ. ૧
[3]સાગારી [4]અનસન કર્યો, વલિ મન ચિંત્યું તેમ;
જો સંયમ નવિ આદર્યું, તો એ [5]આપદ એમ. ૨
ઇમ ચિંતવતાં મુનિ તણો, વેપ લઇ તિણુ ઠાય;
શાસન દેવી આપિયો, પહિર્યો દંપતિ આય. ૩
ભાવથી પડી[6]વજ્યો તિણે, સંયમ સમ સુખ[7]કંદ;
તિણુહિજ ઠામ [8]સમાધિથી, રહિયાં અતિ આનંદ. ૪
એહવે શાસન દેવિ તે, કાપાલિક પુરમાંહિ;
લાવી શરીરે [9]સંક્રમી, યોગી મુખે કહે ત્યાંહિ. ૫
અહો ! નયરજન ! સાંભળો, જિનદત્તા નિકલંક;
ધર્માસક્ત મહા સતી, ઇમ જાણો નિઃશંક. ૬

---

૧ સ્ત્રી ભરથાર. ૨ આંતરો. ૩ આગાર સહિત–ઉપદ્રવમિટે ત્યાં લગણુ. ૪ ચારે આહારનો ત્યાગ ૫ દુઃખ–સંકટ. ૬ અંગીકાર કર્યો. ૭ મૂળ. ૮ સમતાભાવે. ૯ પેઠી–પ્રવેશ કીરો.

શખ કનેથી અસિ લેઈ કનકલતા, શિર છેદ્યું નિરભીક હો; સ્વા.
રક્ત [1]શ્રવિત યોગીને કહ્યું, બહુ કામ કર્યું મેં ઠીક હો.
સ્વા. હું. ૧૦
કહ્યું દેવીને જાઓ સુખે હવે, સુણિ વેતાલી ગઇ નિજ ઠામ હો;સ્વા
યોગીએ જઇ બંધુસિરી ભણી, હણી દુષ્ટા મેં કર્યું કામ હો.
સ્વા. હું. ૧૧
સુણિ હરખ થકી પુત્રીગ્રહે, જાણે દિયું વધામણી સાર હો; સ્વા.
જઇ જોયું તો છિન્ન[2]શિરા પડી, રડતી કરતી પોકાર હો.
સ્વા. હું. ૧૨
મહા પાપિણી સાપિણી સારખી, ડાકણી ગઇ રાય હજુર હો;સ્વા.
અહો ! ભૂપતિ ! મમ પુત્રી હણી, શોક્ય શેઠ મિલી પાપ પૂર
હો. સ્વા. હું. ૧૩
એ વાત સુણી નરપતિ થયો, કોપ પરાયણ દંપતિ, દોય હો.સ્વા.
બાંધી લાવો અહ સાર લેઇને, ભટ મોકલ્યા, સોપો મોય હો.
સ્વા. હું. ૧૪
તિણ અવસર [3]દંપતિ ધર્મસ્થળે બેઠા કરતા ધર્મ વ્યાપાર હો;સ્વા.
નૃપ સેવક આયા જે હવે, શાસન સુરી થંભ્યા તે વાર હો.
સ્વા. હું. ૧૫
એહ સાંભલી સર્વ વૃતાંતને, મયભદાસ કહે સુણો નાર હો; નારીજી;
પૂર્વ સંચિત લંઘાય નહિ, ભોગવ્યા વિણ ઇણ સંસાર હો.
ના. હું. ૧૬
ચલે મહાસતી સત્યમેરુ જો, ચલે સુમુદ્ર તજે મર્યાદ હો; ના.
ન ટલે કૃત કર્મજે આપણા, સહે સુર નર પણ અવિવાદ હો.
ના. હું. ૧૭
[4]રયણાયર દોષ ન તાહરો, દોષ અમહ અદૃષ્ટનો હોય હો; ના.
રયણાયર રત્ન ભર્યા થકી, લહો [5]સાલૂર હાથમેં જોય. હો.
ના. હું. ૧૮

૧ સ્રવતું. ૨ મસ્તક છેદાયેલી. ૩ સ્ત્રી ભરતાર. ૪ દરિયો. ૫ દેડકો.

જિણ દેશે કાલ જિણ મહુર્તે, જિણ દિન વૃધિ વલા હાણ હો. ના.
યશ અપયશ લાભ અલાભ તે, ન ટલે ન ચલે ઇમ જાણ હો.
ના. હું. ૧૯

॥ यतः ॥

यस्मिन् देशे यदा काले, यन्मुहूर्ते च यद्दिने ।
हानिर्वृद्धिर्यशोलाभ, स्तत्तथा न तदन्यथा ॥ १ ॥

પરસ્પર કરતા ઈમ વાત તે, [1]દંપતિ ગુણમણિ રત્ન ભંડાર હો;સ્વા.
ઢાલ કહી એકત્રીશમી રસભરી, ધર્માધર્મ પટં[2]તર સાર હો.
સ્વા. હું. ૨૦

---

દોહા.

દંપતિ વાર્તાલાપને કરતાં ધરતાં ધર્મ;
ઉપજતો ઉપસર્ગ તે, જાણી તેહનો મર્મ. ૧
[3]સાગારી [4]અનસન કર્યો, વલિ મન ચિત્યું તેમ;
જો સંયમ નવિ આદર્યું, તો એ [5]આપદ એમ. ૨
ઇંગ ચિંતવતાં મુનિ તણો, વેષ લઇ તિણ ઠાય;
શાસન દેવી આપિયો, પહિર્યો દંપતિ આય. ૩
ભાવથી પડી[6]વજ્યો તિણે, સંયમ સમ સુખ[7]કંદ;
તિણહિજ ઠામ [8]સમાધિથી, રહિયાં અતિ આનંદ. ૪
એહવે શાસન દેવિ તે, કાપાલિક પુરમાંહિ;
લાવી શરીરે [9]સંક્રમી, યોગી મુખે કહે ત્યાંહિ. ૫
અહો ! નયરજન ! સાંભળો, જિનદત્તા નિકલંક;
ધર્માસક્ત મહા સતી, ઇમ જાણો નિઃશંક. ૬

---

૧ સ્ત્રી ભરથાર. ૨ આંતરો. ૩ આગાર સહિત-ઉપદ્રવમિટે ત્યાં લગણનું. ૪ ચારે આહારનો ત્યાગ. ૫ દુઃખ-સંકટ. ૬ અંગીકાર કર્યો. ૭ મૂળ. ૮ સમતાભાવે. ૯ પેઠી-પ્રવેશ કીધો.

### ઢાલ ૩૨ મી.

(દેશી—એકવીસાની.)

બંધુ સિરી મુજ ભોજને, ભોલવીને ઇમ ભાખેજી;
મુજ પુત્રીની [1]સપત્નીને, હણવાથી સુખ થાશેજી. ૧

ત્રૂટક.

સુખ થાય જો એ શાલ જાયે, ઈમ કહ્યાથી માનિયું,
વૈતાલિ વિદ્યા સાધ્યથી, તસ પાપથી અંત આણિયું;
શાસન [2]સુરી વૈતાલિને કર ઝાલિને તાડી અતિ,
ભય માનીને વૃદ્ધાતણું, ધરિ રૂપ વાત કહે છતી. ૨

ચાલ.

અહો ! એ જિનદત્તા સતી, દોષરહિત ગુણ કોપજી;
કનકસિરી પાપીષ્ટને, દુષ્ટને ધરી રોપજી. ૩

ત્રૂટક.

અતિ રોષથી મેં હણી જાણો, કહી વેતાલી ગઇ,
શાસનસુરી વૈતાલિયેં, કહી વાત ખરી સૌ સદ્દઈ;
[4]નૃપ [5]સુભટ [6]થંભ્યા જાણિને, [7]થરહર્યા ભયમન આણિને,
સુણિ રાય પુરજન કહે ધન ! ધન ! ધર્મ ધન ધણિયાણીને. ૪

ચાલ.

મહિમા તાસ કરણ ભણી, શાશન દેવીયેં કીધોજી;
પ્રગટપણે સૌ દેખતાં, [8]પંચાશ્ચર્ય પ્રસિદ્ધજી. ૫

ત્રૂટક.

[9]પરસિદ્ધિ પામી ધર્મિણી, તિમ પાપિણી બંધુસિરી,
સુણિ [10]તોષને વલિ રોષને, બિહુ અનુભવે મિશ્રિત કરી;
નૃપ હુકમ કીધો બંધુસિરીને, બાંધિ ખર [11] [12]આરોપીને,
[13]શિર મૂંડીને પુર બાહિરે, કાઢો કહે નૃપ કોપિને. ૬

---

૧ શોક્ય. ૨ શાસનદેવી. ૩ ભંડાર. ૪ રાજા. ૫ માણસ. ૬ ચોટાડયા. ૭ કંપ્યા. ૮ પુષ્પ વૃષ્ટિ આદિ. ૯ પ્રખ્યાતિ ૧૦ સંતોષ. ૧૧ ગધેડો. ૧૨ બેસાડી. ૧૩ મસ્તક.

ચાલ.

[1]મિત્રદ્રોહિ [2]કૃતઘન વલી, ઘાતક [3]પિશુન એ ચારજી;
દેશનિકાલકે વધ વિના, દંડ [4]અપર ન વિચારજી. ૬

ત્રૂટક.

વિચારીને એમ રાજનીતિ, બંધુસિરિ નિર્ઘાટિને,
ઉત્કૃષ્ટ પુન્ય નેં પાપના ફલ શીઘ્ર મલતા પ્રાણિને;
ત્રતીય વર્ષે ત્રતીય માસે તીન પક્ષે ત્રણ દિને,
અતિઉગ્ર કીધા અશુભ શુભ જે ફલે લહિ પરિપાકને. ૮

॥ यतः ॥

त्रिभिःपक्षैः त्रिभिःमासैः त्रिभिर्वर्षैः त्रिभिर्दिनैः
अत्युग्रपुण्यपापानामिहैव फलमीक्षते ॥ १ ॥

ચાલ.

તદનંતર રાજા મને, ચિંત્યું જૈન સમાનજી,
ઈતર નહિ લૌકીકના, ધર્મે મહિમા અમાનજી; ૯

ત્રૂટક.

અગણીત મહિમા જૈન ધર્મે, જાણિ ધર્મ થલ આવિયો,
સુમતિ સમાધી સહિત દંપતિ, મુની દર્શન પાવિયો;
કરિને [6]નમસ્કૃતિ ભાવથી રોમાચથી કર જોડિનેં,
[7]ઉપવિષ્ટ, મુજ પાપીષ્ટનો, અપરાધ ખમજો કોડિને. ૧૦

ચાલ.

[8]મહ ઉપસર્ગ તેં ધર્મથી, મેઘ ઘટા જિમ પવનેજી;
[9]દુરિત[10]પૂર દુરે થયો, [11]બ્રહ્મ સ્પર્શ જયું યવનેજી. ૧૧

ત્રૂટક.

બ્રહ્મ યવને સ્યાત શબ્દે, જૈનથી મિથ્યામતિ;
મુનિનાથ મુક્તિ સાથથી, જયમ ગલે કર્મની સંતતિ;

૧ મિત્રદ્રેષી. ૨ કરેલ ગુણનો અજાણ ૩ ચાડીઓ. ૪ બીજો.
૫ ત્યાર પછી ૬ નમસ્કાર. ૭ બેઠો. ૮ મોટો. ૯ પાપ ૧૦ સમુહ.
૧૧ બ્રાહ્મણ

તિમ શય ભાવે પાપ નાશે, ધર્મથી અઘ[1] નવિ અડે,
[2]કાંતાર[3]અરિ[4]કરિ[5]હરી દુષ્ટા, પુન્ય [6]પુષ્ટા નવિ નડે. ૧૨

ચાલ.

દ્રવ્ય ભાવ ભયભીતને, [7]સતત સહાયી સમાનજી;
[8]સંસૃતિ સમુદ્રમેં ડૂબતા, [9]પ્રવરવત્રા અમાનજી. ૧૩

ત્રૂટક.

અમાન [10]યાન તું ધર્મધોરી, દોરી તોડી [11]દુરિતની,
ધનધન્ય ! તું કૃતપુણ્ય હું પણ, ખબર થઈ તુમ ચરિતની;
ઇમ બહુ પ્રસંશી મુનિ સુવંશી, કહે નૃપને મુનિ મુદા,
ઇમ જાણિને ગુણ ખાણી ધર્મે, ધીરતા ધારો સદા. ૧૪

ચાલ.

[12]અર્થ અનર્થની ખાણિયે [13]પાદરજોપમ જાણોજી;
[14]ગિરિ નદી વેગ સમો ગણો, યૌવન વનહ વખાણોજી. ૧૫

ત્રૂટક.

વખાણિયે રહ્યો કામ રાક્ષસ, કુપિત [15]કોદંડ ધરિ જિહાં,
જલબિંદુ લોલ કલોલ જલધિ ફેન સમ જીવિત તિહાં;
સુપ્નોપમ ગણુ સ્વજન કેરો, સંબંધ સમજી ધર્મને,
[16]સ્વર્ગાર્ગલા ઉદ્ઘાટનો, ન કરે કરે સંતાપને. ૧૬

ચાલ.

પરિણત જરસા હતધિયા, શોક [17]અનલ થાય દગ્ધજી;
નૃપ પૂછે તે કેહવો, ધર્મ કહો મતિ શુદ્ધજી, ૧૭

ત્રૂટક.

મતિશુદ્ધથી હિંસા મૃષાવચ, અદત [18]અબ્રમ પરિ હરો,
ઇચ્છા પ્રમાણ સુજાણ સમતા, સેવિ મુક્તિ વધૂ વરો;

---

૧ પાપ. ૨ અટવિ. ૩ શત્રુ ૪ હસ્તિ. ૫ સિંહ. ૬ બલવાન ૭ નિરંતર. ૮ ગતિ-આગતિ ૯ જહાજ. ૧૦ જહાજ. ૧૧ પાપની ૧૨ પૈસો. ૧૩ પગની ધૂલ સમાન ૧૪ પર્વત ૧૫ ધનુષ ૧૬ સ્વર્ગની ભુગલ. ૧૭ અગ્નિ. ૧૮ મૈથુન.

ક્રોધાદિ ચોધા જીતિને, નિજ આત્મ વીર્ય ઉલ્લાસથી,
નિત પ્રીતિ જૈન મતે કરો, જિમ છુટવો મોહ પાસથી. ૧૮

ચાલ.

નરપતિ સંગ્રામ શૂર તે, નિસુણી બોધ વચંનજી;
સિંહ શૂર [1]ઠવી પુત્રને, રાજધુરા શુભ મંનજી,

ત્રૂટક.

શુભ મનથી સંવેગધર ગુરુ ગુણ સમાધી ગુપ્તજી,
ગ્રહિ પાસ દિક્ષા ઉભયશિક્ષા, ધારતા વિધિ યુક્તજી;
એહિજ ગુરૂજી વ્રષભદાસજી, સેવના કરતા સદા,
જિનમતિ શુધમતી સાધ્વી સાથે, રહે જિનદત્તા મુદા. ૨૦

ચાલ.

ગુરૂ કહે વત્સ ! ભલુ કર્યું, વર્યું સુ સંયમ રત્નજી;
સર્વે પદાર્થે ભય રહ્યો, સંસારે અયત્નજી. ૨૧

ત્રટક.

વિણુ યત્ન ભોગે રોગ સુખમાં, દુઃખ ધન અગ્નિ નૃપા,
ત્યમ દાસ સ્વામી ગુણે ખલતા, વંશમા [2]યોષિત લતા;
વલિ માને ગ્લાનિ જયે રિપુ ભય, મરણનો તનુ ભય કહ્યો,
પણ એક ઈહિ સંસારમેં ભય-રહિત વૈરાગ્ય પદ લહ્યો. ૨૨

ચાલ.

તે પામી તુમેં ધન થયા, ગુરૂજી એમ કહાયજી;
સંયમ શુધમને પાલતા, ભૂમંડલ વિચરાયજી. ૨૩

ત્રૂટક.

અનુક્રમે સદ્ગતિ પામિયાં સહુ, વહૂ મિત્ર સિરી કહી,
અરહદાસજીને કહે મેં, સત્ય દેખીયું પરગટ વહી;
સમકિત દ્દઢતર તેહ કારણ થયું મુજ સ્વામી ! ભણે,
બત્રીશમી ઇહ ઢાલ ભાખી, જ્ઞાન રવિ નિરમલપણે. ૨૪

---

૧ બેસાડી. ૨ સ્રી.

### દોહા.

અરહદાસ શ્રેષ્ઠી સુણી, મિત્રશ્રીની વાત;
કહે સફલ ભવ તમ તણો, ધર્મ રૂચ્યો જગતાત. ૧
સુદરી સરદહી રોચવી, ધન! તું સુગુણ સુજાણ;
અપર નારી તિમહિજ કહ્યું (પણ) કુંદલતા કહે વાણ. ૨
સર્વ અસત્ય કહો તુમે, હું નવિ માનું એહ;
રાજા મંત્રી ચોર તે, સુણિ મનમેં સું કેહ. ૩
મૂઢમતિ કિમ સત્યને, અસત્ય કહે [1]નિરભીક;
કાલે દેશું દંડને, તેડી મુજ નજીક. ૪
ગુણ છોડી અવગુણ ગ્રહે, નિર્ગુણ દુર્જન લોક;
[2]ગોસ્તનથી પય છોડીને, રૂધિર ગ્રહે જ્યું જલોક.[3] ૫
અથ શ્રેષ્ઠી ચંદનસિરી, બીજી બુદ્ધિ નિધાન;
બોલાવી કહે તુમ કહો, થિર સમકિત નિદાન. ૬

---

### ઢાલ ૩૩ મી.

(" થારે માથે પંચરંગી પાઘ સોનારો છોગલો મારૂજી. "
એ દેશી. )

ચંદનસિરી ભાખે વાત જ દાખે, મોહના વારુજી,
સુણો સ્વામી પ્યારા પ્રાણ આધારા માહરા વારુજી;
મેં દેખી જેહવી, ભાખું તેહવી, મો. વા.
સમકિત ગુણ સ્થિરતા મતિ મુજ દૃઢતા જિમ થઇ વા. ૧
કુરુ જંગલ દેશે નામ વિશેષે, મો. વા.
હથિણાપુર પુરવર [4]સુરપુર સમ શોભાનિલો; વા.
ત્યાં સુભોગ રાજા [5]દલબલ તાજા મો વા.
ભોગાવતી રાણી પ્રગટ વખાણી પુન્યથી. વા. ૨

---

૧ ભય વિના. ૨ ગાયનાં આંચળ ૩ જલુકા-જલો. ૪ દેવનગર.
૫ ચતુરંગ સૈન્ય.

વલિ રાજ્યનો એહી પદ પરમેઠી, મો. વા.
મન ધારે [1]નિરંતર ગુણ પાલ અંતર ધર્મને; વા.
ગુણવતી તસ ભાર્યા, સુગુણ સુકાર્યા, મો. વા.
ધરે ધર્મજ અધિકો, [2]ત્રિભુવન પતિકો નિશ્ચલે. વા. ૩
[3]તત્ર [4]વાડવ નિવસે, દારિદ્ર ઉલસે, મો. વા.
સોમદત્ત, સુશીલા, [5]ધરણી સોમિલા નામથી; વા.
તસ પુત્રી સોમા, અતિ અભિરામા, મો. વા.
લક્ષણ ગુણ સુંદર, રૂપ [6]પ્રવર વર [7]ધારિકા વા. ૪
એક દિવસને યોગે, [8]જ્વર ભર રોગે. મો. વા.
સોમિલા પરલોકે, ગઈ કુણ રોકે મરણને; વા.
સોમા તસ શોકે, ગત દુખ થોકે, મો. વા.
કોઈક તિહાં આયા, મુનિ મન ભાયા તેહને. વા. ૫
સોમા જઈ વંદ્યા, પાપ નિકંદ્યા, મો. વા.
મુનિ પૂછે [9]વચ્છે! કારણ શું છે? શોકનો; વા.
તિણે કહ્યું કારણને, મુનિવારણને, મો. વા.
મુનિરાજ પયંપે, મત તું [10]કંપે, શોકથી. વા. ૬
જે ઈહિ [11]સંજાતા, મરણજ થાતા, મો. વા.
મહા યત્ન થકી પણ, [12]સુર [13]અસુર [14]ગણ કોઈને; વા.
[15]કવલિત કરતો, ત્રિભુવન ફરતો, મો. વા.
મહા પાપિ [16]કૃતાંતો, કિંમપિ ન થાતો વશ્ય તે. વા. ૭
[17]બ્રહ્મ લોક [18]પાતાલે, [19] સુરપતિ ભાલે, મો. વા.
વલિ જાય વનાંતે સાગર અંતે વેગથી; વા.
દિગચક્ર ઉલંઘે, [20]શૈલને શૃંગે, મો. વા.
વન દ્રહ [21]દરિ [22]દુર્ગે, ભૂમી [23]ગર્ભે જો પેશિયે. વા. ૮

---

૧ હમેશ. ૨ ત્રણ ભુવનનાં સ્વામી. ૩ તિહાં ૪ બ્રાહ્મણ. ૫ સ્ત્રી. ૬ પ્રધાન. શ્રેષ્ટ. ૭ ધરનારી. ૮ તાવ. ૯ હે પુત્રી. ૧૦ બીહે. ૧૧ જનમ્યા. ૧૨ દેવ. ૧૩ નાગ. ૧૪ સમુહ. ૧૫ કોલિઓ. ૧૬ કાલ. ૧૭ દેવલોક. ૧૮ નરક-યમલોક. ૧૯ દેવના સ્વામી. ૨૦ પર્વતને શિખરે. ૨૧ ગુફા. ૨૨ કિલ્લો. ૨૩ ભોંયરે.

રહ્યો સુભટ ઘટામેં, વિકટજ ઠામે, મો. વા.
કાલ એ ક્રૂરકર્મા, મરણધર્મા આણિને; વા.
કરતો સંચરતો, ધર્મજ ધરતો, મો. વા.
ઇહ ભવ પરભવમેં, નવિ દુખ દવમે તે પડે વા. ૯
રાજ સંપદ ભોગા, શુભ સંયોગા, મો. વા.
સુકુલે ઉત્પત્તિ, નહિ કદી વિપત્તિ સુરૂપતા; વા.
બુધિબળ [1]સપંનો, આયુ સપંનો, મો. વા;
આરોગ્ય [2]સંતુઠ્ઠો, લહે પુન્ય પુઠો ધર્મથી. ૧૦
યતિ વચન સુણિને, સોમા સુગુણીને, મો. વા.
મન સમતા [3]સંજાતા, શ્રાવિકા જાતા વ્રત લઈ; વા.
યથાશકતે પાલે, દૂષણ ટાલે, મો. વા.
સમકિત અજુવાલે, કર્મને ગાલે તત્પરે. વા. ૧૧
ઈમ કાલજ જાતે, સમય કહાતે, મો, વા.
સોમદતને જાણી, દારિદ્ર ખાણી શેઠજી; વા.
ગુણપાલજી તેને, નિજ ઘર લઈને, મો. વા.
આશ્વાસ્યો વાસ્યો, સર્વ પ્રકારે, જીવિકા. વા. ૧૨
નિરવાહ કરંતો, નેહ ધરંતો, મો. વા.
સોમદત્ત વિચારે, ચિત્ત તેં વારે હર્ષથી; વા.
મોટાની સંગતિ, પુન્યની સંતતિ, મો. વા.
શુભ ગતિમતિ આપે, દુર્ગતિ કાપે સજ્જના. વા. ૧૩
જો ગુણથી વિહીનો, ગુણિ આધીનો, મો. વા.
વરતે જો સમીપે, શુભ ચક્ષુ દીપે સુંદરાઃ વા.
કાણાક્ષી અંજન, પામે મંજન, મો. વા.
અવગુણ પણ જાયે, ગુણિ સંગ થાયે, ભાગ્યથી. વા. ૧૪
પુર [4]વીથી વાહે ગંગ પ્રવાહે, મો. વા.

૧ સહિત. ૨ સતુષ્ટ. ૩ થઇ. ૪ નગરની શેરીમાંથી નીકલતું જલ.

નિર્મલતા ધારે, તાપ નિવારે [1]તનુતણા; વા.
તેહિજ [2]રયણાયર, સંગથી [3]કટુતર મો. વા.
ઈમિ ગુણિ અવગુણીથી, સંગતિથી ફલ પામિયે. વા. ૧૫
સોમદત્ત એક દિંન, મરણ સમય મંન, મો. વા.
જાણિ શેઠ બોલાયો, આયો [4]ઠાયો [5]દ્વિજકને; વા.
અહો ! તુમ [6]સહાયે, દુખ નવિ થાયે, મો. વા.
પણ કોઈ વાતનો, એ સોમા સુજાતનો મુજ મને. વા. ૧૬
બહુ દુઃખજ થાયે, તુમ પસાયે, મો. વા.
ચિંતા સવિ જાશે, ચિંતીત થાશે માહરૂં; વા.
સોંપું છું તુમને, [7]તુલ્ય [8]જનકને, મો. વા.
જાણી પાલે જો, દ્વિજ વર દેજો શ્રાવકો. વા. ૧૭
ઈમિ કહી નિજ પુત્રી, પુન્ય પવિત્રી, મો. વા.
સોંપી પરલોક સિધાયો, ઉમાયો નિજ મને; વા.
ગુણપાલજ આયો, સોમા લાયો, મો. વા.
નિજ ઘર પ્રતિપાલે, પુત્રિજ ભાવે શેઠ તે. વા. ૧૮
બાલા સુકુમાલા, પુન્ય વિશાલા, મો. વા.
શેઠ ઘરમેં વસંતી, ધર્મ કરંતી અહોનિશે; વા.
ત્રયત્રીશમી ભાખી, સુધા સમ ચાખી, મો. વા.
જ્ઞાનરવિએ દાખી, ચરિત્ર છે સાખી ઢાલ એ. વા. ૧૯

દોહા.

[9]સાધર્મી સગપણ ગણી, સોમા પાલે શેઠ;
તિણહિજ નયરે રૂદ્રદત, કરતો દૈવની વેઠ. ૧
મહા મિથ્યાત્વી વ્યસન તે, દ્યૂતાદિક સેવંત;
બેઠો [10]દ્યૂતાપણ કદા, સોમાને નિરખંત. ૨

૧ શરીર. ૨ રત્નાકર-સમુદ્ર. ૩ ખારો. ૪ બેઠો. ૫ બ્રાહ્મણ પાસે. ૬ મદદથી. ૭ સમ. ૮ પિતા. ૯ એક ધરમી. ૧૦ જુગારની દુકાન.

[1]ઉદ્‌ભવ યૌવન પૂરવર, રતિ સમ રમણી રૂપ;
નાગ કન્યા કે અપ્સરા, [2]દામિની જેમ અનૂપ; ૩
નયન વદન સ્તન જેહના, કમલપત્ર શશિ કુંભ;
શોભા જીતી યુવતિ તે, પામ્યો દેખિ અચંભ. ૪
જાણુ પુરૂષને પૂછિયું, કેહની કન્યા એહ;
સોમદત્ત મૃત દ્વિજ [3]કની, [4]ખની રૂપ કહે તેહ. ૫
ઘરે રહે ગુણપાલને, વર મિથ્યાતી ટાલ;
દેજો તસ જનકે કહ્યું, મરણ સમય ઉજમાલ. ૬

ઢાલ ૩૪ મી.

( " સંસારમાં સગપણ સ્વારથનું છે " એ દેશી. )

સોમદત્તે સોંપી હાથ સોમાને, પુત્રીપરે શેઠ પાલેજી;
રૂદ્ર ભણે પરણું હું એહને, તે કહે શેઠ ન આલેજી. ૧
કામ મહા [5]દુરદંત જગતમાં, કામી અખંડ આણુ માનેજી;
નિષ્કામી તૃણ તુલ્યજ લેખે, શમિયો સમ જલ પાનેજી. ૨
તેહ પુરૂષ કહેરે! શું બોલે? દિક્ષિત ને ભટ યાચીજી;
જૈન વિના નવિ આપી કોઇને, જૈને જસમતિ રાચીજી, કા. ૩
તું તો ભ્રષ્ટ ને નષ્ટ ક્રિયાથી, હોંસ વૃથા નવ કીજેજી;
અભિમાની કહે રૂદ્ર અવશ્ય હું, [6]શામા સોમા પરણીજેજી; ૪
અહો! દેખો મમ બુદ્ધિ બલથી, જો વરૂં તો મુજ નામોજી;
સાર્થક છે ઈમ કીધ પ્રતિજ્ઞા, [7]દેશાંતર કોઇ ગ્રામોજી. કા. ૫
[8]વેષાંતર કરી જૈન મુનિથી, શીખ્યો સર્વ વિચારજી;
કપટી શ્રાવક થઇ નિજ નયરે, આઇ રહ્યો ધર્મ દ્વારજી. કા. ૬
ઉભય [9]ટંક આવશ્ય કરણીને, કરે સામાયિક નિત્યેજી;
દેવગુરૂ સાધર્મિક ભક્તિ, કરે નિત્ય અતિશય પ્રીતેજી. કા. ૭

૧ પ્રગટ થતો. ૨ વિજલી. ૩ કન્યા. ૪ રૂપની ખાણ. ૫ દુઃખે જીતવા જેમ. ૬ સ્ત્રી. ૭ બીજે ગામે. ૮ બીજો વેષ. ૯ બે વખત

વ્રત પચખાણ કરે વલિ પોષધ, કલ્યાણિક જિનરાજેજી;
પર્વ તિથી સંભાલે પાલે, બ્રહ્મચર્યજ સુ સમાજેજી. કા. ૮
ધર્મ પુસ્તક ભણે વાંચે, નિરંતર, જીવાજીવને જાણેજી,
બોલે ચાલે વલિ યતનાએ, તત્ત્વાતત્ત્વ પિછાણેજી. કા. ૯
ગુણપાલ પણ તિહાં આવે નિરંતર, દેખી ધર્મ [1]વ્યવસાયજી;
ઇચ્છાકાર કરી બ્રહ્મચારી, શુદ્ધિ દર્સન તુમ થાયજી. કા. ૧૦
આશીર્વાદ અનુમ કહીને, શેઠ કહે કુણ ઠામેજી;
વાસ વસો શિષ્ય કોણ ગુરૂના? આવવું ઇહાં કોણ કામેજી.કા.૧૧
તે ભાખો અહો! સ્વામી! માહરા, માયી શ્રાવક તવ ભાષેજી;
આડંબર કરી, શેઠજી શાણા, યુક્ત ન પૂછવું ભાસેજી. કા. ૧૨
જાતી કુલ નવ પૂછો ગુણીના, જો પૂછો તો ગ્યાનોજી;
મૂલ કીજે અસિ સાર વસ્તુનો, પડયો રાખીજે જ્યું મ્યાનોજી.કા.૧૩
[2]ધેનુ પ્રમુખનું [3]પય પૂછીજે, [4]મલ નવિ પૂછે કોઇજી;
ગુણિજનથી ત્યમ ગુણ ગ્રહીજે, જાતિ વિશેષ ન હોઇજી. કા. ૧૪
જિનવર માર્ગે જ્ઞાનાદિક ગુણ, પ્રવર કહ્યા જિનરાજેજી;
ધર્મહીણો ઉત્તમ કુલ જાતી, કાર્ય સિધિ નવિ છાજેજી. કા. ૧૫
જાતી કુલ કહેવા ન પ્રયોજન, પણ કહું [5]અપર ઉદંતોજી;
[6]અષ્ટોપવાસિ હું ગુરૂ ભટ્ટારક, જિન ચંદસૂરિ મહંતોજી. કા. ૧૬
અંતેવાસી પૂર્વ દિશે હું, ગુરૂના દર્શન કરિનેજી;
પશ્ચિમ દિશિ દર્શન ભણિ આયો, પુન્ય ભંડાર ભરીનેજી. કા. ૧૭
અનિયત વાસે વાસ વસું છું, વલિ અમ સમ સંસારીજી;
પ્રાણીને પંચમિ ગતિ વિણુ નહિ, સ્થિરતા દેખો વિચારીજી.કા.૧૮
શેઠ સુણી સમજયો નિજ મનમેં, અહો! એ ધન્ય પુરીષોજી;
ધર્મધ્યાને દિલમેં નિત વસિયો, પૂરવ પુરૂષ [7]સરષોજી. કા. ૧૯
[8]શ્લાધિત જીવિત એહનો જાણો, શેઠ બહુ હરખાયોજી;
ચોત્રીશમી કહિ ઢાલ મનોહર, જ્ઞાન રવ ઇમ ગાયોજી. ૨૦

૧ વ્યાપાર. ૨ ગાય. ૩ દૂધ. ૪ છાણ. ૫ બીજી વાત. ૬ આઠ ઉપવાસી. ૭ સરખો. ૮ વખાણવા લાયક.

## દોહા.

ફરિ પૂછે ગુણપાલજી, તુમે કહ્યો સહુ સત્ય;
તોપણ જન્મની ભૂમિકા, પ્રમુખ કહો વૃત્તાંત. ૧
ધૂર્ત કહે તુમ આગ્રહે, કહું ઇણ નગર મુઝાર;
સોમ શર્મા દ્વિજ તેહનો, રૂદ્રદત્ત સુત સાર. ૨
મરણ અવસ્થા માહરા, માતપિતાની દેખ;
મુજ મન વૈરાગે વસ્યો, ન લહું રતિ ક્ષણ એક. ૩
વાણારસિ નયરે ગયો, મુજ ભાગ્યે જિનચંદ;
સૂરીશ્વર મળિયા મને, પ્રતિ બોધ્યો સુખકંદ. ૪
જિનવાણી ઔષધ થકી, ગમિયો રોગ મિથ્યાત;
મહા ઉપકાર કર્યો ગુરૂ, ભવ ભવ સુખ જિમ થાત. ૫
બ્રહ્મચર્ય વ્રત આદર્યું, અબ શું કુલનું કામ!
ધર્મ શરણ અંગી કર્યું, વળી સંયમ પરિણામ. ૬

## ઢાલ ૩૫ મી.

( " આસણરા હો યોગી! " એ દેશી. )

ધૂર્ત કહે [1]ઉભગ્યું મન માહરૂં, ભવ વ્યસનથી આતમ તારૂંરે;
સમકિત ચિત્તે વસિયું, વાર અનંત હું ભમિયો ભર્મે-
નવિ વાસ્યો આતમ ધર્મેરે. સ. ૧
તે પામી કૃત પુન્ય થયો હું, નવિ ક્ષણિક પદાર્થે મોહુંરે; સ.
શેઠ સુણી તસ અતિ પરશંસ્યો, ધન્ય તુમ કુલ જાતિને
વંશેરે. સ. ૨
શેઠ કહે બ્રહ્મવ્રત [2]સાવધિકો? ધરિયો અથવા [3]નિર્વધિકોરે; સ.
કહે સાવધિક અછે પણ માહરે, નહિ વાંછા વિષય ચિત્ત
કયારેરે. સ. ૩

૧. ઉપડયું. ૨. મર્યાદાપૂર્વક. ૩. મર્યાદા રહિત.

શેઠ કહે જોપરણો નારી, મત પરણો સોમા નિવારી રે; સ.
રૂદ્ર કહે શું ભાંખો વાત ! બેડી-બંધન નારિ કહાત રે. સ. ૪
નર્ક [1]નિપાત નારીથી થાવે, મુજ [2]વિઘન [3]ચરણ મેં આવે રે; સ.
શેઠ ભણે સોમા તુમ સરિખી, જુગતી જોડી ચિત પરખી રે. સ. ૫
ધર્મે સહાય હોશે તુમ બિહુને, પરણો તુમ ઇહ વહુને રે; સ.
તે કહે નવિ પરણુવા ભાવ, વિષસમ વિષયા અતિ પાવ રે. સ. ૬
કિંપાકફલસમ જિનવર ભાખ્યા, અતિ કુપિત [4]ભુજંગસમ દાખ્યારે.
ધર્મ રૂચ્યો ઇહને તનમનથી, શેઠ રૂંજ્યો ધૂર્ત વચનથી રે. સ. ૭
મન ચિંતે એહવો નહિ મળશે-વર, સોમા મનોરથ ફળશેરે; સ.
શેઠ કહે જ્ઞાનીને ન બંધન, ઉદાસીનપણું જસ મન રે. સ. ૮
[5]બાહિર હઠ અંતર હરખાયો, મહા આગ્રહથી પરણાયો રે. સ.
શ્યામા પરણી કીધી ઘરણી, જુઓ કપટ તણી ઇહ કરણીરે. સ. ૯
દાન દઈ બહુ માને વળાવ્યો, લેઇ સોમા નિજ ઘર આયો રે. સ.
જિતકાશી વિકસિત થયો મનમેં, છાંડયો ધર્મ આસક્ત વ્યસનમેં રે. ૧૦
દ્વેષ કરે ઉલટો સોમાથી, છોડ ધર્મ તુજ મનમાંથી રે; સ.
તે નિસુણી સોમા ખેદાણી, કહે શેઠ ભણી વિલખાણી રે. સ. ૧૧
શેઠ સશોક થઇ કહે બાઇ ! એ કપટકલા ન જણાઇ રે; સ.
કહે ગુણપાલજી કરતાં રૂડું, તુજ કર્મ વશે થયું ભુંડું રે. સ. ૧૨
ધર્મજ કરજો શોકને હરજો, અવિચલ સુખ લીલા વરજો રે; સ.
દ્રવ્ય ઘણું દીધું ગુણપાલે, કરે શ્રી ગુરૂ ભક્તિ ત્રિકાલે રે. સ. ૧૩
સાસુ પ્રમુખ સહુ મહામિથ્યાતી, સોમા જિન ધર્મે રાતી રે; સ.
રવિ-દર્શન લહી [6]ઉલુક જેમ, કરે દ્વેષ મલી સહુ તેમરે. સ. ૧૪
રૂદ્રે રૂદ્રપણે તજિ સોમા, મનચિંતે મરે અતિલોમારે; સ.
તો રૂડું ઇમ ચિંતી કપટમેં, [7]સંથવ્યો [8]આસિવિષ ઘટમેં રે. સ. ૧૫
કામલતા નણદી કહે જાવો, ઘટથી [9]સ્રજ પુષ્પની લાવો રે. સ.
પરમેષ્ટી સમરી કર ઘાલ્યો, ફૂલમાલા થઈ સૌ ભાલ્યો રે. સ. ૧૬

---

૧ પતન. ૨ અંતરાય. ૩ ચારિત્ર. ૪ સર્પ. ૫ ઉપરથી. ૬ ઘુવડ.
૭ સ્થાપ્યો. ૮ સર્પ. ૯ માળા.

સોમાએ નાખી ગલેં તસ માલા, કરડયો અહિ પડી તત્કાલારે; સ.
[1]સબલ કુલાહલ કરિ તવ સાસુ, મુજ પુત્રી હણી વહુ ફાસૂ રે. સ. ૧૭
લોક સુણી વહુ ત્યાં કણુ મિલિયા, નાખ્યો ઘટમેં અહિ ખલભલિયારે;સ.
રાજા પાસ પોકારે જાઇ, નૃપતિ તવ સોમા બોલાઇ રે. સ. ૧૮
પાંત્રીશમી કહીં ઢાલ સનૂરી, સોમા મહ્ગુણ ભરપૂરી રે; સ.
જ્ઞાનરવિ કહે મંગલમાલા, ધર્મે લહો સુખ વિશાલા રે. સ. ૧૯

દોહા.

સોમા આવી નૃપ કને, કોપ કરી કહેં ભૂપ;
કામલતા કારણ વિના, કિમ મારી? કહો રૂપ. ૧
કહે સોમા કર જોડિને, નરપતિ સુણ મુજ વાત;
નણુદી મારી મેં નવી, હું જૈન મતિ સાક્ષાત. ૨
[2]મયા દયા સુક્તા થકી, જીવ ઘાત કિમ થાત?
પર પ્રાણીને પીડતાં, થાવે નરક [3]નિપાત. ૩
સ્વર્ગ મોક્ષ સુખ અર્થિયો, [4]ત્રસ [5]પ્રાણી ન હણુંત;
નિજ પર આતમ આતમા, સરિખા જેહ ગણુંત. ૪
સુખ દુખ પ્રિય અપ્રિય અછે, આપણને તિમ અન્ય;
મિત્ર ભાવના જેહને, ચિત્ત વસે તસ ધન્ય! ૫
સોમા શબ્દ સુણી કહે, નૃપ, તુજ સાસુ આય;
પોકારી કહિ વારતા, કૂડી કિમ કહિવાય? ૬

ઢાલ ૩૬ મી.

("બીજે વધાવે રે સજની!" એ દેશી)

તવ નરપતિને રે કહતી, સોમા સુગુણી [6]સત્વ [7]વહંતી;
પૂર્વ વૃત્તાંતજ રે સુણાયો, કપટી કુટિલ કલા જ્યું જણાયો:
શીલ સલૂણી રે સોમા [8]અમર અસુર મહુ જસ [9]અનુલોમા. શી. ૧

૧ ગાદો. ૨ મારાથી. ૩ પતન-પડવું. ૪ હાલતા ચાલતા. ૫ જીવ ૬ ધૈર્ય ૭ ધરતી. ૮ દેવ. ૯ સાનુકૂલ.

કામલતાના રે કહિણથી, પુષ્પની માલા તાસ વયણથી;
લાવી નાખી રે માલા, ગલમેં પ્રગટ્યો [૧]અહિ [૨]વિકરાલા. શી. ૨
કરડ્યો તેહથીરે પડતી, [૩]ભૂપીઠે સાસૂ ઇહાં રડતી;
આવી પોકારીરે તુમને, માલથી કાલની ખબર ન અમને. શી. ૩
તબ તિહાં સાસૂ રે આવી, સર્પ સહિત [૪]કુટિની [૫]ઘટ લાવી;
કહે એ સર્પે રે મારી, મુજ પુત્રીને વહુ હત્યારી. શી. ૪
રાયેં સોમા રે સાહમું, જોયું જાણ્યું [૬]કલંક એ [૭]વાસું;
એમ કહિ રાયને રે પાસે, લોક સહુ દેખે ઉલાસે. શી. ૫
ઘટથી [૮]ફણિધર રે લેઈ, નિજ ભુજ થાપ્યો માલ લહેઈ;
અહિ ફીટીને રે સુગંધી, શાસન સુરિયે તતક્ષણ કીધી. શી. ૬
સાસૂને કહેરે રાજા, વહુના કરથી લ્યો તુમે તાજા;
ફૂલની માલારે તબ તે, રાય કહિણથી લીધી જત્ર તે. શી. ૭
મહા ફુત્કારજરે કરતો, રોપેં રસના[૯] ચંચલ ધરતો;
ઝેરની જ્વાલારે ઝરતો, દેખી જન સહુ ત્રાસ ધરતો. શી. ૮
રાઉ કરીને [૧૦]ઝટક્યો, સોમા સન્મુખ [૧૧]રૂઠ તે ઉટક્યો;
ભૂમિ ભણી તે રે પટક્યો, અર્ધ પળે દેખો સહુ છટક્યો. શી. ૯

એમ કહીને રે દોડી, કામલતા જે મરણ સુખ જોડી;
લાવી સભામેં રે છોડી, [1]શણ સમ દેખે જનના કોડી. શી. ૧૪
રાય કથનથી રે થાતી, સોમા સજ સત્ય ધર્મમેં રાતી;
જિનસ્તુતિ કરતી રે છાતી, અતિ દ્રઢતર મનહર્ષ ન માતી. શી. ૧૫
કામલતાને રે તેહવે, હસ્તલતા નિજ સ્પર્શીતિ જેહવે;
ઊઠ તું નણુદી! રે માહરી, કિમ સૂતી? રોતી [2]પ્રસૂતા તાહરા શી. ૧૬
[3]તત્ક્ષણુ [4]નિર્વિષ રે થઇને, [5]નિદ્રિત જ્યું જાગૃતપણું લઇને
બેઠી દીઠી રે લોકે, જય જય રવ પ્રસર્યો ગત શોકે. શી. ૧૭
સાસૂ નણુદીને રે દીધો, અભયદાન સહુ જગત પ્રસિદ્ધો;
રાજા કોપેં રે પૂછે, સાચ કહો એહ કારણુ શું છે? શી. ૧૮
તે બિહુ કહતી રે પામી,–અવસર, [6]કૂટ ચરિત્ર અમ સ્વામી!
પામી ખામી રે ગામી,–નીચ ગતિ અમ કહે શિરનામી. શી. ૧૯
સોમા પરમા રે સુધર્મા, ગતકરમા આવી અમ ઘરમાં;
અતિય સુશરમા રે [7]તનમાં,-નહિ કોઈ દૂષણુ એહના મનમાં. ૨૦
ગત વૃતાંતજ રે કહિયું, સાંભલી નરપતિ મન સરદહિયું;
દેવ મનુષ્યે રે પૂજી, સોમાસમ નહિ સતી કો દૂજી! શી. ૨૧
દેવ [8]ગગનમેં રે રહિયા, રાય પ્રમુખ મન અતિ ગહગહિયા;
બોલે સુખથી રે દેખો, ધર્મ વૃક્ષ ફુલિયો સુવિશેખો. શી. ૨૨
[9]નિર્મલ મૂર્તિ રે કીર્તિ,–[10]લતિકા, જગ મંડપ વિસ્તરતિ;
[11]પંચાનન પરે રે ગર્જે, બ્રહ્માંડે મંડિત અતિ તર્જે. શી. ૨૩
[12]આપદ [13]અપગમ રે થાયે, સંપત ઉદય અધીરતા જાયે;
[14]કર્મેંધનનો રે [15]કૃશાનું, સત્યનો મહિમા જગતિ ન છાનું શી.૨૪
નરવર નામે રે સુભોગો, ગુણુ પાલજી પણુ કરિ શુભ યોગો;
બીજાં પણુ બહુ રે લીધી, ગુરુ જીનચંદથી દિક્ષા સીધી શી. ૨૫

૧ મુડદું ૨ માતા ૩ તત્કાલ ૪ વિષ રહિત, વિષ વિનાની ૫ સુતેલ ૬ કુડો ૭ શરીરમાં ૮ આકાશ ૯ શુદ્ધ ૧૦ લતા ૧૧ સિંહની પેઠે. ૧૨ દુઃખ ૧૩ વિનાશ ૧૪ કર્મરૂપી લાકડાં ૧૫ આગ..

શ્રીમતિ ગણિની રે પાસે, રાણી લોચ્યવતી ઉહ્લાસે;
શ્રેષ્ઠી ભાર્યાને રે સોમા, લીધી દીક્ષા વિકસિત રોમા. શી. ૨૬
રૂદ્ર વલી તસ રે માતા, વસુમિત્રા વલિ કામલતા;
સા શ્રાદ્ધપણું તે રે ધારે, મહા મિથ્યામતિ દૂર નિવારે. શી. ૨૭
ચંદનસિરિયે રે કહિયું, સર્વ વૃતાંત મેં પ્રત્યક્ષ લહિયું;
તેહથી સમકિત રે દ્રઢતા, થઈ મારી સુણો સુગુણા ભરતા ! શી. ૨૮
ત્રીશમેં છઠ્ઠી રે ભાખી, ઢાલ ભલી ભવિજન ચિત રાખી;
જ્ઞાન રવિ કહે રે રાખો સ્થિરતા સત્યે, સમ સુખ ચાખો. શી.૨૯

### દોહા.

ચતુરા ચંદનસિરી કહી, સાભલિ કહે સહુ સત્ય;
કુંદલતા નવિ માનતી, કહેતી સર્વ અસત્ય. ૧
ગુપ્ત રહ્યા રાજા પ્રમુખ, ચિંતે અધમ એ [1]વામ;
મિથ્યા અભિમાને મચી, પાપ તણો એ ધામ. ૨
અછતા અવગુણ કહે મુખે, ગુણ ગ્રહેવા જીમ [2]મૂક;
દુષ્ટ પાપકારી કહ્યો, નિંદક જેમ જલૂક. ૩
[3]આરોહણ [4]રાસભ કરી, રવિ ઉદયે પુર બા'ર;
કાઢી કરશું પાધરી, ચિંતે રાય તિવાર. ૪
અર્હદાસ વિષ્ણુ સિરી, કરિ આમંત્રણ તાસ;
અહો ! સુભગે ! સાચી કહો, શુભ સદગુણ આવાશ. ૫
તુમ સમકિત થિરતા તણો કારણ જે [5]અવિતથ્થ;
શેઠ વચન સુણિને હવે, વિષ્ણુ શ્રી [6]કહે તથ્થ. ૬

---

૧ નારી–સ્ત્રી ૨ મુંગો ૩ ચડાવવું–બેસાડવું ૪ રાસભ–ગધેડો ૫ અસત્ય ૬ સત્ય.

ઢાલ ૩૭ મી.

("ઉભી ભાવલદે રાણી અરજ કરે છે." એ દેશી.)

સ્વચ્છ અતિ કચ્છ દેશ મનોહર, ઋધિભરી પુરી કોશાંબી હો,
સુણો સ્વામીજી માહરા, નેહી સુગુણ સનેહી;
રાજા અજીતજય તસ પટરાણી, સુપ્રભા કણયર કંખી હો. સુ. ૧
રાય સચિવ સોમશર્મા તેહની, નારી સોમસિરી સારી હો; સુ.
મંત્રી ભદ્રક ભાક્તિક બહુલો, દાને કુબેર જ્યું ભારી હો. સુ. ૨
પાત્ર કુપાત્ર વિશેષ ન સમજે, તિણ સમયે તિહાં આયા હો; સુ.
સમાધિ ગુપ્ત આચારજ રૂડા, સંયમ યોગ સુહાયા હો. સુ. ૩
નિઃસંગ નિર્મમ સમ સુખ સાગર, આગર ગુણ મણિ કેરા હો; સુ.
ધર્મારામ નિવાસી અભ્યાસી, આગમ અગમ ભલેરા હો. સુ. ૪
ઉજ્વલ [1]શશિકર જ્યું નિજ આતમ, [2]સ્વાયત્ત નિજ રૂધિ ભોગી હો;
નવનિધ બાહ્ય પરિગ્રહ ત્યાગી, ઉદ્યમી [3]અષ્ટાંગ યોગી હો. સુ. ૫
ચૌદ [4]પ્રકાર અભ્યંતર વિરહિત, પરિગ્રહ ગૃહથકી રહિયા હો; સુ.
ઉપવનમાંહી માસોપવાસી, રાશી ગુણ તિહાં વસિયા હો. સુ. ૬
તે મુનિવર મહિમાથી વિકસ્યા, વૃક્ષ વલ્લી વનરાજી હો; સુ.
પુષ્પફલ પલ્લવયુત નમતા, માનુ મુનિ દર્શને રાજી હો. સુ. ૭
હંસ ચકોર કોકિલ શુક [5]કૂજિત, કરતા મુનિ ગુણ ગાતા હો; સુ.
મુનિવરના મુનિ પારણ અરથે, [6]સચિવસદન પ્રવિશંતા હો. સુ. ૮
[1]શ્રદ્ધા [2]તુષ્ટા [3]ભક્તિ [4]વિજ્ઞાનજ, [5]લોભરહિત ગત [6]ક્રોધ હો; સુ.
[7]સત્ય એ સપ્ત ગુણે કરી શોભિત, દાયક નાયક શુદ્ધ હો. સુ. ૯
[1]અત્યાદર [2]અવિલંબ [3]ઉદાર્યે, પ્રિય[4]વચ સન્મુખ [5]ગામી હો; સુ.
પંચ અમી[7] શુધ દાનના ભૂષણ, મંત્રી નમ્યો શિરનામી હો. સુ. ૧૦
પ્રતિલાભ્યા તપોધન મનહરપે, વરસે પુષ્પની ધારા હો. સુ.
[8]વસુધારા વૃષ્ટિ કરી દેવે, જય જય ધ્વનિ વિસ્તારા હો. સુ. ૧૧

૧ ચંદ્રકિરણ. ૨ સ્વાધીન. ૩ યમાદિ. ૪ મિથ્યાત્વાદિ. ૫ શબ્દ. ૬ પ્રધાનના ઘરમાં. ૭ એ. ૮ ધનની.

દાન ફલાતિશય દેખીને, મંત્રી વિસ્મય પાર્યો હો; સુ.
અહો ! વૈષ્ણવ ધર્મમેં એહવો, મહિમા કહિ ન દિખાયો હો. સુ. ૧૨
અગ્નિહોત્રી, પુરાણી પાઠક, વામન વેદ અભ્યાસી હો; સુ.
તપસી વનવાસી વળિ યોગી, ઇત્યાદિકને ઉલ્લાસી હો. સુ. ૧૩
કનક હસ્તિ તિલ રથ [1]વસુ ચાકર, ગો કન્યા ઘર દીધાં હો; સુ.
દાન ધર્મ અર્થે, પણ મુજને, વસુ વ્યય અતિશય કીધા હો. સુ.૧૪
એહવો પ્રત્યક્ષ ફલ ન દિખાયો, ચિંતી પૂછે મુનિને હો; સુ.
કહો ભગવન ! શું કારણ તેહનું ? કહે ગુરૂ અબ મંત્રીને હો.સુ. ૧૫
[2]અનવદ્ય મુક્તિ પથે જે પ્રવરતે, નિસ્પૃહ શીલ સંવેગ હો; સુ.
નિરાસંગ નિપરિગ્રહી જ્ઞાની, બંધ મોક્ષ તપતેગ હો. સુ. ૧૬
દેવગુરૂ રાગદ્વેષ રહિત જે, સેવે સ્વર્ગને મોક્ષ હો; સુ.
તેહનો અર્થી પ્રાણી જાણી, શુદ્ધ અશુદ્ધનો લક્ષ હો. સુ. ૧૭
ઉત્તમ પાત્ર તે સાધુ સુજ્ઞાની, શ્રાવક મધ્યમ પત્તા હો; સુ.
[3]જઘન થકી અવિરય સમદૃષ્ટિ, તીન એ પત્ત સુપત્તા હો. સુ. ૧૮
[1]અન્ન [2]ઔષધ વલી [3]અભય ને [4]શ્રુતનો, ચાર પ્રકારે દીજે હો; સુ.
ભોગ[1] આરોગ્ય[2] સુરૂપ[3] ને [4]જ્ઞાનજ, પરભવ ફલ પામીજે હો. સુ.૧૯
ઢાલ એ સમકિત કૌમુદી રાસે, જ્ઞાનરવિ કહી એમ હો; સુ.
સડત્રીશમી શ્રોતાજન ધર્મે, ધરજો અવિહડ પ્રેમ હો. સુ. ૨૦

---

દોહા.

દાન વળી ત્રિવિધિ કહ્યું, જ્ઞાન અભય તિમ જાણ;
ધર્મ ઉપગ્રહ મન ધરો, સુણો જ્ઞાન અવદાન. ૧
જ્ઞાનદાન દેતાં થકાં, જાણે બંધને મોષ;
[4]શાશ્વત સુખ તરૂ બીજ સમ, અતિ ઉપજે સંતોષ. ૨
પુન્ય લહે જે દાનથી, જાણે પાપ અશેષ;
જાણિ પુન્યને આદરે, ટાલે પાપ વિશેષ. ૩

---

૧ ધન. ૨ નિષ્પાપ. ૩ કનિષ્ઠ પ્રકારે. ૪ મોક્ષનાં સુખ.

પુન્ય કરંતો પામતો, [1]નર [2]સુરગતિના સુખ;
પાપ થકી ટલતાં થકાં, ટલે નરક[3]તિરિ દુઃખ. ૪
પ્રભુ ભાષિત વર જ્ઞાનનું, દીધું દાન વિશાલ;
ઇહ પરલોકના સુખ ઘણાં, દીધાં તિણે સુરસાલ. ૫
રાગદ્વેષ મોહ ટાલિને, કેવલ નાણ લહંત;
સિદ્ધિ ગમન ક્રમે હુવે, જ્ઞાનદાન દેવંત. ૬

---

### ઢાળ ૩૮ મી.
("સાંભળ રે તું સજની મારી" એ દેશી.)

સૂરીશ્વર કહે 'સચિવ સાંભલ તું, એકાંતે હિતકારીજી,
દાયક ગ્રાહકને એ જ્ઞાનનું, દાન અતિ સુખકારી
સચિવજી, સુણિયેંજી. ૧
હવે બીજું અભય જે ત્રસને, [5]થાવર પ્રાણિ ન હણિયેંજી;
મન [6]વચ[7]તનુથી મુનિજન સેવિત, નિજ આતમ સમ ગણિયે સ. ૨
[8]ઇંદ્રગોપ વલી [9]ઇંદ્રિ સરીખું, જીવીતર છે તેહ જાણીજી;
મરણજ ભય સમ છે બેહુને, હિંસાથી ગુણ હાણી. સ. ૩
સાગર[10]અંત [11]વસુંધરા [12]કાંચન, મેરૂ પ્રમુખ સવિ દીજેંજી;
તો પણ તેથી અધિકું જીવિત, જીનવર એમ કહીજે સ. ૪
શક્તિ યથા શ્રાવક જન સેવે, અભય હવે કહું ત્રીજોજી;
ધર્મ ઉપગ્રહ સાધુ સુપાત્રે, અશનાદિક શુધ દેજો. સ. ૫
ચઉ કારણ શુદ્ધ સમજી દીજેં, [1]દાયક [2]ગ્રાહક [3]કાલોજી;
[4]ભાવ શુદ્ધિ દાયક જ્ઞાની નવિ-મદ અહંકાર દયાલો. સ. ૬
શ્રદ્ધા આદર રોમાંચિત વલિ, ન્યાય સંપન્ન દ્રવ્ય તેથીજી;
એષણીક પ્રાશુક અવિરોધી, નર સુર [13]શિવ સુખ જેથી. સ. ૭

---

૧ મનુષ્ય. ૨ દેવ. ૩ તિર્યંચ. ૪ પ્રધાન. ૫ સ્થિર રહેનાર. ૬ વચન. ૭ શરીર-કાયા. ૮ કીડો. ૯ ઇંદ્ર જેવું. ૧૦ સમુદ્ર પર્યંત. ૧૧ પૃથ્વી. ૧૨ સોનું. ૧૩ મોક્ષ.

પુદ્ગલ સુખ [1]આસંશા ન ધરે, શુભ ભૂમી જિમ બીજજી;
શ્રદ્ધા જલ વિણુ કીર્તિ અર્થે, અહંકારે બલે બીજ. સ. ૮
પ્રાણીવધ કરી ધર્મ શ્રદ્ધાએ, દેવે દાન અંગારજી;
ચંદન બાલી લાભજ ઇચ્છે, બૂડે સમુદ્ર સંસાર. સ. ૯
લોકને ધર્મ વિરુધ નવિ દીજે, ગ્રાહક કહું હવે શુદ્ધ જી;
મહા વ્રતધારી ગુરૂવચકારી, પ્રવચન માત વિશુદ્ધ. સ. ૧૦
યતિ ધર્મે શોભિત ઇંદ્રિયનો,–નિગ્રહ ચરણુ કરણુનીજી;
સિત્તરી પાલે જ્ઞાની ધ્યાની, ભીતિ નહિય મરણુની. સ. ૧૧
પરભાવે ઇહ ભવ પર ભવમેં, અપ્રતિબદ્ધ વિહારીજી;
પરિસહ પવને નવિ ક્ષોભાએ, નગ [2]જ્યું અડગ વિચારી. સ. ૧૨
કાલ શુદ્ધ તે કાલ વિચારી, કરષણુ પ્રમુખ કરીજેંજી;
તો ફલ અધિકું પામે તિમ એ, કાલે બહુ ફલ લીજેં. સ. ૧૩
તપ પારણુ ને ઉત્તર વારણુ, વિહાર થકી મુનિ થાકાજી;
લોચ કર્યો વલિ જ્ઞાન અભ્યાસે, રોગી વયથી પાકા. સ. ૧૪
ઇત્યાદિક કાલે શુભ ગુણુનો—ખાણી જાણી દાનજી;
ભાવ વિશુદ્ધ કહું હવે ચોથો, સુણિ લ્યો લાભ અમાન. સ. ૧૫
રોમાંચિત માને કૃત ગુણુતા, [3]આર્ત્ત વશે નવિ દીજેંજી;
આશંશા નવિ કાંઈ કરિયેં, [4]કલુષિત ચિત નવિ કીજેં. સ. ૧૬

यतः

अनादरो विलंवश्च, वैमुखममियं वचः
पश्चातापश्च पंचामी सद्दानं दूपयंत्यहो ! ॥ १ ॥

મોક્ષને અર્થે દાનને દીજેં, એ વિધિ તેનો જાણોજી;
અનુકંપાદિક દાન જે ભાખ્યા, તેનો નિષેધ મત આણો. સ. ૧૭

यतः

मोरकत्थं जं दाणं, पइएसो विहि मुणेयव्वो
अणुकंपादाणं, पुण जिणे न कहिं पडिसिद्धो ॥ १ ॥

અડત્રિશમી ઢાલે એ ભાખ્યો; દાન ધર્મ જે કરશેજી;
જ્ઞાનરવિ કહે તે ભવિ પ્રાણી, ભવસાગરને તરશે. સ. ૧૮

૧. ઇચ્છા. ૨ પર્વત. ૩ દુઃખ ધરીને. ૪ દુષ્ટ ચિત્ત.

## દોહા.

શીલરહિત મિથ્યામતિ અસત કદાગ્રહરત્ત;
મત્તારંભ પરિગ્રહે, ગુરુ બુદ્ધિ સંપત્ત. ૧
તેવા જેહ કુપાત્રને, દેવું દાન અમાન[1];
[2]ભસ્મ [3]નિહુત વત જાણિયે, ન લહે લાભ નિદાન. ૨
ઉખર[4] ખેત્રે વાવિયું, શુદ્ધ બીજ બળી જાય;
તિમ કુપાત્રના દાનથી, નિર્ઝર ફલ નવિ થાય. ૩
એકજ [5]વાપી જલ પિયે, [6]ઇક્ષુ [7]નિંબ રસ ભિન્ન;
[8]સ્વાતિ જલ શુક્તા સરપ, મુક્તા વિષ જિમ લીન. ૪
તિમહિજ પાત્ર કુપાત્રનો, [9]ગુરુ અંતર ઉરધાર;
પાત્ર વિશેષે ફલ કહ્યો, સમજો ચિત મઁઝાર. ૫
એકણુ વાર સુપાત્રને, દેતાં ફલ પામંત;
તે ફલ વિપરીત પાત્રમેં, બહુ કાલે ન લહંત. ૬

## ઢાલ ૩૯ મી.

( "એટલે ભાર ઘણો છે રાજ, વાનાં કેમ કરો છો ? " એ દેશી. )
[10]સચિવ સુણી મન માંહે સમજ્યો, વલિ પૂછે ઇમ મુનિને;
ભગવન ! મુનિના દાન તણું ફલ, અતિશય થયો જિમ મુજને
ગુરુ મુજ મેહેર કરીને હો રાજ, ભાખો ભેદ એ મુજને. ૧
તિમ કોઇ અપર લહ્યો, ફલદાને, મુનિવરજી ! બહુ માને;
તવ તપો [11]ધન ભાખે મંત્રીને, સુણજો દક્ષિણ થાને. ગુ. ૨
રાય સોમપ્રભ બેનાતટપુરે, સોમપ્રભા પટનારી;
બ્રાહ્મણ ભક્ત રક્ત બ્રહ્મ મતમેં, દાન દિયે દિલ ધારી. ગુ. ૩

---

૧ ઘણું. ૨ રાખ. ૩ દેકેલું. ૪ ખારી ભુમીકા. ૫ વાવ. ૬ સેલડી. ૭ લિંબડો. ૮ સ્વાતિ નક્ષત્રના પાણીનું બિંદુ છીપમુખે પડતા મુક્તાફલ થાય છે. અને તેજ બિંદુ સર્પ મુખમાં પડતાં વિષ થાય છે, ૯ ભારે-મોટો. ૧૦. પ્રધાન. ૧૧ મુનિમહારાજ.

બ્રહ્મ વિના નહિ કો જગ તારક, ધારક મતિ તેંહ રાજા;
કન્યા [1]ધેનૂ ધન બહુ દેતો, દાન માન નૃપ ઝાઝા. ગુ. ૪
ઇક દિન નરપતિ નિજ મન ચિંતે, દ્રવ્ય બહુ મેં ઉપાયું;
દાનાદિક ઉપયોગ કરંતો, સફલ હોય ઇમ ભાયું. ગુ. ૫
દાન ભોગ ને નાશ [2]ત્રિતય ગતિ, દ્રવ્ય તણી જગ ભાખી;
દાને દીધી ન ભોગવી જેણે, તસ તૃતિયા ગતિ દાખી. ગુ. ૬
ઇમ ચિંતી બહુ સુવરણ નામે, યજ્ઞ કરાયો રાયે;
આદિ મધ્ય અવસાન કનકનો, બહુલો દાન દેવાયે. ગુ. ૭
વિપ્ર ભણી [3]હુતવહ હોમાયે, તિલ મધુ કુશ ઘૃત વિધિયે;
ઇહિ ભવ પરભવ સુખ જે કરિયે, યજન વેદની શુધિયે. ગુ. ૮
વિશ્વભૂતિ નામે દ્વિજવર રહ્યો, શાલા [4]યજન સમીપે;
[5]સાવધિ નિયમ નિરવધિ યમને, ધરતો બેઠો દીપે. ગુ. ૯
યજ્ઞ સ્તૂપ[6] મોટો આરોપ્યો, થાપી કુંભની વેદી;
ધાન્યક્ષેત્રથી [7]કપોત વૃત્તિથી, જવ લેઇ તેહને ભેદી. ગુ ૧૦
શેકી પીસી જલની સાથે, પિંડ ચતુષ્ય કરતો;
હોમ નિમિત્ત નિજ ભોજન કાજે, નિજ નારી ભણી ધરતો. ગુ. ૧૧
ત્રીજો વલી ચોથો અતિથિને, ભોજન માટે કલ્પ્યા;
ઇમ નિત નિત તે વેદવિધિથી, કરતો આપ અજલ્પા. ગુ. ૧૨
ઇક દિન વિશ્વભૂતિ ગૃહ અંગણ, જંગમ [8]સુરતરુ આયા;
પિહિતાશ્રવ નામે મુનિ ભિક્ષા, કારણ તસ મન ભાયા. ગુ. ૧૩
પરમાનંદ લહી ગ્રહિ હાથે, પિંડ જે નિજ જમવાનો;
તેહથી પ્રતિલાભ્યા વલિ નારી, તિણે પણ જે પોતાનો; ગુ. ૧૪
દીધો વલિ અતિથીને તિમહિજ, ધન્ય થયો ઇમ ચિંતે;
તુમ પ્રસાદ અવિવાદપણેથી, લાભ લહ્યો તુમ અતિથે. ગુ. ૧૫

૧ ગાય. ૨ ત્રણ. ૩ અગ્નિ. ૪ યજ્ઞ. ૫ અવધિવાળું. ૬ સ્તંભ.
૭ પારેવો-કબુતર. ૮ ચાલતા હાલતા કલ્પવૃક્ષ.

તતક્ષણ ચિતવિત પાત્રશુદ્ધિથી આકર્ષ્યા [1]સુર આયા;
સાઢી બારહ કોટિ સોવનની, વૃષ્ટિ કુસુમ વરસાયા ! ગુ. ૧૬
ગંધોદક વરસે વલિ દુંદભી, ગરજે [2]ઘન જ્યું [3]ગગને;
[4]સાધુવાદ ઇતિ પંચ દિવ્ય તે, કરિને સુર હર્ષે [5]અઘને. ગુ. ૧૭
રાયને જાઇ કહ્યું કોઇ બ્રાહ્મણ, સ્વર્ણ યજ્ઞ ફલ દેખો;
સોવન લેવા વિપ્ર ઉજાણા, દેખે [1]ઇંગાલ વિશેખો. ગુ. ૧૮
રાય પ્રમુખને દેવ કહે તવ, દાનવૃક્ષ અતિ ફલિયો;
વિશ્વભૂતિનો સુણિ લઘુકર્મા, નરવર મહા બુદ્ધિ બલિયો. ગુ. ૧૯
દાન સુપાત્રનો ફલ મન સમજ્યો, જ્ઞાનરવિ કહિ એહ;
એ ગુણ ચાલીશમી ભવિ જાણો, દાન મહા ગુણ ગેહ. ગુ. ૨૦

---

દોહા.

વિશ્વભૂતિને નૃપ કહે, અહો ! ધન ! તુજ અવતાર;
મહા સુપાત્રને પોષિયા, પામ્યો ફલ નિરધાર. ૧
રાજા મંત્રી ગુરુ કને, વિનય કરી કહે એમ;
દાન સ્વરુપ અજાણને, અમને કહો હોય જેમ. ૨
કહે ગુરુ ચાર પ્રકારથી, દાન કહ્યો સુણ રાજ;
સ્વર્ગ વલી અપવર્ગને, સાધક કહે જિનરાજ. ૩
શુદ્ધ પાત્ર શુધ ભાવથી, દ્રવ્ય ભાવ બિહુ ભેદ;
પુન્યબંધ વલિ નર્જરા, મહા ફલ લહે ગત ખેદ. ૪
[1]અન્ન વલિ [2]ઔષધ [3]અભય, [4]જ્ઞાન દાન તિમ જાણ;
દેહનો અન આધાર છે, દેહતેં સબ ગુણ ઠાણ. ૫
ઔષધ [7]ગદ [8]નિરહિત કરે, તપ જપ સંયમ સાહ્ય;
તેહથી કર્મ ખપે ઘણા, કર્મ ક્ષયે શિવ થાય. ૬

---

૧ દેવ. ૨ મેઘ. ૩ આકાશ. ૪ ભલોવાદ- એવો નિર્ઘોષ શબ્દ થયો. ૫ પાપ ગારાં, મહોદાનં. રહિત.

ઢાલ ૪૦ મી.

( " એ બેન' મુનિવર વોહોરણ પાંગુર્યાજી "—એ દેશી. )

સાંભલ રાજન અભયને ભય નહી જી, એકણુ પણુ પ્રાણીને દીધરે;
તોપણુ નિર્ભયતા લહતા સદારે, તો શું ! કહિવું સર્વને અભય જો કીધરે.
દાન ધર્મ તુમ સેવો ભવિજના જી, જેહને સેવી અનંત જીવ ગત મોક્ષરે દા. ૧
મેઘરથ મેઘકુમર દમનકાદિકા જી, અવિચલ સુખ ભોગી જિમ થાયરે;
ચોથું જે જ્ઞાનનું દાન કહ્યું ભલું જી, જેહથી તત્ત્વ અતત્ત્વ જણાય રે દા. ૨
કૃત્ય અકૃત્ય હિતાહિત જાણિયે જી, પેય અપેયને ગમ્યાગમ્ય રે;
ભક્ષ્ય અભક્ષ્ય દ્રવ્ય વલિ ભાવને રે, નિશ્ચય વ્યવહાર સ્વરુપ અગમ્ય રે. દા. ૩
નિમિત્તોપાદાન કારજ કારણુ ભણી રે, જાણે જેહથી ઉત્સરગ અપવાદ રે;
સમ્યક મિથ્યા તથ્યા ગુણુને ગુણીરે, સાધ્ય સાધન જાણે અવિવાદરે દા. ૪
[1]માતૃકા પદ વલિ તત્ત્વ રતન [2]ત્રયીરે, [3]ધ્યાતાને [4]જ્ઞાતા [5]દાતા ત્રીકરે;
રાગ વૈરાગ્ય [6]દંડ દાનજ દયારે, ગુપ્તિ સમકિત શલ્ય ગારવ ત્રણુ ઠીકરે દા. ૫
ધ્યાન ધરમ અનુયોગ પ્રમાણુતારે, ભાષા કષાય નિક્ષેપ અભાવરે;
ઘાતી અઘાતી તીરથ ગતિ ઉપમાજી, ચાર એ જ્ઞાનથી જાણે ભાવરે દા. ૬
અસ્તિકાય મહાવ્રત સુમતિનંદિ ક્રિયારે, અવયવ ભાવ પંચ તિમ કાયરે;

---

૧ ત્રિપદી. ( ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય ) ૨ જ્ઞાન. દર્શન ચારિત્ર. ૩ ધ્યાતા ધ્યેય ધ્યાન, ૪ જ્ઞાતા. જ્ઞેય. જ્ઞાન. ૫ દાતા. દેય. દાન, ૬ દંડ ત્રણુ મનનો, વચનો, કાયાનો;

[1]કારક લેશ્યા સ [2]નિકર્ષ એ પટ ભલાજી, ભય નય સપ્ત ભંગ સમુદાયરે દા. ૭
અષ્ટ ભંગી મદ ખાણી જીવનીરે, પ્રવચન માતા રસ નવ જાણુરે;
બ્રહ્મ ગુપ્તિ નીયાણા નવ કહ્યાજી, દશ યતિ ધર્મ દિશાનું જ્ઞાનરે દા.૮
પ્રતિમા એકાદશ દ્વાદશ ભેદથી જી; દ્વાદશ અંગ ભાવના તેમરે;
તેર ક્રિયા પૂરવ ચૌદે ગ્રહેજી, કેવલ મોક્ષ લહે બહુ પ્રેમરે દા. ૯
ઇત્યાદિક જ્ઞાનદાનથી જાણિયે જી, રસના એકે નવિ લહિયે તસ પારરે;
લિખન લિખાવન શ્રુતનો શોધવોરે, અક્ષર સંખ્યા જેટલી ધારરે. દા. ૧૦
તેટલા પલ્યોપમ આયુ સુર ભવેજી, વિલસે સુખ [3]આયતિ પણ લહે જ્ઞાનરે;
મોટો એ દાન કહ્યો જિનરાજજીરે, ધારીને કરવું એહિજ દાનરે. દા. ૧૧
દાનનું ફલ એ દેખી સાંભલીજી, પિહિતાશ્રવ ગુરુ પાસેથી રાયરે;
સોમપ્રભ સમ્યક દષ્ટી શ્રાવકોજી, વિશ્વભૂતિ પણ ધર્મ પમાયરે. દા. ૧૨
[1]શાસ્ત્ર અભ્યાસ [2]શીલ [3]તપ [4]જપ વલીજી, [5]દાન જિન [6]ભક્તિ એ ષટ કર્મરે;
નિત નિત કરતા સંયમ આદરીજી, અનુક્રમે પામ્યા બિહુ શિવ શર્મરે. દા. ૧૩
સોમશર્મા સુણિ વાત ગુરુ મુખેજી, સમાધિ ગુપ્ત પ્રત્યે કર જોડરે;
વિનય થકી કહે ગુરુ મુજ ભાખિયેંજી, જૈન ધર્મ જસ નહિ જગ જોડરે. દા. ૧૪
અણગાર આગાર ધર્મ દુવિધ કહ્યોજી, સાંભલિ શ્રાધપણું પ્રતિપન્નરે;
દર્શન પૂર્વક વલિ ગુરુ મુખ થકીજી, સત્ય પ્રતિજ્ઞા કીધી મન્નરે. દા.૧૫

૧ ષટ્કારક. ૨ સંનિકર્ષ ન્યાયમાં છે. ૩ ભવિષ્યે.

લોહ આયુધે ન કરૂં યુદ્ધનેરે, એવો નિયમ કરી ગુરુ પાસરે; અન્યત્ર વિચર્યા ગુરુજી [1]મિંત્રવીરે, [2]કાષ્ટમયી નિપજાવી [3]અસિ ખાસરે. ઢા. ૧૬

મનહર [4]કનકમયી [5]કોષેકરીરે, ધરતો નિત કરતો નરપતિ સેવરે; ધર્મ આરાધે સાધે તત્ત્વનેરે, મંત્રીવર રાજ્યધુરા ધર ભેવરે. ઢા. ૧૭

સમકિત કૌમુદી રાસે એ કહીરે, જ્ઞાન સંપદ પામે વા જેમરે; [6]સુરમણિ સમ ચાલીશમી ભવી સુણીજી, જ્ઞાન રવિ કવિ ભાખે એમરે ઢા. ૧૯

### દોહા.

ઇક દિન [7]પિશુન નૃપતિ કને, કહે તુમ મંત્રી સ્વામ!
કાષ્ટ ખડ્ગથી સેવના, કરતો તુમચી જામ. ૧
[8]પ્રહરણ લોહ વિના કહો, સંગ્રામે જયવાદ;
કિમ મેલવશે સ્વામિનો ? ભક્ત નહિં અવિવાદ. ૨
અલ્પ કાજ નિજ ચિંતિને, ખલ બહુ જન પ્રતિ કૂલ;
કુષ્ટિ મક્ષિકા દુખ થકી, ચિંતે તમ અનુકૂલ. ૩
દુષ્ટ વચન સુણિ નરપતિ, મન ધારી એ વાત;
ઇક દિન [9]આસ્થાને રહ્યો, [10]રાજ કુલી સંઘાત. ૪
વાત ચલાવી ખડ્ગની, નિજ અસિ કાઢી તામ;
રાજા રાજ કુમર તણી, કરે પરીક્ષા જામ. ૫
સભા સમસ્તની દેખિને, મંત્રીને કહે રાય;
અહો સચિવજી તુમ તણી, અસિ દ્યો અમ દેખાય. ૬

---

૧ પ્રધાન. ૨ લાકડાની. ૩ તલવાર ૪ સુવર્ણ. ૫ મીયાન. ૬ ચિંતિત ફલદેનાર ચિંતામણી રત્ન. ૭ ચાડીયો. ૮ પ્રહાર. ૯ સભા મડપ. ૧૦ રાજા રજવાડાઓ સહિત.

ઢાલ ૪૧ મી.

( "સોનાની ઝારી રે" એ દેશી. )

નૃપ વચન સુણીને હે સાહિબા મંત્રી તામ, નિજ ચિંતવ્યું એમ;
અહો ! કોઇ [1]પિશુને ભંભેરિયોજી;
નહિ તો મુજ [2]કૃપાણ સા. માગે કેમ ? ભૂપતિ પરીક્ષા કાજ.
આજ એ અવસર પાવિયોજી. ૧
દુર્જન પ્રેર્યા હે, સા. ભૂપ ચલંત, હય ગય જિમ વહે પંથ–
પ્રેરક નર અનુસારથીજી.
પંડિત જન [3]ઇંગિત સા. ચેષ્ટા દેખ, અંતરગત અભિપ્રાય–
વિણુ કહે પણ નિજ બુદ્ધિથીજી. ૨
જાણે સચિવ તિવાર, સા. નિજ મન સાથ, દેવગુરુ નમી તામ,
ચિંતવ્યું જો મન માહરે જી;
દેવગુરૂ વલિ ધર્મ, સા. દૃઢતા જો હોય, તો એ મુજ અસિ થાય,
લોહમયી સહુ [4]જાહરેજી. ૩
ઇમ ચિંતી નૃપ હાથ સા. દીધી તિવાર, અસિ જ્યું [5]આદિત્ય તેજ,
કાઢી [6]કોષથી ઝલહલેજી;
નિરૂપમ ખડ્ગ તે દેખ, સા. નૃપતિ વિશેષ, દુર્જન નર સનમુખ,
જોયું તવ તે ખલભલેજી. ૪
કહે રાજા કરી કોપ, સા. રે તું દુષ્ટ જૂઠ કહ્યું કેમ એમ ?
શઠ [7]શેખર અછતું કહેજી.
દંડ દિયું તુમ આજ, સા. સચિવ સુજાણ, જાણી નૃપનો કોપ,
અનુકંપા મનમેં વહેજી. ૫
[8]સત્યસંધી પરધાન, સા. કહે કરજોડ, ભૂપ સભાએ જૂઠ,
નવિ કહેવું એમ ધારીનેજી;
કહે સુણો સ્વામી સ્વરૂપ સા. કારણ કોય, છે ઇહમાં તિણે કોપ,
મકરો ઇણુ ઉપર મનેજી. ૬

---

૧ ચાડીયો. ૨ તલવાર. ૩ ચેષ્ટાનો જાણ. ૪ જોતાં. ૫ સૂર્ય.
૬ મીયાન. ૭ લુચ્ચાનો સરદાર. ૮ સત્યનો બોલી.

ઇણુ કહી સાચી વાત, સા. સુણી તવરાય, અહો ! સત્પુરૂષ સાક્ષાત,
અપકારી પણ ઉપકરેજી;
[1]અંબદષદ હણે કોય, સા. ફલ દીએ સદ્ય તિમ જે જન [2]અનવદ્ય,
અવગુણથી પણ ગુણ કરેજી. ૭
ધિક્ તસ ન્યાય અન્યાય, સા. કરતા અપાય, ઇમચિંતી નરરાય,
કહે કહો શું કારણ અછેજી;
કાષ્ટથકી કિમ લોહ, સા. થયો એ [3]કૃપાણ, ? મંત્રી પૂર્વ વૃત્તાંત,
કહ્યો લોહ આયુધ નિયમ છેજી. ૮
દેવગુરૂ પરસાદ, સા. થઇ અવિવાદ, [4]દારૂ થકી [5]અયખડ્ગ,
નીપનું સહો અપરાધ એજી;
તિણ અવસર સુરહે, સા. આવી તામ, જય જય શબ્દનો વાદ,
કહે ધન્ય સચિવ અબાધ એજી. ૯
રાય પ્રમુખ સહુ હે, સા. લોકના થોક, પરશંસ્યો કહે રાય,
અજીત જયો પરસન થયોજી;
સભ્ય ગુણો મહા હે, સા. મહિમા ધર્મ, પરતક્ષ દેખો એહ,
જૈન વિના નહિ દેખિયો જી. ૧૦
દુર્ગતિ રોકે હે, સા. લહે શિવ શર્મ, તિહુયણ પહુનો ધર્મ,
અખંડ અચલ જગમેં જયોજી;
અતિશય દુખ [6]દવહે, સા. મેઘ સમાન, વિકટ જે મુક્તિ કપાટ,
[7]અર્ગલા તોડણ [8]અલંજયોજી. ૧૧
કેવલ લક્ષ્મી હે, સા. ખેંચે જેમ, ચુંબક લોહને તેમ;
મોક્ષ વધુ કાર્મણ[9] કહ્યોજી;
નર સુર સુખનો હે સા. દત્ત [10]પ્રતિહસ્ત, નરક તિરિગતિ દુઃખ;
તેહની જલાંજલિ સમ લહ્યોજી. ૧૨
તિણ કારણ હે સા. ધર્મ વ્યાપાર, નિજ હિત ઈચ્છક જેહ,
બદ્ધ આદર ભવજલ તરેજી;

૧ આંબાને પથ્થર. ૨ નિર્દોષ. ૩ ખડ્ગ. ૪ લાકડાની. ૫ લોઢાની તરવાર. ૬ દાવાનલ. ૭ ભુંગળ. ૮ સમર્થ. ૯ વસીકરણ. ૧૦ દીધેલ સામો હાથ.

ઈમ કહી રાજા હે સા. ધરિ વૈરાગ્ય, સુત જય સોંપી રાજ્ય,
સોમશર્મ મિંત્રીશ્વરેજી. ૧૩
સુત દેવશર્માં હે સા. [1]નિજપદે થાપ, [2]આપ થયા વ્રત ધાર,
બીજા પણ સાથે ઘણાજી;
શુભ સમાધી હે સા. સૂરી સમીપ, શ્રમણપણું ગ્રહી સાર,
તપ જપ કરતા નહિ મણાજી. ૧૪
સુપ્રભા રાણી હે સા. સચિવની નાર, સોમા પ્રમુખ અપાર,
અભય મતિ ગુરૂણી કરીજી;
ચરણ કરણની હે સા. વિધિ આરાધ, અનુક્રમે સહુ નિર્બાધ,
[3]અપુનર્ભવ સિરી જઈ વરીજી. ૧૫
વિષ્ણુસિરી કહે હે સા. પરતક્ષ દીઠ, [4]મહમંહિમા જિન ધર્મ,
જાણી સમકિત થિર થયોજી;
અર્હદાસ સુણી હે સા. તુમે કહ્યું સત્ય, [5]કિંચિત નહિય અસત્ય;
ધન્ય માનવ ભવ [6]અઘ ગયોજી. ૧૬
[7]અપર [8]રમણીયે હે સા. [9]સર્દહ્યું સાચ, કુંદલતા કહે [10]વાચ,
હું નવિ ઇચ્છું એ વાતનેજી;
રાજા મિંત્રી હે સા. ચોર જે તેહ, સાંભલી નિજમન સાથ,
ચિંતે [11]ધિક એ [12]કુજાતનેજી. ૧૭
વિષ્ણુસિરીની હે, સા. વાલજ એહ, નવિ માને [13]પાપીષ્ટ,
ઇષ્ટ સહુને જે છતીજી;
ઉત્તમ કુલમે હે સા. ઉપની તોહિ, જાતિ સ્વભાવ ન જાય;
[14]નીરગામી જિમ જલગતિજી. ૧૮
જિમ ચંદનથી હે સા. અગ્નિ [15]સંભૂત, ભસ્મ કરે તિમ એહ,
કરતી ખલતા અતિ ઘણીજી;

૧ પોતાને સ્થાને, ૨ પોતે, ૩ જ્યાંથી ફરી આવવાનુ નથી એવી મોક્ષશ્રી વર્યા, ૪ મોટા, ૫ જરા પણ, ૬ પાપ, ૭ બીજી, ૮ સ્ત્રીએ, ૯ સાચું સત્ય જાણ્યુ, ૧૦ વાણી, ૧૧ ધિકાર, ૧૨ કુજાતિલીને. ૧૩ પાપણી, ૧૪ નીચી છે ગતિ જેહની અર્થાત્ નીચે જનાર, ૧૫ ઉત્પન્ન થએલ.

દંડજ દેશું હે સા. [1]રવિ ઉગંત, સહુજન પણ દેખંત,
ચિંતવીયું ચિત [2]ભૂધણીજી, ૧૯
મજ રક્ષક ગુરૂ હે સા, તસ લઘુ ભ્રાત, સંજમથી વય વૃદ્ધ,
મતિ શ્રુત [3]સરિતાપતિ યથાજી;
કીર્ત્તિ [4]કમળા હે સા. [5]વિમલા જેણ, વરી જન[6]પદમે તેણ,
જ્ઞાન-વંદ કેશરી તથાજી. ૨૦
તસ પદ સરોજ[7]રૂહ હે સા. મધુકર જેમ, રવિપદ અગ્ર
નિયુદ્ધ, નામથી બાલ લીલા કરીજી;
સમકિત કૌમુદી, હે સા. રાસનો પૂર્ણ, ખંડ બીજો ધરી પ્રેમ,
ઢાલ એકતાલીશમી ખરીજી. ૨૧

ઇતિ ખંડ બીજો

---

## અથ ખંડ ત્રીજો.

---

દોહા.

શાંતિકર [8]અઘહર પ્રભુ, શંભૂ સ્વયંભૂદેવ;
[9]શંકર તીર્થંકર વિભૂ, કરૂં તનમનથી સેવ. ૧
એક અનેક નામે કરી, સમરે વિશ્વ સમસ્ત;
મહા દાની જ્ઞાની ગુણી, વશ [10]દિનમણી નહિ અસ્ત. ૨
[11]કષ્ટાત્મિક બાહિર ક્રિયા, ભવ સુખ ઉત્પતિ ઠાણ;
પણ અંતર ક્રિયા ભલી, શિવ સુખ [12]જનની જાણ. ૩
આપ સ્વરુપે આતમા, રહે અલૌકિક ભેદ;
જઠર [13]ભરણ હિત કષ્ટ તે, કેવલ મિથ્યા ખેદ. ૪

---

૧ સૂર્ય, ૨ રાજા, ૩ સમુદ્ર, ૪ લક્ષ્મી, ૫ નિર્મલ, ૬ દેશમા, ૭ કમળ, ૮ ઉત્પન્ન થએલ પાપને હરવા વાળા, ૯ કલ્યાણ કરનાર. ૧૦ સૂર્ય, ૧૧ કષ્ટ વાળી, ૧૨ જનેતા-માતા. ૧૩ ઉદર ભરવા માટે.

અર્હદ્દાસના ચરિત્રનો, સુણો તૃતિય ઉલ્લાસ;
સાકર કાકર સમ થઇ, એહનો લહિ પીતાસ. ૫
શ્રોતા સુણજો સજ થઈ, વિકથા તજી પ્રમાદ;
જાસ પ્રમાદે જાયશે, નહિ લહશો તે સ્વાદ. ૬
અર્હદ્દાસ વળતું વદે, નામસિરી ગુણ ખાણ !
[1]ભામિની ત્રિભુવન સ્વામિની, આણ કરી પરણામ. ૭
તેનું કારણ કર્થી કહો, નિર્મલ [2]અમ સમકિત;
થાય વિશેષેમાં-જિયું; તલ આદર્શ પવિત્ત. ૮
સા કહે સ્વામિ ! સુણો કથા, દીઠી-મીઠી જેહ;
કાશી દેશ વણારસી, પુરી અતિ સુંદર તેહ. ૯
[3]સોમવંશ [4]ઉદ્ભવ તિહાં, જિત [5]અરિ [6]ભૂધવ ભૂર;
[7]હય [8]ગય બલ દલ સામટો, વિલસે પુન્ય પંડૂર. ૧૦
કનક સુચિત્રા તેહની, રાણી અતિ સુકુમાલ;
તેહની જન્મી ઇક સુતા, નામ મુંડિકા બાલ. ૧૧
બાલપણેથી મુંડિકા, ભક્ષણ મૃતિકા કીધ;
પાંડુ રોગ પરગટ પણે, દેહે બહુ દુઃખ દીધ. ૧૨

ઢાલ ૪૨ મી.

( હાડાતીરો હાડાજી ગઢ બુંદીરો મેવાસી જેપુર ઝિલ રહ્યો." એ દેશી. )

[9]સચિવ સુદર્શન શોભતો, રાય તણો બહુ માન હો રાજ;
મહા બુદ્ધિવંત અભય સમો, નારી સુદર્શના જાન હો રાજ.
જી સુણો હો સસનેહી પ્યારા મુજ અંતર આતમ ખુલી રહ્યા.૧
અન્ય દિવસ ગુણ અગણ્યની, ધારક ગુરૂણીજી ત્યાંહિ હો રાજ;
પ્રશમસિરી જ્યું સમય સુરી, આઈ વસ્યા પુરમાંહિ હો રાજ. જી.૨

૧ સ્ત્રી, ૨ અમારૂં, ૩ ચંદ્ર, ૪ ઉપજેલ, ૫ શત્રુ, ૬ રાજા, ૭ ઘોડા. ૮ હાથી. ૯ પ્રધાનઃ મંત્રીશ્વર.

[1]શશિધર [2]કુમુદ વિકાસ વા, અંબર ઉદય લહંત હો રાજ;
ભવ્ય હૃદય [3]અંભોજને, ઉલસિત કરત મહંત હો રાજ. જી.
સેવિત સમુદય શ્રાવિકા, નૃપ પુત્રી પણ આય હો રાજ;
[4]ભુવનગુરૂનાં ધર્મનો દે ઉપદેશ સુણાય હો રાજ. જી.
ધાર્મિકા મુંડિકાને કરી, પ્રતિબોધી વ્રત ધાર હો રાજ;
દેવ ગુરુની પ્રભાવિકા, આરજિકા ઉપકાર હો રાજ. જી.
જિનવર ધર્મની સેવના, વિધિથી નિર્મલ બુદ્ધિ હો રાજ;
તેથી રોગ ગયો થયો,—આનંદ અતિ ચિત શુદ્ધિ હો રાજ. જી.
આશ્રય પંડિત જન તણે, જડ પણ જ્ઞાન લહંત હો રાજ;
ધારાધર ધારી થકી, જિમ ગિરિ શિખર પડંત હો રાજ. જી.

યતઃ

आश्रयस्य विशेषेण, जडोपि पटुतां व्रजेत्
खड्गधारास्थितं तोयं, भिनत्ति नगमस्तकं ॥ १ ॥

કઠિન કર્મ પણ ધર્મથી, દૂર હુવે [5]તમ્મઃ જેમ હો રાજ;
[6]તિમિરારિ થકી તિમ થયું, ધર્મે બહુલો પ્રેમ હો રાજ. જી.
રુપ સૌભાગ્ય ભલો લહી, અવસર જાણું કહે તામ હો રાજ;
તુમ પ્રસાદથી મુજ થયું, ગુરૂણી ગુણગણ ધામ હો રાજ. જી.
વત્સે ! સુણ ગુરૂણી કહે, વ્રતવિધિ પૂર્વક જેણ હો રાજ;
સેવ્યો સુરિંદ મુનીંદ્રની, લહીં સંપદ નર તેણ હો રાજ. જી.
કેવલ [7]ભૂતિ મુક્તિ લહે, અતુલ અનંત વ્રત શક્તિ હો રાજ;
સુણિ બહુ હરખથી મુંડિકા, કરે ગુરુ દેવની ભક્તિ હો રાજ. જી.
[8]ઉપવર જાણી પુત્રિકા, [9]ભૂભર્ત્તા તિણ વાર હો રાજ;
સ્વયંવરે રાજ કુમર ભણી, તેડયા આયા તિવાર હો રાજ. જી.
પંક્તિબદ્ધ બેસાડિયા, કુંવરી નિરખી સર્વ હો રાજ;
પણ મન કોઇ રૂચ્યો નહિં, ગત પાછા ગત ગર્વ. હો રાજ. જી.
એક દિન માગધ જનપદે, નગર નામ [10]ચિત્રકૂટ હો રાજ;

૧ ચંદ્ર. ૨ કમળ ૩ કમળ. ૪ તીર્થંકર. ૫ અંધકાર. ૬ સૂર્ય. ૭ લક્ષ્મી. ૮ વર યોગ્ય. ૯ રાજા. ૧૦ ચિતોડ.

ભગદત્ત દાને કરણુ જ્યું, નૃપતિ તેજ અદભૂત હો રાજ. જી.
રૂપ લાવણ્ય ધર ગુણ યુતો, પૂરણ વસ્તુ સમસ્ત હો રાજ;
પણ એક જાતિ વિહીન છે, ચંદ જ્યું ગ્રહણથી અસ્ત હો રાજ. જી.
લક્ષણવતી લક્ષ્મીવતી, રાણી ગુણુધિ પરધાન હો રાજ;
ગુણવતી ભાર્યા સચિવની, એક દિન નૃપ સુણ્યું કાન હો રાજ. જી.
મુંડિકા રૂપ યૌવનસિરી, યાત્રી જનક સમીપ હો રાજ;
દૂત મુખે કે'વરાવિયું, રાય જિતારિયે [1]ખિપ્પ હો રાજ. જી.
ઉત્તમ જાતી રાયના, કુમર લઈ કિમ તુજ હો રાજ;
જાતિ વિહીનને પુત્રિકા, નહિ આપું, કહ્યું ગુઝ હો રાજ. જી.
[2]પુનરપિ ભગદત્ત ભાખતો, શું જાતીનું કામ હો રાજ;
ગુણ બહુ માન્ય છે જગતમેં, ઉત્પતિ સ્થાન ન કામ હો રાજ. જી.

यतः

कौशेयं कृमिजं सुवर्णमुपलाद्दूर्वापि गोरोमतः
पंकात्तामरसं शशांकमुदधेरिंदीवरं गोमयात् ।
काष्ठादग्निरहेः फणादपि मणिर्गोपित्ततो रोचनं,
प्राकाश्यं स्वगुणोदयेन गुणिनो गच्छंति किं जन्मना ॥

[3]કૃમિ કુલથી [4]કૌશેય જ્યું, [5]ઉપલથી સોવન જોય હો રાજ;
[6]પંકથી [7]પંકજ નીપજે, સમુદ્રે [8]શશાંક જ્યું હોય હો રાજ. જી.
અગ્નિ જ્યું કાષ્ટથી, [9]નાગથી–મણિ વિષ હરણુ સમસ્ત હો રાજ;
[10]ગૌશિરથી ગોચંદનો. [11]મૃગમદ મૃગથી પ્રસસ્ત હો રાજ. જી.
ગુણથી [12]મહર્ધ્યતા પામિયે, ઇમ સમજો તુમ રાય હો રાજ;
નેંપાલ રાય ભાલે પડયો, કર્દમ જો કદિ આય હો રાજ. જી.
લોક કહે કસ્તુરિકા, છાંટી રાય સુજાણ હો રાજ;
ઉત્તમ ઠામે અધમ તે, લે' ઉત્તમતા પ્રમાણ હો રાજ. જી.
બેતાલિશમી ઢાલને, જ્ઞાનરુચિ કહી એહ હો રાજ;
[14]કંચન [15]કામની જગતમેં, અનરથકારી જેહ હો રાજ. જી.

---

૧ શીઘ્ર. ૨ ફરી–બીજીવાર. ૩ કીડા. ૪ રેશમ. ૫ પથ્થર. ૬ કાદવ. ૭ કમળ. ૮ ચંદ્ર. ૯ સર્પ ૧૦ ગાયનુ મસ્તક. ૧૧ કસ્તુરી. ૧૨ મોટાઈ. ૧૩ કાદવ. ૧૪ સોનું. ૧૫ સ્ત્રી.

### દોહા.

રાય જિતારી કહે સુણો, ભાગ્યહીન ભગદત્ત;
મુજ પુત્રીની યાચના, કરતો નહીં લજ્જત્ત. ૧
માલા મૌક્તિક કાકને, કંઠ નવિ શોભંત;
તિમ તુજ જાતિ વિહીનને, મમ પુત્રી ન મિલંત. ૨
यो मां जयति संग्रामे यो मे दर्पं विनाशयेत् ।
यो मत्प्रतिबलो वीरः स कन्याधिपतिर्भवेत् ॥
વચન સુણી ભગદત્ત થયો, કોપવત તત્કાલ;
રાયજિતારી ઊપરે, યુદ્ધ કરણ ઉજમાલ ૩
ચતુરંગી દલ સજ કરી, અભિમાની ભગદત્ત;
મહો આડંબરથી ચડયો, શુભ શકુને સંપત. ૪
[1]દધિ [2]દુર્વા [3]અક્ષત પૂર્ણ ઘટ, પંકજ [4]ઈક્ષુ દંડ;
વીણા સધવા [5]માનિની, ઈત્યાદિક સુખ કંદ ૫
રાય જિતારિ જાણિયું શત્રુ દલ આવંત;
કોપાનલ જલતો કહે, રંક એ કિશું કરંત. ૬

---

### ઢાલ ૪૩ મી.

#### રાગ બંગાલ.

[6]અમરખ ભરિયો ધરિયો ક્રોધ, રાય જિતારિ કહે સુણો બોધ !
મન માની લે,
સર્પ ગરૂડ ઉપર કિમ જાય, [7]લંબકરણ કિમ અશ્વ હઠાય !
દિલ જાનિ લે. ૧
યમ સામો કિમ ભૂત હુવંત, [8]મૃગ [9]મૃગપતિને કેમ છલંત;મ.
[10]વાયસ સીંચાનકને જેમ, પરિભવ કિમ કરે જાણો તેમ. દિ. ૨
જો કરે તો મરે નિશ્ચય એમ, એ ધરે યમઘર જાવણુ પ્રેમ; મ.
ગુપ્ત વૃત્તિ આવી ભગદત્ત, વાણારસી ઘેરી [11]પરિવૃત્ત. દિ. ૩

---

૧ દહિ. ૨ એક જાતનું ઘાસ. ૩ ચોખા. ૪ શેલડીનો સાંઠો. ૫ સ્ત્રી. ૬ ઝેર. ૭ ગધેડો. ૮ હરણ-મૃગનો. ૯ સિંહ. ૧૦ કાગડો, ૧૧ ચોતરફ.

સૈન્ય સજી સન્મુખ [1]નિકસંત, રાય જિતારિ અતિ ઉલસંત. મ.
નિર્ગમ સમયે તામ તુરંત, વારિત અપશકુન [2]દુરદંત. હિ. ૪
[3]વૃષ્ટિ અકાલ વલિ [4]ભૂકંપ, [5]નિર્ઘાત [6]ઉલ્કાપાત અત્યંત; મ.
રજઃવૃષ્ટિ વલિ પવન પ્રચંડ, એ અપશુકનથી દૈવનો દંડ હિ. ૫
સચિવ સુદર્શન કહે સુણો દેવ, એ અપશુકને ન જાવું હેવ; મ.
કન્યા દેઈ સુખથી કરો રાજ, ન કરો સંતાપ એ રાજના આજ. હિ. ૬

यतः

अव्यापारेषु व्यापारं, यो नरः कर्तुमिच्छति ।
स एव निधनं याति, कीलोत्पाटीव वानरः ॥

કુલ રક્ષણને તજવા એક, કુલ તજવું ગામ અર્થે વિવેક; મ.
તજવું [7]જનપદ ગામ નિમિત્ત આતમ અરથે પૃથ્વી પવિત્ત હિ. ૭
નીતિવચન કિમ લઘો સુજાણ, તવ નૃપ કહે સુણ મંત્રી વાણ; મ.
અહો ! અબિહ કિમ બિહો અયાણ ? મમ અસિ ઘાવ સહે કુણ રાણ !
કોણ પુરૂષ સહે વજ્ર પ્રહાર, લઘે ભુજથી સમુદ્ર અપાર; મ.
શયન કરે કુણ અગનિમાહિ, કાલકૂટ કુણ ખાય ઉછાહિ. હિ. ૯
તિમ મુજ ખડ્ગ પ્રહાર ન કોય, ન ખમે ન શકે સન્મુખ જોય; મ.
મંત્રી કહે દલ બહુલ છે તાસ, આપણું અલ્પ માનો અરદાશ હિ. ૧૦
રાય કહે જય સત્યથી હોય, મોટાને ઉપકરણે ન જોય; મ.
કટક પડાવ કર્યો પુરબા'ર, દૂત આવ્યો ભગદત્તનો તિવાર. હિ. ૧૧

॥ यतः ॥

रथस्यैकं चक्रं भुजगयमिताः सप्ततुरगाः
निरालंबो मार्गश्च, चरणरहितः सारथिरपि; ।
रवि र्याति नित्यं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्वे, वसति महतां नोपकरणे. १

૧ નિકલ્યો. ૨ દુખે વારવા જોગ. ૩ વર્ષાદ. ૪ પૃથ્વીકંપ. ૫ પવનનું તોફાન. ૬ તારાનુ ખરવું. ૭ દેશ.

મેધાવી પટુ વચન વિલાસ, પરિમિત લક્ષક ધીર નિવાસ; મ.
સ્વામિ યથોક્ત વાદિ સૂર, સમય સૂચક દૂત લક્ષણુ ભૂર. હિ. ૧૨
આવી કહે દિઉ સુંદકા રાય, રાજ્ય કરો સુખથી મહારાય; મ.
નહિ તો કોપ [1]અનલ મુજમાંહિ, [2]શલભ સમાન મથાઉં પ્રાહિ.૧૩
[1]અનુચિત કર્મતણો આરંભ, [2]સજન વિરોધએ દુખનો થંભ; મ.
[3]બલવંત ઈર્ષા [4]પ્રમદા વિશ્વાસ, ચાર એ જાણો મૃત્યુ નિવાસ. ૧૪
દૂત વચન સુણી ભ્રકુટી ચઢાય, કહેરે વરાક જયું કાક તેં જાય; મ.
જે ભાવી ભવતુ[3] પણ ટેક, નવિ છોડું કહુ વાત એ છેક. હિ. ૧૫
જઈ કહેજે તુજ રાયને જાય, અર્ધ ચંદ્ર કરિ દૂત ધકાય; મ.
કાઢયો તેતાલિશમી ઢાલ, જ્ઞાન રવિ કહીં રાગ બંગાલ. હિ. ૧૬

---

### દોહા.

નિર્ઘાટિત[4] હવે દૂતને, ભૂત સમો નૃપ પાસ;
આવી કહે તુમને પ્રભુ ! તૃણવત્ ગણે ઉલાસ. ૧
સાંભલી ભુજ આસ્ફાલતો, મૂછિ વલ ઘાલંત;
[5]સમરાંગણમેં શૂરતા, પ્રગટ પણે દીસંત. ૨
ઇમ કહિ ઉભય દલે થયો, રણભંભાનો નાદ;
સિંધુ રાગ સરણાઇયું, ઘન જયું ગરજે સાદ. ૩
માગધ જન જય જય કહે, કથા પુરાતન રાય;-
સંભલાવે, રસ શૌર્યનો, વૃદ્ધિવંત જિમ થાય. ૪

---

### ઢાલ ૪૪ મી.

#### કડખાની દેશી.

શૂર રસ પૂર મુખ નૂર આણી ઘણો,
[6]સમર રસ ચાખવા અધિક રસિયા;

---

૧ અગ્નિ ૨ પતંગીઉં. ૩ ભવે થાઓ. ૪ કાઢયો. ૫ યુદ્ધ ભૂમિમાં.
૬ યુદ્ધ.

સુભટ ભટ વિકટમેં હાક વાગી મહા,
બખતરો પેરિયા અંગ કસિયા. શૂર. ૧
દલ સબલ ઉંમટયો સમુદ્ર જયું ઉલટયો,
[૧]ધરણિ ધ્રૂજે હથિયાર પૂજે;
જલધિ[૨] કલ્લોલ ઉત્લોલ અતિ ઉચ્છલે,
કેશરી જયું અરિ પાસ ગુંજે. શૂર. ૨
[૩]ભુજગપતિ શલશલ્યો, ભારથી ખલભલ્યો,
[૪]નગશિખર અડગ પણ પતન થાવે;
ગજઘટા મેઘ જિમ, મદ છટા વરસતા,
પવનગતિ અતિ રતિ અશ્વ આવે. શૂર. ૩
રથ ચલે અકથ શસ્ત્રે ભર્યા સામટા,
ધ્વજ ચમર છત્રવર સરસ સોહે;
ઉડી રેણુ[૫] ઘણી છાઇયો દિનમણી,[૬]
ઋતુ રહિત જાણિયે મેઘ મોહે શૂર. ૪
શબ્દ વર વીર નિર્ઘોષ ત્રંબાલુના,
નાલના નાદ બ્રહ્માંડ ફુટે;
ઉભય દલ આથડે માહો માંહિ લડે,
તીર પડે નીર ધારા અખુટે. શૂર. ૫
[૭]કુંત અસિ ઉલ્લસી મેઘ પુત્રી જિસી,
હલમૂશલ શક્તિ મુદ્દગર [૮]કૃપાણી;
વજ્ર ચક્રે મુદા પટ્ટિસેં વલિ ગદા,
યુદ્ધ અતિ ક્રુદ્ધ શસ્ત્રે વખાણી શૂર. ૬
ભટ મહા રસ ચડયા કાયરા લડથડયા,
ધડપડયા રડવડયા કેઇ પડિયા;
ધીર મહાવીર કેઈ સ્વામિ સતકારને,
પામિ નહિ ખામિ ઇમ સુભટ અડિયા. શૂર. ૭

---

૧ પૃથ્વી. ૨ સમુદ્ર. ૩ શેષ નાગ ૪ પર્વતનું શિખર. ૫ રજ. ૬ સૂર્ય. ૭ ભાલો. ૮ તલવાર.

અસિ છુરી આદિ જયું ભાતિ મીનાકૃતિ,
માંસ કાદવમયી કેશ સ્નાયુ;
દેખિયે જેમ સેવાલ, ભટ ગર્જના,
મેઘની તીર પખ જેમ વાયુ. શૂર. ૮
[1]ઇભિ કલેવર ઇસ્યા જાણો પર્વત જિસ્યા,
રૂધિર જલ જોગિની પાત્ર નાવા;
મનુષ્ય મુખ કમલ સમ અસમ પડિયા તિહાં,
[2]સમર [3]અંભોનિધિ સમ સુહાવા. શૂર. ૯
સ્વામી પરસંશતા, અન્યને નિંદતા,
અસિ લતા રૂહિર પીવાં [4]અતિત્તી;
માંહોમાંહે ભડે, ગજ જિમા આથડે,
એક એકસું ધરી કરિ અમિત્તી. શૂર. ૧૦
બાણુથી જેમ મંડપ ગગન જેહવો,
એહવો ઘોર સંગ્રામ થાતે;
રાય જિતારિના સુભટ નાઠા તદા,
સચિવ કહે સૈન્ય થઇ દૈન્ય જાતે. શૂર. ૧૧
સ્વામિ ! પાછા વલો વિનતિ સાંભલો,
રાય કહે સચિવ તું કેમ ભીરૂ ?
થાય છિ જાય છે ટેક સત્પુરુષની,
જીવવાથી હુવે મરણુ વારૂ ! શૂર. ૧૨
જીતવે જયસિરી પામિયે જગતમેં,
મરણુથી [5]નાકિનારી વરાયે;
ક્ષણિક કાયા જસું છાયા નભ [6]કુસુમની,
મિંત્ત નહિ ચિંત રણુ મરણુ થાયે. શૂર. ૧૩

---

૧ હસ્તિ. ૨ સંગ્રામ. ૩ સમુદ્ર. ૪ અતૃપ્તી. ૫ દેવાંગના. ૬ આકાશ પુષ્પ.

यतः

जिते च लभ्यते लक्ष्मी, मृत्यौ चापि सुरांगना।
क्षणविध्वंसिनी काया, का चिंता मरणे रणे ? ॥ १ ॥

તોહિ પણ મંત્રી સુદર્શનો ઉમ્મહો,
રણ થકી સમ્મુહો નયર ચાલ્યો;
રાય જિતારિ તે કહ્યો અહો ! શું કરે ?
હાસ્ય યોગ્યો અયોગ્યો ન ભાલ્યો. શૂર. ૧૪
સચિવ કહે સ્વામિ ! નવિ પામિ ખામી ઈહાં,
નયરગામી થતાં કાંઇ શોચો;
સૈન્યનો [1]અધિપતિ વૃહ્રપતિ પ્રહરણે,
વજ્ર સૈનિક શૂરા પ્રહ્રા પ્રપંચો. શૂર. ૧૫
ઉગ્ર મહા દુર્ગ[2]જસ સ્વર્ગ ખલુ ઇંદ્રને,
[3]વારણૈરાવણો ધૈર્યવંતો;
એહ અચરજ ભલી જેહ દાનવ થકી,
[4]સંગરે હારિયો હરિ કહંતો. શૂર. ૧૬
ભાગ્ય અતુલિત બલી, કોઈ ન શકે છલી,
પુરૂષનો બલ નહી કાંઇ લેખે;
એમ સંતોષિયો પોષિયો નૃપતિને,
સચિવ સુદર્શને [5]નય વિશેખે. શૂર. ૧૭
નૃપતિ મંદિર ગયો, મુંડિકા સાંભળ્યો,
એહ વૃત્તાંત વલિ નયણ દીઠો;
અહો મુજ કારણે એહ અનરથ થયો,
નારિ કહિ મારિ સરિખી ઉઠ્ઠીઠો. શૂર. ૧૮
જન્મ ધિક માહરો ! ચિંતી મનમેં પરો,
દેવ ગુરુ પ્રણમી ઝંપા કરાયો;

---

૧ ઉપરી. ૨ કિલ્લો. ૩ ઐરાવત હસ્તિ. ૪ સંગ્રામ. ૫ માર્ગ.

જલ હુદમાંહિ તે મહંત સાહસ ધરી,
પડિય જેવે થલ સ્થાન થાયો. શૂર. ૧૯
ધર્મ મહિમા થકી દેવ સાનિધિ કરી,
રત્નમયી ગૃહવરી તેહ માંહિ;
રત્ન સિંહાસને સતીય સીતા પરે,
સુખ થકી બેઠિ સુર જય કરાંહિ. શૂર. ૨૦
પંચ આશ્ચર્ય વર પ્રગટ સુરવર કરી,
મુંડિકા પૂજિ સત્વે અદ્ભૂજી;
ઢાલ સાકર સમી ચાર ચાલીશમી;
જ્ઞાન રવિ ભવિજને ચિત્ત ઘૂઝી. શૂર. ૨૧

### દોહા.

ભાગ્યો રાય જિતારિ તે, જાણ્યું ભગદત્ત જામ;
સૈન્ય સહિત પેઠો ધસી, વાણારસી પુરિ નામ. ૧
શહેર લૂંટીને સામટો, ક્રોધ ભર્યો વિકરાલ;
રાય જિતારી મંદિરે, તુરતજ આયો ચાલ. ૨

---

### ઢાલ ૪૫ મી.

( "હરિ ! યા મન લાગો" એ દેશી. )

રાય મંદિર લૂંટણ ભણી, મુંડિકા લેવણ કાજરે;
સ્વામિજી સસનેહી.
આયો [1]પ્રતોલિ દ્વાર તે, ભગદત્ત જબ નર રાજરે. સ્વા. ૧
શાસન સુરી પ્રગટી તહાં, થંભ જ્યું થંભ્યા અચંભરે; સ્વા.
પામ્યા ચિત્તે, એ શું થયું ! [2]પાદ ભરણ દુરલંભરે. સ્વા. ૨
[3]નભ તલ વિમલપણે મલ્યા, દેવ કહે ઇમ વાણુરે; સ્વા.
[4]ખામો કન્યાને જઇ, તો છૂટે [5]મહિરાણુરે. સ્વા. ૩

---

૧ દરવાજો. ૨ પગ. ૩ આક્રોશ. ૪ ખમાવો. ૫ રાજા.

કોઇ નરે આવી કહ્યો, કન્યાનો વરતંતરે; સ્વા.
સુણિ નરરાયે [1]રભસથી, મદ [2]વિરહિત ભગદત્તરે સ્વા. ૪
ચરણે ચાલી વિનયથી, જાઇ નમ્યો [3]ભૂમીશરે; સ્વા.
રે! કન્યા! ધન્યા! [4]ધરા! ધર્મની અતિ સુજગીસરે. સ્વા. ૫
માત પિતા તુજ વંશને, અહો! સુભગે! શાબાસરે; સ્વા.
ભો! ભગિની! અજ્ઞાનથી, કીધા ફોક પ્રયાસરે. સ્વા. ૬
સત્યવતી! અધિકી રતી, મંદમતિ મેં આજરે; સ્વા.
[5]કૃત અપરાધ સહો સહી, ન કરૂં ફરિ હું અકાજરે. સ્વા. ૭
ઇમિ કહી રાય જિતારિને, તેડયો તુરત તિવારરે; સ્વા.
હાથ જોડી અવનત[6] થઇ, કહે મહા દુખ દાતારરે. સ્વા. ૮
સહનશીલ છો સ્વામિજી! સહન કરો અપરાધરે; સ્વા.
ધર્મ થકી શું નવિ હુવે? મહિમા જાસ અગાધરે. સ્વા. ૯
[7]સેતુ સંસાર સમુદ્રનો, કેતુ[8] કીર્તિ [9]પ્રાસાદરે; સ્વા.
હેતુ[10] નેતુ[11] ભવભવે, ધર્મથી અતિ આલ્હાદરે. સ્વા. ૧૦
કર્મ કાંતાર[12] કૃશાનુ[13] તે, મિથ્યા પ્રમાદ [14]પિહીતરે; સ્વા.
આત્મ સ્વરૂપ પ્રગટ કરે, પવન મરે સુવિહીતરે. સ્વા. ૧૧
જ્ઞાન ગરભ વૈરાગ્યથી, ભવ ઉદ્વિગ્ન થપાયરે; સ્વા.
રાજ્ય સ્વપુત્ર ભણી ભલો, ભગદત્ત ઉદ્યત થાયરે. સ્વા. ૧૨
રાય જિતારિ સુદર્શનો, સુબુધિ સચિવ બુધિવંતરે; સ્વા.
સત્યસાગર સુરીશ્વરા, તસ સમિપે મતિવંતરે. સ્વા. ૧૩
સંજમ સમ સુખ પુંજને, આદરિ હર્ષ ભરેણરે; સ્વા.
કનક ચિત્રા સુદર્શના, નૃપ રાણી હરખેણરે. સ્વા. ૧૪
સચિવ[15] સુપત્ની ગુણવતી, લક્ષ્મીવતી સતિ સારરે; સ્વા.
જિનમતી શુધમતી સાધવી, પાસે મહાવ્રત ભારરે. સ્વા. ૧૫

૧ ઉતાવળ. ૨ રહિત. ૩ રાજા. ૪ પૃથ્વી. ૫ કરેલ. ૬ નીચો નમી. ૭ પાલ. ૮ ધ્વજ. ૯ મહેલ. ૧૦ હિત કરનારો. ૧૧ લઇ જનારો. ૧૨ અટવી. ૧૩ અગ્નિ. ૧૪ ઢાંકનાર. ૧૫ પ્રધાન.

કેઇક શ્રાવક સમકિતી, ભદ્રક મતિ કઇ થાતરે; સ્વા.
જિન મારગ અનુસારિયા, બહુ થયો ધર્મ વિખ્યાતરે. સ્વા. ૧૬
નાગસિરી સારી કહી, કહે મેં નયણે દીઠરે; સ્વા.
એ સવિ વાત પ્રગટપણે, દ્રઢ સમકિત મુજ ઇઠરે. સ્વા. ૧૭
શેઠ કહે સહુ સત્ય એ, સરદહું મન સુખકારરે; સ્વા.
અન્ય નારી પણ ઇમ ભણે, વાંછું અમે ઇણિ વારરે. સ્વા. ૧૮
કુંદલતા કહે અન્યથા, નવિ માનું એ વાતરે; સ્વા.
રાય પ્રમુખ ચિંતે મને, સતને અસત કહાતરે. સ્વા. ૧૯
દુષ્ટા અદૃષ્ટા પૂરવે, એહવી ખલ કોઈ નારરે. સ્વા.
કાક તૃપ્તિ જિમ નવ લહે, વિષ્ટા લવણ નિરધારરે. સ્વા. ૨૦
સમકિત કૌમુદીમેં કહી, ઢાલ એ ચાલિશ પંચરે; સ્વા.
જ્ઞાન સૂરજ ઘટમેં કરો, શાશ્વત સુખનો સંચરે. સ્વા. ૨૧

---

દોહા.

કથા પાંચ પૂરણ હુઇ, હવે છઠી કહું સાર;
અર્હદ્દાસ અરિહંતનો, ધારક ધર્મ તિવાર. ૧
[1]પદ્મિની પદ્મલતા પ્રતે, ભાખે હે ! સુકુલીન !
બોધિ બીજ શિવ તરૂ તણો, કારણ કહો પ્રવીણ ! ૨
ઉદિતોદય મંત્રી વલી, રૌપ્યખુરો પણ તેમ;
એકમના થઇને સુણે, ધારી અતિશય પ્રેમ. ૩
અહો ! ધન્ય ! રજની[2] જિણે, એહ [3]અપૂરવ વાત;
શ્રવણે સુણિયેં ચિંતવે, શેઠ સુનારી સુજાત. ૪
પદ્મલતા કહે [4]પિયુ ભણી, કહુ કથા [5]અભિરામ;
સાવધાન[6] થઇ સાંભલો, અંગ દેશ ઇતિ નામ. ૫

---

૧ સ્ત્રી. ૨ રાત્રિ. ૩ પૂર્વે ન મળેલ ૪ પતિ. ૫ મનોહર.
૬ હુંશીયાર થઇ.

## ઢાલ ૪૬ મી.

( "આથેરા મેવાડા મારા" એ દેશી. )

ચંપાપુરિ તિહાં સુરપુરી સમ અતિ દીપતીજી,
લંકા થઇય સશંક સદગુણ પૂરેરે,
સ્વામિજી ! સુણો મુજ વાતડીજી;
કરિ ઝંપા સમુદ્રમેં, નરપતિ સુરપતિ સારિખોજી,
ધાડી વાહન અતિ વંક. સ. ૧
પદમાવતી સતી રતિ રંભાસમ શોભતીજી,
રાણી રાયની જાણ; સ.
તિણપુર શેઠજી વૃષભદાસ વસે ગુણ નિલોજી,
શિરવહે જીનવર આણ. સ. ૨
ભારજા ગુણવતી નામથી પદ્માવતી અછેજી,
પુત્રી પદ્મસિરી તાસ; સ.
અપર શ્રેષ્ઠીબલિ [1]ગલિ સમ બુધમત રંગમેંજી,
રંગાણો બુધ દાસ. સ. ૩
બુધ દાસી પ્રિયતમા બુધસિંહ સુત સહુ એક મતેંજી,
કામદેવ તસ મિત્ત; સ.
એક દિન બુધસિંહ [2]રૂપરેહ [3]રતી આગલીજી,
પદમસિરી નિરખંત. સ. ૪
શ્યામા યૌવનશાલી, મધુર વચનવાળી બાળીનેજી,
બાલ [4]મરાલની જેમ; સ.
ગતિ અતિ મંથર સ્તન [5]મત્ત [6]ઇભ કુંભ સારિખાજી,
[7]બિંબોષ્ટી ગલ તેમ; સ. ૫
વદન [8]શશાંક જ્યું નેત્ર કમલદલ પાંખડીજી,
નાશા કીર જ્યું ચંચ; સ.

૧ ગલીના રંગ જેમ. ૨ રૂપરેખા. ૩ રતિમાં. ૪ હંસ. ૫ મદોન્મત્ત. ૬ હાથી. ૭ રાતા ઓઠવાળી. ૮ ચંદ્ર.

[1]કૃશોદરી ગુણભરી, સુંદરી રૂપે મોહિયોજી,
ઘર આઇ કરે પરપંચ. સ. ૬
વચન ભોજન તજ્યા, ચિંતા પરાયણ દેખિનેજી,
જનની મનનીરે વાત; સ.
પૂછે કારણ શું છે? ભાખો ન રાખો અંતરોજી,
તવ બુધસિંહ કહાત. સ. ૭
છોડી લજ્જા મુજ, [2]ભજ્જા પદમસિરિ જો મિલેજી,
જીવિત સફલ ગણુંત; સ.
સુણિ બુધદાસને-સ્વામિને સુતની વાતનેજી,
પ્રગટ કરી પ્રભણુંત. સ. ૮
પિત્ર સુણી પુત્રને, કહે શું વૃથા કરો હુંસનેજી,
મદ્ય [3]માંસાશી અક્ષ; સ.
ચાંડાલ સમ ગિણે, તિણે કિમ આપે પુત્રિ કાજી,
અશક્ય ઇચ્છા એહ તુજ્ઝ. સ. ૯
જસ સમચિત્ત વિત્ત જાતિ કુલ વય [4]સામ્યતાજી,
મૈત્રી ભાવ ભજંત; સ.
કન્યા [5]સંબંધ તિમ, અણુ સરિખે ન હુવે કદાજી,
કરત અપ્રીતિ લહંત. સ. ૧૦
બુધસિંહ સુત કહે, શું ઘણું કહેવે? તે વિનાજી,
પ્રાણ તજું હું અવશ્ય; સ.
સુણી પિતા મન ચિંતા, કરતો, વિષમગતિ કામનીજી,
સુરઅસુરાં કર્યાં વશ્ય. સ. ૧૧
[6]ગુરુ જન [7]ગુરુપણું, મન નિશ્ચયપણું ત્યાં લગેજી,
વિદ્યાવિચાર વિવેક; સ.

---

૧ નાના પેટવાળી. ૨ સ્ત્રી. ૩ મદ્ય માંસ ભક્ષી. ૪ સરખા.
૫ લગ્ન-જોડાણ-મિલાપ. ૬ મોટા માણસ. ૭ મોટાપણું.

હૃદયે [1]નયણુ બાણુ, મર્મ વેધી વીંધ્યા નહિંજી,
સદગુણુ લોપે વિશેષ. સ. ૧૨
સમુદ્ર તરણુ ભુજ,–કુપિત [2]ભુજંગમ જીપવોજી,
સુલભ પણુ દુર્લભ; સ.
મૂરખ ચિત્ત તણો જય કરવો સુલભ નહીંજી,
ચિંતે [3]જનક અવિલંબ. સ. ૧૩
અતિ ઘણો આગ્રહ, નિરખી સુતનો જનક ભણેજી,
ધીરજથી ઇહ કામ; સ.
કરશું ધીરજ ધરો, ઇમિ કહી કપટ કોઠાર તે જી;
મુનિ યશધર ગુરુ નામ. સ. ૧૪
કુટુંબ સહિત સહું, શ્રાવક મત અંગી કર્યોજી,
પૌષધ શાલ વસંત; સ.
શેઠ વૃષભદાસ, સાથે પ્રીતિ ઘણી કરીજી,
સગપણુ સ્વામિ ગણુંત. સ. ૧૫

યતઃ

ददाति प्रतिगृह्णाति, गुह्यमाख्याति पृच्छति ।
भुंक्ते भोजयते चैव, षड्विधं प्रीतिलक्षणं ॥ १ ॥

અન્ય દિન શેઠજી, બુધ સુકુટુંબ તેડિયોજી,
નિજઘર ભોજન કાજ; સ.
મુખ શુદ્ધિ કરી, બુધ,–દાસ યાચી તસ પુત્રિકાજી,
પુત્ર નિમિત્ત શુભ સાજ. સ. ૧૬.
શેઠ સુણી નિજ મંન, અહો ધન્ય એ જીણેજી,
મિથ્યા મત પરિહાર, સ.
ચિંતી કહે ધન્ય ! મુજ પુત્રી વર ધાર્મિકોજી,
મલિયો મુજ ઇણુવાર. સ. ૧૭

૧ આંખ. ૨ સર્પ. ૩ પિતા.

કહિ શુભ દિન લહી; પાણીગ્રહણ કરિને વલ્યોજી,
મન હરખ્યો બુધદાસ; સ.
ચિંતે દુષ્કર પણ સુકર થયું મુજ ભાગ્યથીજી,
સફલ થયોરે પ્રયાસ. સ. ૧૮
પદ્મસિરી [૧]વધૂ લઇ નિજ ઘર ભણી આવિયોજી,
છિતાલિશ વર ઢાલ; સ.
થઇ કહિ જ્ઞાન રવિ, ભવિ મ–કરો માયા તુમેજી,
જેહથી હોય જંજાલ. સ. ૧૯

દોહા.

ઘર આવી બુધસિંહ તે બૌધ ધર્મ સેવંત;
પુનરપિ[૨] પ્રથમ પરે વલી, જૈન ધર્મ છોડંત. ૧
પિતા પદ્મસિરીને સુણ્યું, દેખ્યું તસ આચાર;
અહો! કપટ કરિ ધુતિયો[૩] મુજને ઇણ નિરધાર. ૨
ખેદ લહ્યો મનમેં ઘણો, દુઃખ પણ સહ્યો ન જાય;
બલવંતી [૪]ભવિતવ્યતા, [૫]કિણહી કલિ ન શકાય. ૩
સમજી મન સંતોષથી, શેઠ વસે સુખમાંહિ;
ઇણ અવસર બુધદાસનો, પદ્મસિંહ ગુરુ ત્યાંહિ. ૪
આવ્યો [૬]આડંબર ઘણે, ભાખે તવ બુધદાસ;
[૭]સૌગત મત સબ ધર્મમેં, વહુઅર! જાણો ખાસ. ૫
બૌધ યોધ સમ ધર્મની, [૮]હોડ કરે નહિ [૯]અન્ય;
તે માટે અંગીકરો, પદ્મસિંહ ગુરુ ધન્ય! ૬

૧ વહુ. ૨ ફરી. ૩ ઠગ્યો. ૪ ભાવી. ૫ કોઇથી. ૬ ઉપરનો ડોળ. ૭ બૌદ્ધમત. ૮ સરખામણી. ૯ બીજા.

### ઢાળ ૪૭ મી.

( "ગોપીચંદ લડકા જોગી હોજારે, તજ દે રાજને." એ દેશી.)

[1]શ્વશુર વચન વલિ પતિ તણા સરે, સાંભલિ તામ કહંત;
પદમસિરી જિણુ માર્ગને સરે, તજી ઉનમાર્ગ ન ભજંત.
મુજ મન શાસન જિન વિના સરે, [2]અપર નવિ પ્રવિશંતરે. ૧
હો સુણો પ્રીતમજી! સૌગત મત મુજ મન માને નહીં,
હો સુણો વાલમજી! અરિહંત મન હૃદયે વસિયો સહી. ૨
ગુણ ભરિયા ગુરુ જૈનથી સરે, દેવગુરુ પ્રતિપન્ન;
ધર્મરુપ ધન સંગ્રહ્યો સરે, દઢ સમકિત મુજ મંન.
કલ્પવૃક્ષ છોડી કરી સરે, બાવલ બાથ ન મન્નરે. હો સુ. ૩
શુદ્ધ ધર્મની ટેકને સરે, જે છોડે મતિહીન;
તેહને છોડે સુખ [3]સિરી સરે, [4]ભ્રમત ભવે દુખદીન;
ચક્ર [5]ચઢિત [6]મૃત પિંડ[7] જ્યું સરે, અનઘન વિણુ
મિસકીનરે. હો. ૪
ટેક ધર્મ નિર્વાહતાં[8] સરે, તૃણુવત[9] માનું પ્રાણ;
[10]સ્વહિત કરૂં ન ધરૂં મને સરે, મૂરખ જન વચ બાણ;
બખતર વર જિન બાણુનો સરે, ધર્યો તનુ[11] દઢ જાણુરે હો. ૫
[12]નિર્ભય બોલ એ સાંભળી સરે, પદ્મસિરીના તામ;
મૌન રહ્યા સહુ તિણુ સમે સરે, અવસર ઉચિતજ જામ;—
આવે તબ સમજાવશું સરે, ઇમ જાણી તિણુ ઠામરે. હો. ૬
પદ્મસિરીના અન્યદા સરે, માતપિતા શુભ ધ્યાન;
કાલ કરી સુરી સુરવર[13] થયા સરે, પદ્મશ્રી સુણિ ધ્યાન;
તસ દુઃખે દુખ જલનિધિ[14] સરે, [15]ઉલટયો મન [16]અસમાનરે
હો. ૭

---

૧ સસરો. ૨ બીજો. ૩ લક્ષ્મી. ૪ ભમે. ૫ ચડેલ. ૬ માટી. ૭ ગોળો. ૮ નિભાવતાં. ૯ તૃણુ તુલ્ય. ૧૦ પોતાનું હિત. ૧૧ શરીર. ૧૨ ભય રહિત ૧૩ દેવતા ૧૪ સમુદ્ર. ૧૫ ઉછળ્યો. ૧૬ ઘણો-અત્યંત.

[1]જનની [2]જનક વિયોગથી સરે, અતિ દુઃખભર દિલગીર;
તે અવસર પામિને સરે, શ્વશુર[3] કહે જિમ તીર[4];
વેધક વચન બહુ સુણો સરે, મમ ગુરુ ગ્યાને ધીરરે હો. ૮
પિતર[5] તુમારા અરણ્યમેં[6] સરે, મરિ મૃગ જન્મ લહંત;
બુદ્ધ શુદ્ધ વિણુ ધર્મથી સરે, પશુ ભવ પામિ ભમંત;
મહા જ્ઞાની ઇમિ અમ ગુરુ સરે, ભવભવ વાત કહંતરે હો. ૯
એવા જ્ઞાની ગુરૂ ભણી સરે, ઉવેખો વહુ કેમ ?
દેખ્યો શું જિન ધર્મમેં સરે, મહાંમલ મલિન ન ખેમ;
સુણિ પદ્મા ક્રોધે કરી સરે, ભરિ નખ શિખ, ગત પ્રેમરે હો. ૧૦
પણ ચતુરા ચિત જાલવી, સરે કહે અહો ! મુજ અજ્ઞાન;
એવા જ્ઞાની ગુરૂ નહીં સરે, આદર્યા એ ગત ભાન;
ગુરૂ કરિ હવે વ્રત આદરૂં સરે, સેવું થઈ એક તાનરે હો. ૧૧
હઠ છોડચો જુઠો સહી સરે, આજ થકી મેં લીધ;
ગુરૂ સાચા કાચા નહીં સરે, બોધ ધર્મ આરાધ;
સુણિ સહુ મન આનંદિયા સરે, બહુ સમજી [7]નિર્બાધરે હો. ૧૨
એક દિવસ બુધ [8]યતિ ભણી સરે, ઘણી ભક્તિ કરિ તાસ;
ભોજન નિમિતે તેડિયો સરે, આયો અતિ ઉલ્લાસ;
મહો આદર કરિ નિજ ઘરે સરે, બેસાડચો બુધદાસરે. હો. ૧૩
પદ્મશ્રી પણ કપટથી સરે, વાંદો પૂજ્યો છેક;
[9]મહાનસ બેઠી રસવતી સરે, કરતી પદમા એક;
[10]પાદત્રાણુ દાસીથકી સરે, મંગાવ્યાં સવિવેકરે. હો. ૧૪
[11]ગુપ્તપણે આચાર્યનો સરે, મોળી સૂક્ષ્મ કીધ;
[12]ખંડ કરીને શાકમેં સરે, નાખીને તસ દીધ;
રસવતી સુંદર સરસ તે સરે, જિમ [13]પ્રશંસે પ્રસિદ્ધરે. હો. ૧૫

૧ માતા. ૨ પિતા. ૩ સસરો. ૪ બાણ, ૫ માત પિતા. ૬ જંગલમાં. ૭ સુખ. ૮ સાધુ ૯ રસોડું. ૧૦ પગરખું. ૧૧ છાનીરીતે. ૧૨ કટકા. ૧૩ વખાણે.

ગંધ વિલેપન ચંદને સરે, તાંબૂલાદિક તામ;
આપી સત્કાર્યો ઘણો સરે, જાવણ લાગો જામ;
પાદત્રાણ ઈક નવિ જડે સરે, ઘણું શોધ્યું બુધસ્વામરે. હો. ૧૬
ક્યાંહિ ન દીઠું પૂછતો સરે, [1]ચેટીને તિણવાર;
કહે ચેટી જાણું નહીં સરે, મચિયો સોર અપાર;
પદમસિરી સુણિ આવિને સરે, અવસર [2]ઉચિત વિચાર હે હો. ૧૭
હવે પદ્મસિરી જે કહે સરે, સડતાલિશમી ઢાલ;
જ્ઞાનરવિ કહે સાંભલો સરે, આગલ થઈ ઉજમાલ;
મિથ્યા અભિમાને કરી સરે, હુવે જુઓ [3]જંજાલરે હો. ૧૮

દોહા.

કહે પદ્મા કિમ નવિ જડે ? પાદત્રાણ ઇણિવાર;
એવા જ્ઞાની ગુરુ ગુણી ! કહે ભવ ભવ [4]વિસ્તાર ! ૧
[5]લૌતાચાર કહે સહિં, [6]એતાદૃશ તુમ જ્ઞાન;
કહે પદ્મા નિજ [7]જઠરગત, નવિ જાણો અજ્ઞાન ! ૨
જાણિ કેમ મમ પિતુ[8] ગતિ ? સુણિ ચમકયો નિજ ચિત;
[9]વમન [10]વિરેચ પ્રયોગથી, ચર્મ ખંડ અપવિત્ત. ૩
દેખી અતિ લજ્જિત થયો, ગયો તે આપણ ઠામ;
પદ્મસિંહ બુધદાસને, કહે માઠું કર્યું કામ? ૪
લાજ ઘટાવી માહરી, ધીઠ દુષ્ટ પાપીષ્ઠ;
તુજ ઘર લાયક એ નહીં, દેખી ધર્મ કલીષ્ટ ૫
કપટ સિંધુ તુજ સુત [11]વધૂ, સુણિ કોપ્યો બુધદાસ;
પુત્ર સહિત વર્ખ્યું ઘર થકી, કાઢી કટુ વચ ભાષ. ૬

૧ દાસી ૨ યોગ્ય ૩ દુઃખ. ૪ વાત ૫ પૂર્વે થઈ ગએલ વાત. ૬. એવું. ૭ ઉદર. ૮ પિતા. ૯ ઉલટી. ૧૦ જુલાબ ૧૧ પુત્રવધુ

ઢાળ ૪૮ મી.

("ધર્મ આરાધિયે એ" એ દેશી.)

[1]દંપતિ નીકલીં ઘર થકીં એ, [2]જંપતિ પતિ ભણી ભાષ;
પદમસિરી ઇમ કહે એ, વૃદ્ધ માતા ગૃહ ચાલિયેંએ;
સ્વામિ સુણો અરદાશ. પ. ૧
કહે બુધસિંહ [3]શ્યામા સુણો એ, એહ અવસ્થામાંહિ; પ.
[4]વ્યાઘ્ર [5]ગજેંદ્ર સેવિત વને એ, વર વસવું ઉચ્છાંહિ. પ. ૨
પત્ર ફ્લાદિક આહારવું એ, તૃણ શય્યા શયનીય; પ.
વલ્કલ[6] વસ્ત્ર ધરણ વરૂ એ, સુંદર મરણ કહીય. પ. ૩
પણ નહિ સ્વજન ઘરે ભલુંએ, વસવું વેલિ પુરમાંહિ; પ.
તે ભણી પરભૂમિ વિના એ, સુદરી! શ્રેય ન ક્યાંહિ. પ. ૪
એમ [7]સિદ્ધાંત કરી તદા એ, ચાલ્યા, દંપતિ તેહ; પ.
બુધસિંહ બુધ ધર્મી ખરો એ, પણ શ્યામા ઉપર સ્નેહ. પ. ૫
ગામ બાહિર આવ્યા યદા એ, ધરિ ધીરજ નિજ ચિત્ત; પ.
હોય સારથવાહ તેહને એ, મિલિયા તદા વિણ વિત્ત. પ. ૬
તસ સાથે આવી વસ્યા એ, [8]પાંથશાલે ધરિ હર્ષ; પ.
મન ચિંતે એ શાહનો એ, સાથ મિલ્યો ઉત્કર્ષ. પ. ૭
પદ્મસિરીની દેખિને એ, રુપસિરી ચલ ચિત્ત; પ.
થયો બિહુનો નિજનિજમને એ, ચિંતે એ નારીં પવિત્ત. પ. ૮
[9]અપરશેઠ બુધસિંહનો એ, દોય તણો કરીં ઘાત; પ.
રતિ રુપા અંગિકરી એ, વિલસું વિષય એ સંઘાત. પ. ૯
ઇમિ કુબુદ્ધિ ચિંતી તદા એ, વિપ મિશ્રિત અન્ન લેય; પ.
બુધસિંહ બોલાવી કરી એ, ભોજન કરણ કહેય. પ. ૧૦
નારી વારિત પણ તિહાં એ, બેઠો ભોજન કાજ; પ.
ખાંતથી ખાતા પરસ્પરે એ, પોંહોતો ઘર યમરાજ. પ. ૧૧

૧ સ્ત્રી ભર્તાર. ૨ કહેતી ૩ સ્ત્રી. ૪ વાઘ. ૫ હસ્તિ. ૬ વૃક્ષની છાલ. ૭ નિશ્ચય. ૮ તણુ ૯ બીજો.

શેઠ તિમ બુધસિંહજી એ, મૂર્છાગત ગતચેષ્ટ; પ.
[1]ધરણી [2]તલ ધસકી પડ્યા એ, શાખિ જ્યું શાખ યથેષ્ટ. પ. ૧૨
નિજ સ્વામી પામી દશા એ, મરણ તણી તિહાં દેખ; પ.
શોકાકુલ રુદતી સતી એ. દુખ ન ખમાય વિશેષ. પ. ૧૩
કર્મ ઉદય કેવો થયો એ, હે હે દેવ ! અચિંત; પ.
શું કરું ? ક્યા જાઉં ? હવે એ, એ થયું અતિ વિપરીત. પ. ૧૪
[3]શ્વશુરે કાઢી ઘર થકી એ, માતપિતા પરલોક; પ.
આય બેઠી વનમેં ઈહાં એ, ઉલટ્યો દુખનો થોક. પ. ૧૫
તેહ તજી ગયો નાહલો એ, હવે કેનો આધાર ? પ.
છાતી ફાટે દુખ થકી એ, મૂકે અતિય પુકાર. પ. ૧૬
યૂથ ભ્રષ્ટ જિમ હરણુલી એ, જલ વિણુ જેવું મીન; પ.
પંખ વિહુંણો પંખિયો એ, તિમ પતિ વિણુ સતી દીન. પ. ૧૭
પદ્મસિરી [4]પિયુ પિયુ કરે એ, બોલ દિયો ઇકવાર; પ.
જિમ જિમ પતિ બોલે નહીં એ, તિમ તિમ દુઃખ અપાર. પ. ૧૮
[5]શેષ રાત્રિ [6]વ્યતિક્રમ કરે એ દુખભર ભરિ તેહ નાર; પ.
દેખિ પ્રભાતે કોઈનરે એ, બુધદાસનેં તિણ વાર. પ. ૧૯
તુજ [7]સુત મૃત પડ્યો બાહિરે એ, સહસા સાંભલી વાત; પ.
વજ્રાહત આવ્યો તિહાં એ, લેઇ કુટુંબ સંઘાત.' પ. ૨૦
અડતાલીશમી ઢાલમેં એ, પદ્મસિરી બહુ દુંખ; પ.
જ્ઞાન સૂરજ ઉદયેં થયું પણ સત્યથી હોસે સુખ. પ. ૨૧

---

દોહા.

શોક સમુદ્ર [8]નિમગ્ન તે, ચલિ આયો બુધદાસ;
[9]શબવત્ સુત નિરખ્યો તિહાં, હુવો અધિક ઉદાસ. ૨

---

૧ પૃથ્વી. ૨ તળિયુ. ૩ સસરો. ૪ પતિ. ૫ બાકી રાત્રિ. ૬ ગાળે. ૭ પુત્ર. ૮ બુડેલ. ૯ મુડદાવત્.

નગર લોક બહુલા મિલ્યા, ધરિ મન બહુલો દ્વેષ;
બુદ્ધદાસ પદ્મા ભણી, ભાખે ઈમ ઉદ્દેશ. ૨
રે ! શાકિની ! તું ડાકિની, પાપિણી માર્યો મુજ;
સુત વલિ સારથવાહને, ભક્ષ કરણ અવિલુજ. ૩
કિંબહુના મમ પુત્રને, કર તું [1]સજીવન આજ;
નહિતો [2]નિગ્રહ તાહરો, કરશું ! કહું [3]ગત લાજ. ૪
ઈમ કહિ [4]કરુણ સ્વરે રુએ, [5]વિલવે જેમ [6]અનાથ;
પદ્મસિરી સુણિ એહવું, ચિંતે નિજ મન સાથ.
મુજ પૂરવકૃત કર્મનો, ઉદય થયો [7]અનિરોધ;
[8]લિખિત લેખ [9]લંઘાય નવિ, [10]સુર [11]નરપતિ [12]અતિયોધ. ૬

---

ઢાળ ૪૯ મી.

દેશી ઝુંબખડાની.

સતિ મન અતિ ધીરજ ધરીરે, ચિંતે ચિત્ત મિંઝાર;
જુઓ ગતિ કર્મની.
કલંક અસત મુજ ઊપરરે, આઇ ચડયો ઇણ વાર. જુ. ૧
ધર્મ સહાયી ઇણ સમેરે, મારે કોઈ ન અન્ય; જુ.
ઇમ કહિ કરિ નિજ અંજલીરે, કોશીકત મતિ ધન્ય. જુ. ૨
[13]અહોનિશ જો મુજ મન વસે, કમલ વને જ્યું સુગંધ; જુ.
[14]ભુવનગુરૂ ગુરૂ ધર્મનોરે, ગુરૂ મહિમા પ્રબંધ. જુ. ૩
ધર્મ પતિવ્રત આહરોરે, અખંડ છિ મમ શીલ; જુ.
વ્રત પચખાણ અબાધ છિરે, આજ લગણ અતિ હીલ. જુ. ૪

---

૧ જીવ સહિત ૨ નાશ. ૩ છોડી. ૪ કોમળ. ૫ વિશેષે રૂદન કરે. ૬ નિરાધાર. ૭ વાળી ન શકાય તેવો. ૮ લખેલો. ૯ ઉલ્લંઘાય. ૧૦ દેવ. ૧૧ રાજા. ૧૨ લડવૈયો. ૧૩ રોજ. ૧૪ તિર્થંકર.

તો અહો ! શાસન દેવતે રે, પતિ વલિ [1]શાર્થપ એહ; જુ.
જિમ જીવતર સહુ દેખતાંરે, લહે તિમ કરો કહ્યું એહ. જુ. ૫
ઈમ કહિને તત્ક્ષણ તદારે, કહે ઉઠો ધરિ ટેક; જુ.
કિમ સૂતા ? જાગી જુવોરે ! ફરસ્યા કરશું વિવેક. જુ. ૬
આસન કંપ થયો તદારે, જલ જ્યું [2]શશિ પ્રતિબિંબ; જુ.
અવધિ જ્ઞાને જાણિયુંરે, આવી તિહાં [3]અવિલંબ. જુ. ૭
શાસનસુરિ એ મત હુવોરે, સતી વચ [4]અલિક કિ વાર ! જુ.
ચિંતીને બિહું જણ તિહાંરે, ઉઠિ બેઠા તિવાર. જુ. ૮
પુષ્પવૃષ્ટિ દેવે કરીરે, પદ્મસિરી શિર જામ; જુ.
ધન્યવાદ ધ્વનિ [5]અંબરેરે, કરતા નાચે તામ. જુ. ૯
[6]નાગરજન બુધદાસને રે, દેખિ વિશેષ અચંભ; જુ.
થિતી જુઓ ધર્મની.
[7]અસંભવ [8]સંભવિયુ ઇહાંરે, સહુ ચિત્ત [9]ગતદંભ. થિ. ૧૦
[10]શત સંખ્યા જન શૂરકેરે, [11]સહસજને વિદ્વાન; થિ.
લક્ષજને વક્તા મિલેરે, કોટિ નરે દતદાન થિ. ૧૧
વિદ્યા થકી પંડિત નહીરે, રણ [12]નિર્જિત નહિ શૂર; થિ.
નહિ વક્તા વાચાલતારે, દાતા ન અનધન પૂર. થિ. ૧૨
ઇદ્રિય જય કરે શૂર તેરે, પંડિત ધર્મ ધરંત; થિ.
વાચાલ વક્તા સત્યનોરે, દાયક અભય મહંત. થિ. ૧૩
શૂર પડિત વક્તા વલીરે, દાયક જ્ઞાયક સર્વ; થિ.
ગુણ [13]ગણના ન થઈ શકેરે, પદ્મસિરી નિપાર્વ. થિ. ૧૪
નૃપ પરસુખ પરિષદ કહેરે, મનહર રૂપ આરોગ્ય; થિ.
ગુણિ [14]સુત [15]કાંતા સૌભાગ્યનીરે, બહુજન માન્યતા યોગ્ય. થિ. ૧૫

૧. સાર્થવાહ. ૨ ચંદ્ર. ૩ ઉતાવળી. ૪ અસત્ય ૫ આકાશ. ૬ નગરીના લોક. ૭ ન થવાનું. ૮ થયુ. ૯ ઢોગ મૂકીને. ૧૦ સો. ૧૧ હજાર. ૧૨ જીતેલ. ૧૩ સખ્યા. ૧૪ પુત્ર. ૧૫ સ્ત્રી.

શુભમતિ સંપતિ કીર્ત્તિનેરે, [1]વિદુષ ગુરુ સંયોગ; થિ.
ધર્મ વિના નવિ પામિયેરે, ઇષ્ટ વસ્તુનો યોગ. થિ. ૧૬
ઇમ અતિ નતિ–[2]શ્રુતિ નૃપ કરીરે, ધારી મન સંવેગ; થિ.
નયવિક્રમ નિજ [3]તનયનેરે, થાપી રાજ્ય સુવેગ. થિ. ૧૭
ધારી વાહન [4]ભૂધવ બહુરે, જન [5]સહ [6]મહ ઉછરંગ; થિ.
સૂરીશ્વર વર યશ ધરુરે, પાસ લિય વ્રત ચંગ[7] થિ. ૧૮
બુધદાસ બુધસિંહાદિકારે, શ્રાવક વ્રત પ્રતિપન્ન; થિ.
નૃપ [8]મહિષી પદ્માવતીરે, પદ્મસિરી વર મન્ન. થિ. ૧૯
બીજી પણ નારી ઘણીરે, શ્રમણી સરસ્વતી પાસ; થિ.
ગ્રહી દિક્ષા શિક્ષા વહેરે, ગુરુકુલ વાસ ઉલાસ. થિ. ૨૦
નિરતિચાર ચારિત્રનેરે, પાલી કેઈ [9]અપવર્ગ; થિ.
પામ્યા કરિ આરાધનારે, [10]વામિ વિરાધના સર્વ. થિ. ૨૧
જ્ઞાનરવિ ભાખી ભલીરે, ઢાલ [11]એગુણપંચાશ; થિ.
પદ્મલતા કહિ વાત એરે, સમકિત કૌમુદી રાસ. થિ. ૨૨

દોહા.

પદ્મલતા [12]ભરતા ભણી, ભાખે નયણે દીઠ;
તિણથી સમકિત થિર થયો, મિથ્યામતિ [13]અનીઠ. ૧
શેઠ કહે સુણ સુંદરી, તુમ અનુભવિયું જેહ;
ભાખ્યું તે હું સત કહું, જેમાં નહિ સંદેહ. ૨
[14]કાંતા કહે તિમહિજ [15]અપર, કુંદલતા કહે જુઠ;
[16]મહિપતિ પ્રમુખ મને કહે, એ નારી અતિ દુઠ. ૩
દુર્જન ઉત્તમ જન ભણી, દેખી કોપે મંદ;
નિષ્કારણ વૈરીપણું, કરતો ખલ દુખ કંદ. ૪

૧ વિદ્વાન. ૨ નમસ્કાર–સ્તુતિ ૩ પુત્ર. ૪ રાજા. ૫ સહિત. ૬ મોટા. ૭ સુંદર. ૮ પટરાણી ૯ મોક્ષ ૧૦ તજી. ૧૧ ઓગણપચાસ. ૧૨ પતિ–સ્વામી. ૧૩ અનિષ્ટ ૧૪ સ્ત્રી. ૧૫ બીજીઓ. ૧૬ રાજા.

દુર્જન સજ્જન પટંતરો, પ્રગટપણે દેખાય;
[1]કૃષ્ણ [2]કાક સહુ જાણિયે, [3]ઉજ્વલ હંસ કહાય. ૫
કસ્તુરી વલિ હીંગનો, ઉત્તમ અધમ સ્વભાવ;
જિમ નહિ છોડે એહ પણ, તિમ ચિંતે નૃપ [4]તાવ. ૬

---

ઢાલ ૫૦ મી.

(ભવિયાં નૃપની બેટી ગુણની પેટી ખંતશુંરે લોલ એ દેશી.)

ભવિયાં! અરહદાસ ઇતિ [5]નિરમલ મતિથી, ઇમ કહેરે, લોલ.
કામિની કનકલતાને લો.
ભ. ભામિની ભાખો, સમ સુખ ચાખો; અંતરે રે લો.
સમકિત ગુણ થિરતાને લો. ૧
ભ. સમકિત ચિત્ત પ્રાપણ, તેહનું કારણ કહો કથીરે લો.
કનકલતા કહે તેહવે લો.
ભ. દેશ અવંતી ત્યાં જયવંતી નામથીરે લો.
ઉજયની પુરી કહેવે લો. ૨
ભ. સુંદર નયરી, જીત્યા વયરી, [6]વૃંદનેરે લો.
ખાંગે [7]ત્યાગે દીપે લો;
ભ. નરપાલ ભૂપાલો, [8]કટક [9]વિશાલો, તેહનેરે લો.
રૂપે રતિરે જીપે લો. ૩
ભ. મદન જ વેગા, ગુણ [10]એરેગા, સુંદરીરે લો.
રાણી નૃપ બહુ માને; લો.
ભ. સચિવ ચંદ્રપ્રભ, બુદ્ધિ સમ શશિપ્રભ, નિર્મલીરે લો.
તેહની સોવન વાને લો. ૪
ભ. સોભા નારી બહુ ધન ધારી, શેઠજીરે લો,
સાગરદત્ત ઈતિ નામે લો.

---

૧ કાળો. ૨ કાગડો. ૩ શ્વેત. ૪ ત્યારે. ૫ સ્વચ્છ. ૬ સમૂહ. ૭ દાન. ૮ સૈન્ય. ૯ ઘણો. ૧૦ અધિક.

ભ. સાગરદત્તા નિજપતિ રત્તા, પુત્ર છે રે લો,
નામે ઉભય સુકામે લો. ૫
ભ. પુત્રી જિનદત્તા, યૌવન[1]પત્તા, જાણિનેરે લો,
કૌશાંબી પુરી વાંસી લો;
ભ. જિનદત્ત સુશ્રાવક, ધર્મ પ્રભાવક, [2]વ્યાહિયોરે લો,
શેઠ સુતા ઉલ્લાસી લો. ૬
ભ. જિનદત્તા [3]વધૂ, સહ નિજ બંધુ, લેઇનેરે લો,
જિનદત નિજપુર આયો. લો.
ભ. ધર્મ કર્મ કરે [4]દંપતિ, અતિય સુસંપથી, રેલો;
પૂરવ પુન્ય ઉપાયો લો. ૭
ભ. શેઠ તણો સુત, ઉભય વ્યસન રત, અતિ થયોરે લો,
વ્યસની [5]વિટલ સંગતથી; લો.
ભ. ચોરી પરનારી, મહા દુખકારી, અકાજનેરે લો,
[6]ગજ જિમ વિણુ અંકુશથી; લો. ૮
ભ. ઉચ્છૃંખલ ફરતો, શંક ન ધરતો, કોઈનીરેલો,
પુરમા તે ગત શરમા; લો.
ભ. માતપિતુ એકાંતે, બહુ બહુ ભાંતે, હિતે રેલો,
શીખદે પણ [7]બહુકરમા. લો. ૯
ભ. [8]દુર્વ્યસન ન છંડે, કુલ ક્રમ ખંડે, તે ઘણો રેલો,
એક દિન ચોરી કરવા; લો.
ભ. રાત્રી સમયમાં, કિણુહિક ઘરમાં, પેશિનેરે લો,
પરદ્રવ્ય હાથ હરવા. લો. ૧૦
ભ. યમદંડ ફિરતો, રક્ષણુ કરતો, શહેરની રેલો,
[9]તલવર ત્યાં કણુ એહવે; લો.
ભ. આયો તવ ચાલી, નયણે ભાલી, [10]ખાત્રનારે લો.
મુખથી નીકળ્યો જે હવે. લો. ૧૧

૧ પ્રાપ્ત. ૨ પરણાવીઓ. ૩ સ્ત્રી. ૪ સ્ત્રી ભરતાર. ૫ વટલેલ. ૬ હસ્તી. ૭ ભારે કર્મી. ૮ ખરાબ વ્યસન. ૯ કોટવાલ. ૧૦ ચોરી કરવા પાડેલું બાકું.

ભ. પકડયો [1]કાઠો, જે બહુ માઠો, ઉભય તેરે લો.
દેખિ ઓળખી ચિત્તે; લો.
ભ. અહો! શેઠ તણો [2]સુત! એવું અકૃત, એ કરેરે લો.
[3]તસ્કર [4]ગણ પણ જીતે લો. ૧૨
ભ. શેઠની [5]લજ્જા, બહુ જસ માજા, જાણિનેરે લો.
ફિરિ મત કરજે કહિને; લો
ભ. મૂકયો કોટવાલે, નેહ સંભાલે, તાતનોરે લો.
ચાલ્યો ઉભય વહીને, લો. ૧૩
ભ. [6]ગુપ્તિપાલ તવ, નિજ મન માહે, ચિંતવેરે લો.
અહો! એકોદર જાતા ? લો.
ભ. ભાઈ ભગનીમા, અવગુણ ગુણમાં, બેહુમારે લો.
અંતર અતિશય થાતા. લો. ૧૪
ભ. એકણ વલિના, તુંબી ફલના, નીપનારે લો.
પાત્ર યથા [7]યતિ પાસે; લો.
ભ બીજો ફલ લાયક, જાણી ગાયક, તુંબરુરે લો.
કીધો અધિક ઉલ્લાસે લો ૧૫
ભ. તૃતિય [8]અલાબુ, બાંધી દઢ [9]વપુ, જલ તરેરે લો.
ચોથો મદિરાપાની; લો
ભ. પામીને સીધો, મદિરા પીધો, તેહથી રેલો.
એમ અતર જુઓ [10]ગ્યાની! લો. ૧૬
ભ. તલવર ઈમ ધારી, મન સુવિચારી, ચાલિયોરે લો.
પોહોતો જઇ નિજ [11]ધામે;
ભ જગજંતુ રાશી, બુદ્ધિ વિકાશી, કર્મ છેરે લો.
જોડે અશુભ શુભ કામે. લો. ૧૭

૧ ગાઢો. ૨ પુત્ર. ૩ ચોર. ૪ સમુહ. ૫ લાજ. ૬ કોટવાળ ૭ સાધુ ૮ તુંબડુ ૯ શરીર. ૧૦ હે સમજુ લોકો. ૧૧ રહેવાનું ઠેકાણું.

ભ. ઉભય [1]પુનરપિ, અશુભ સંકલ્પી, ચોરીનેરે લો.
ફરતો પુરમેં વિચરે; લો.
ભ. ઢાલ પચાશમી, ભવિજન મન ગમી, આદરેરે લો.
જ્ઞાન રવિ એમ ઉચરે. લો. ૧૮

દોહા.

[2]કતિપય દિવસે ઉભય તે, ખાત્ર મુખે [3]ગૃહવાય;
[4]તલવર યમદંડે વલી, લાયો [5]ભૂપતિ પાય. ૧
પકડી બાંધ્યો ઝકડિ તે, કહે નરવરને એમ;
[6]રાજશેઠ સોહામણો, સાગરદત્ત સુત[7] નેમ. ૨
જાતી કુલ ઉત્તમ લહ્યો, પણ નવિ ઉત્તમ એહ;
[8]દીપકથી કાજલ યથા, [9]છગણે [10]વૃશ્ચિક દેહ. ૩
તિમ કુલ [11]ખંપણ એહને, વારંવાર [12]નિષિદ્ધ;
પણ [13]તસ્કર વ્યાપારમેં, મતિ અતિશય [14]પ્રતિબદ્ધ. ૪
ન તજે ચોરી કર્મને, દેવ હવે જિમ આણ;
તિમ કરિયે તલવર કહ્યું, સુણિ કહે નરપતિ વાણ ૫
સમુદ્રદત્ત ગુણ [15]ગણ ભર્યો, [16]સાયર જ્યું [17]સલિલેણ;
બિંદુ માત્ર પણ ગુણ નહિ ! સુત કિમ કહિયે તેણ ? ૬

ઢાળ ૫૧ મી.

( "નવલ સનેહીરે ચંદ ભૂપાલ !" એ દેશી. )

[18]તમ હણી ન કરે પ્રકાશનરે, [19]ઉપકૃતિ ન કરે લોક;
ઉલટું દુખ દિયે મનુષ્યનેરે, શનિ, [20]રવિ સુત નામ જ્યું ફોક.
સુગુણ સનેહીરે, નૃપતિ સુજાણ
અનય કરેહિરે, ભૂપ સુજાણ ૧

૧ વળી. ૨ કેટલાક. ૩ પકડાય ૪ કોટવાલ. ૫ રાજા. ૬ નગરશેઠ. ૭ પુત્ર. ૮ દીવો. ૯ છાણ. ૧૦ વીંછી ૧૧ કુલમાં કલંક લગાડનાર. ૧૨ વાર્યો. ૧૩ ચોર ૧૪ બંધાએલ. ૧૫ સમુદાય. ૧૬ સમુદ્ર. ૧૭ પાણી. ૧૮ અંધકાર. ૧૯ ઉપકાર. ૨૦ સૂર્ય

ઇમ કહિ નરપતિ શેઠનેરે, બોલાવી બોલંત;
તુમ સુત કરત અકાજનેરે, કિમતે તુમ નવિ જાણુંત ? સુ. ૨
[1]વ્યાધિ વિષમ પરેં ઘર થકીરે, દૂર કરો તત્કાલ;
નહિ તો તુમ મહા માનનીરે, ધન હાનિ થશે સઁભાલ. સુ. ૩
[2]ધૂમપટલ જિમ [3]સૌધનીરે, ઉજ્વલતા કરે દૂર;
રાહુ જિમ શશિબિંબનેરે, તિમ તુમ સુત પાપનો પૂર. સુ. ૪
[4]દુર્જન જન [5]સંસર્ગથીરે, સાધુ જન પણ દોષ;
ગંગાજલ [6]જલનિધિ વિષેરે, પડતાં હોય [7]લવણનો પોષ. સુ. ૫
નૃપવચ તહત કરી, ગ્રહેરે, આવી શેઠ કહંત;
નિજ નારીને શીઘ્રથીરે, સુત કાઢવો ઘર થકી તંત. સુ. ૬
નહિતો નરપતિ આપણેરે, અનરથ કરશે વિરૂપ;
સુત પણ વૈરી સારિખોરે, સમજાવ્યો તાસ સ્વરૂપ. સુ. ૭
[8]મલ જિમ કાઢયો ઉમયનેરે, રે ! કુલ ખંપણ તુજ;
સુત વિણ [9]સારશે માહરેરે, સુખ ન દેખાવિશ મુંજ. સુ. ૮
[10]હડસેલી હાથે કરીરે, કહિ કટુ વચન અત્યંત;
કાઢયો કરિ અપમાનનેરે, દુરગુણ ફલ તુરત મિલંત. સુ. ૯
નિકળ્યો નયરથી બાહિરેરે, કોઇક સાથ સંઘાત;
કૌશાંબી ભગિની ઘરેરે, ઉમય ચલી આયાત. સુ. ૧૦
તસ [11]દુશ્ચરિતની વારતારે, [12]લશુન પરીમલ જેમ;
તેલ બિંદુ સમુદ્રપરેરે, પસર્યો અપયશ તેમ સુ. ૧૧
ઉમયથી પહેલાં પહોચિયોરે, ભગિની હૃદયે આય;
વાત [13]વિરૂપ તેણે કરીરે, મંદ આદર દરશાય. સુ. ૧૨
તોપણ બંધવ જાણિનેરે, રાખ્યો ઉમય તિવાર;
દુખ મિશ્રિત વૈરાગ્યથીરે, ચિંતે નિજ મન મોઝાર. સુ. ૧૩

૧ પીડા. ૨ ધૂમ્રસમૂહ. ૩ મહેલની. ૪ દુષ્ટ. ૫ સંગ. ૬ સમુદ્ર. ૭ ક્ષાર-ખારો. ૮ વિષ્ટા. ૯ ચાલશે. ૧૦ ધક્કો મારી. ૧૧ ખરાબ ચરિત્ર. ૧૨ લસણ. ૧૩ ખોટી.

મંદ ભાગ્ય [1]શેખર જિણેરે, દૈવ થયો મુજ [2]વામ;
પામ્યો મુજ અવગુણ થકીરે, અપયશ ઇમિ ઠામો ઠામ. સુ. ૧૪
[3]ઉડુગણ [4]પરિવૃત [5]નાયકોરે, અમૃતમય જસ દેહ;
કાંતિયુક્ત પણ ચંદ્રમારે, મૂર્તિ વિકલતા ધરેહ. સુ. ૧૫
મંડલ પામી સૂર્યનારે, તિમ [6]જન પરઘર વાસ;
પામે આપદ પગપગેરે, ઈમ ચિંતે તે ઉદાશ. સુ. ૧૬
ભગિની ભાઈ સુધારવારે, શ્રુતસાગર મુનિપાસ;
લાવી ધર્મ સુણાવતીરે, નિતનિત પરણમિયો તાસ. સુ. ૧૭
ભાગ્ય ઉદય થયો પાધરોરે, ઉભય તણો તિણવાર;
મુનિ સંગતિથી શ્રાવકોરે, [7]દર્શનપૂર્વક વ્રતધાર. સુ. ૧૮
સપ્ત વ્યસન નિવૃતિ કરીરે, ફલ [8]અજ્ઞાતનો ભક્ષ;
પચખ્યા ભાવથી મુનિ થકીરે, પાપ ગયા થયો દક્ષ. સુ. ૧૯
કલ્પવૃક્ષ પામી કરીરે, કુણ માગે નર ભીખ;
ઢાલ એકાવનમી કહીરે, જ્ઞાન રવી ઇમ શીખ. સુ. ૨૦

દોહા.

ગુણિજનના [9]પરસંગથી; હીનગુણી ગુણધાર;
થાયે જાણી જિનદત્તા, ચિત હર્ષિત સુખકાર. ૧
ઉત્તમ સંગતિ સેવિયે, કુમતી મોહ કરે દૂર;
નીતિ વિવેક નવનવ હુવે, પુન્યતણો હોય [10]પૂર. ૨
રજપણ પવન પ્રતાપથી, ચઢિ [11]અંબર [12]રવિબિંબ;
તસ પણ ઢાંકે [13]નિબલ તે, સંગતિ ફલ [14]અવિલંબ. ૩
સદગુરુ સંગતિથી [15]સખર, ઉભય મહા ગુણધાર;
શ્રાવક [16]શ્રદ્ધાવંત તે, થયો આતમ હિતકાર. ૪

૧ શિરોમણિ. ૨ વાંકો. ૩ તારાનો સમૂહ. ૪ ઘેરાયલો. ૫ સ્વામી ઉપરી. ૬ મનુષ્ય. ૭ સમકિત. ૮ અજાણ્યા. ૯ સંગતથી. ૧૦ સમુહ. ૧૧ આકાશ. ૧૨ સૂર્ય. ૧૩ નિર્બલ. ૧૪ શીઘ્ર-ઉતાવળું. ૧૫ સારે. ૧૬ શ્રદ્ધાયુક્ત-ભક્તિવંત.

ભગિની [1]ગૌરવ કહિ ઘણો, ઉભય ભણી દે દ્રવ્ય;
તેથી કરે [2]વ્યવસાયને, ન્યાય થકી તે ભવ્ય. ૫
લાભ મેળવ્યો [3]સામટો, જસ કીરતિ બહુ થાય;
ધર્મ કર્મ સાધે સુખે, ઇણુ અવસર [4]તહેં આય. ૬

---

ઢાલ ૫૨ મી.

(દેશી રસિયાની.)

અન્ય દિવસ ઉજ્જયની નગુરીનો, વાસી કોઇક શેઠ, સુજાણો;
કોઇક કામ ઉદ્દેશી આઇયો, કોશાંબીપુરી ઠેઠ, સુગણો. ૧
ભવિજન ! સંગતિ સેવો સજ્જનની, ઈહ પરભવ સુખ થાય, અમાને;
[5]કુમતિ ટળે [6]સુમતિ આવી મળે,ભવભવ સુખ [7]વિલસાય, રમાને ભ.૨
ન્યાય માર્ગ [8]રત દેખિ ઉભય તે, પરશંસ્યો અતિ તાસ, સનેહી;
ધન્ય તું ઉત્તમ સંગતિથી થયો,ઉત્તમ ગુણ મણિ વાસ, તું નેહી. ભ. ૩
[9]હેમ [10]રજત [11]ગિરિ વૃક્ષ જે આશ્રયા,નવિ નિજ ગુણ બદલંત,શું તેણે;
હિમગિરી પત્થરમય પણ નિંબ તે, ચંદનમય નિપજંત, તે જેણે. ભ. ૪
[12]તાતો [13]અયઃવામણ સ્થિત જલતણો,બિંદુ વિલય જિમજાય,સુદેખો;
તિમહિજ [14]નલિની [15]પત્ર રહ્યો ભલો, મુક્તાકાર દેખાય,વિશેખો.ભ.૫
પ્રાયે ઉત્તમ અધમ સંગતિ લહી, ગુણ અવગુણ લહે તેમ, તિવારે;
મહા વ્યસની પણ ઉભય વ્યસન તજી, ધર્મ ધની થયો કેમ ? કિ વારે ? ૬
લક્ષ લહી કઇક દિન ત્યાં રહી, ઉજ્જયની ફિરી આય, પિતાને;
ઉભય તાતને કહિ સહુ વાતને, સાંભલી હરખ અતિશય, માને. ભ. ૭
જિનદત્તા પણ [16]પિતરને મોકલ્યો, કોઇક નરની સાથ, સંદેશો;
બંધવ પરમ સુખે નિવસે ઇહાં, પાર લહ્યો દુખ [17]પાથ,વિશેખો. ભ ૮

---

૧ મોટાઈ. ૨ વ્યાપાર. ૩ ઘણો. ૪ ત્યાં. ૫ ખરાબ મતિ. ૬ સારી મતિ. ૭ ભોગવાય. ૮ આનંદ માનતો. ૯ સોનું. ૧૦ રૂપુ. ૧૧ પર્વત. ૧૨ તપ્ત. ૧૩ લોઢુ. ૧૪ કમળ. ૧૫ પાંદડું. ૧૬ પિતા. ૧૭ સમુદ્ર.

એક દિન [1]કતિપય જન સાથ મલી, માત પિતા મિલનાય, વિચારી;
[2]કિરિઆણા બહુ લેઈ ચાલિયો, શેઠનો [3]સુત હરખાય, સંભારી. ભ. ૯
રાત્રી સમય પરમાદપણે કરી, મારગ ભૂલી જાય, [4]કુપંથે;
પડિયા મહા [5]અટવી માંહિ સહુ, ભૂખ તૃષા પીડાય, ઉમંથે. ભ. ૧૦
સૂર્ય ઉદય વેલા સહુ સાથ તે, પામી એક પ્રદેશ, ને બેઠા;
[6]વનરાજી તાજી ફલફૂલથી, [7]હરખ્યા દેખિ વિશેષ [8]ઉછિઠા. ભ. ૧૧
રૂપ વરણ રસ સ્વાદે અંબ જ્યું, દેખી ફલ અતિ સરસ, સુગંધા;
ભક્ષણ કરવા કાજે લેઈને, રસના ઇંદ્રિય વશ, [9]પ્રતિબંધા. ભ. ૧૨
દેઇ પરંસ્પર ઉભય ભણી દિયે, તવ નિજ વ્રત સંભાર, રસીલો.
તે કહે એ ફલનું શું નામ છે ? કહેતા તે તિણવાર, છબીલો. ભ. ૧૩
નામ તણું શું કામ અ છે? સુણો, [10]કટુ ફલ છોડી મિષ્ટ, જમીજે;
ઉભય કહે મમ ફલ અજ્ઞાતના, નિયમ અછે નહિ ઇષ્ટ, ન લીજે. ભ. ૧૪
અહો! એવા ફલ મધુર તે કેમ તજે? ઇમ કહી સહુએ રે તે ફલ, ખાધા,
ફલ કિંપાક તણા તેથી થયા, મૂર્છાગત ધરણી તલ, બાધા. ભ. ૧૫
પડિયા બહુ નડિયા દુખમાંહિ તે, દેખી ઉભય સશોક, વિચારે;
હા ! હા !! એ વિષ ફળ !!! અજાણતે, ખાવે લહ્યા દુખથોક, ઉચારે. ભ. ૧૬
ઘોર ભયંકર [11]કાંતારે પડ્યા, મરણ અવસ્થા એહ, સહાયી;
પામ્યા હવે કિમ કરિયે ? કોઇ નવી મળે ઉપાય કરેહ, અમાયી. ૧૭
ઇમ અતિ મન ચિંતા થાતે થકે, ઇણ અવસર થયું જેહ, કહું હવે;
બાવનમી કહિ ઢાલ મનોહરુ, જ્ઞાન રવિ ગુણ ગેહ, સુણો સવે. ૧૮

દોહા.

તદનંતર વન દેવતા, વ્રત નિશ્ચય કરણાય;
મનહર અપ્સર રૂપને, ધારીને ત્યાં આય. ૧
શેઠ પુત્ર સન્મુખ રહી, કહે પંથી સુણ બોલ;
ફલ કિંપાક કરે લઈ, લ્યો એ ફળ નિર્મોલ. ૨

---

૧ કેટલાક. ૨ વેચવાની વસ્તુઓ. ૩ પુત્ર. ૪ ઉન્માર્ગે. ૫ અરણ્ય-જંગલ. ૬ વૃક્ષની શ્રેણી. ૭ રાજી થયા. ૮ ઉત્કંઠા. ૯ વિશેષે બાંધ્યા. ૧૦ કડવા. ૧૧ અટવી.

કલ્પવૃક્ષ સમ નવિ મિલે, પુન્ય વિના ફળ એહ;
ભક્ષ કરણથી સર્વથા, વ્યાધિ રહિત હોય દેહ. ૩
રોગ શોગ સઘલા મિટે, દુખ નવિ ઉપજે કોય;
કદિય ન હોવે મરણ પણ, અતિ દુર્લભ ફળ જોય. ૪
વળી પૂર્વે વૃદ્ધા હતી, [1]જરસા [2]જર્જર દેહ;
એ ફળ [3]ભક્ષણથી થઈ, હું નવયોવન ગેહ. ૫
એવા ગુણ [4]અતિશય ફળે, લ્યો તિણે ઇમ કહે દેવ;
ઉભય સુણી અબ જે કહે, સુણો સહુ તેના ભેવ. ૬

## ઢાલ ૫૩ મી.

("સીતા હો પ્રિય સીતા. એ દેશી.")

ઉભય હો કહે ઉભય સુણો તુમ વાણ,
એહનો હો કહો એ ફળનું શું નામરેજી!
બોલે હો ઇમ બોલે દેવી, ન નામ,
જાણું હો નવિ નામનું શું તુજ કામ છેજી. ૧
એવા હો ફળ એવા ફલનો નીમ,
ભક્ષણ હો વર ભક્ષણ કરવા માહરેજી;
લિખિયો હો જેહ લિખિયો લલાટે તેહ,
ન મિટે હો સુણ તિલ [5]તુખ પણ વચ તાહરેજી. ૨
મલિયો હો મુજ મલિયો અરિહંત ધર્મ,
તેહથી હો કોઇ તેહથી અધિક ત્રિભુવન નહીજી;
પામ્યો હો તે પામ્યો ભાગ્ય વશેણ;
ન હો એ હો દુખ ભવ ભવ સુખ હોવે સહીજી. ૩
[6]કૃત્રિમ હો કરી કોપ કહે [7]સુરી તામ;
ભક્ષણ હો કર નહિતર ખડગથી મારશુંજી;

૧ ઘડપણથી. ૨ જર્જરી ભુત. ૩ ખાવાથી. ૪ ઘણા. ૫ જરા માત્ર. ૬ ખોટા-ઉપરનો. ૭ દેવી.

ખંડન હો વ્રત ખંડન તેહથી શ્રેય,
મરણજ હો વર મરણ ભલું નહિ જીવવુંજી. ૪
એહવા હો વર ધીરજમય સુણિ બોલ,
દેવી હો તવ દેવી તુષ્ટ થઇ ભણેજી;
તુઠી હો હું તુઠી કોઇ વર માગ,
વાંછિત હો કરું વાંછિત તાહરું [૧]તુજ ગુણેજી. ૫
ઉદ્યમ હો વલી ઉદ્યમ સાહસ ધૈર્ય,
બલને હો બલ બુદ્ધિ પરાક્રમ પટ ભલાજી;
વરતે હો જસ એહવા ગુણ તસ દેવ,
સેવા હો કરે સેવ સદા અતિ નિરમલાજી. ૬
ઉભય હો તવ ઉભય કહે [૨]સંતુષ્ટ,
જો હુઇ હો તું જો હુઇ એહ [૩]સહાયીનેજી;
જાગૃત હોકર જાગૃત [૪]સજ સહુ તેમ,
પડિયા હો એહ પડિયા વિષફલ ખાઈનેજી. ૭
મારગ હો અમ મારગ દાખો [૫]સદ્ય,
જાવું હો અમ જાવું પુરિ ઉજ્જેણીએજી;
દેવી હો તવ દેવી થઇ સુપ્રસંન,
કીધા હો સઉ સજ કીધા તવ તેણિયેંજી. ૮
[૬]સાવધ હો થઇ સાવધ સાથના લોક,
પ્રણમી હો કહે તુઝ પ્રભાવે જીવિયાજી;
તારા હો અમે વ્રતનો મંહિમા દીઠ,
વ્રતથી હો સહુ સુરનર વશ ઇમ ભાવિયાજી. ૯
અટવી હો ઘર [૭]અંગન સરખી હોય,
[૮]જલનિધિ હો જલનીક સમો સદ્‌ગુણ થકીજી;
બિલપરે હો હોયે બિલપરે વિવર પાતાલ,
મેરુ હો હોયે પત્થર ટૂક સમો નકીજી. ૧૦

૧ તારા. ૨ રાજી. ૩ સહાયતા કરવાવાળા. ૪ તૈયાર. ૫ તત્કાલ.
૬ હુશીયાર. ૭ આંગણું. ૮ સમુદ્ર.

ઇમ કહિ હો ઇમ કહિ સુરી દેખાચો માર્ગ,
અનુક્રમે હો તે પોતા નિજ નયરે ચલીજી;
[1]નરવર હો તવ પિતર પ્રમુખ [2]પુર લોક,
આયા હો સહુ સાહમા [3]પ્રવર નર અટકલીજી. ૧૧
સાથનો હો જન મુખથી વન વૃત્તાંત,
સુણિને હો તેહ ગુણિને પરશંસ્યો અતિજી;
નયરનો હો જેહ નયરરક્ષક દેવ,
આવિ હો કરિ [4]અભિવંદન અતિ [5]શ્રુતિ [6]નતીજી. ૧૨
ઉભયને હો કરી રત્નમંડપ તેહ માંહિ,
અભિષેક હો વર પુષ્પ સુગંધે પૂજિયોજી;
એહવો હો એહ અચરજ દેખી રાય,
જિનનો હો જેહ ધર્મ કર્મહર જાણિયોજી. ૧૩
નિજ સુતને હો નિજ સુતને થાપી રાજ્ય,
મિંત્રી હો વલી શ્રેષ્ઠી ઉભય પ્રમુખ ઘણાજી;
મુનિવર હો વર સહસ્રકીરતિ ગુરુ પાસ,
વ્રત ગ્રહી હો મુનિ તપ જપ કરતા નહિ મણાજી. ૧૪
રાણી હો નૃપ મદનવેગા ઇતિ નામ,
[7]સચિવની હો તવ [8]શ્યામા ગોમા નામથીજી;
શેઠની હો તિહાં નારી અનંતમતી નામ;
ગુરુણી હો લહી ગુરુણી ભવ ભય મેટતીજી. ૧૫
સ્વર્ગને હો કેઈ લહી [9]અપવર્ગ કરંત,
નરનો હો ભવ સફલ કિયો લાહો લિયોજી;
એહિજ હો કહિ કનકલતા સવિવાત,
દેખ્યું હો મેં પરતક્ષપણે વિશેષિયોજી. ૧૬
સમકિત હો મુજ સમકિત સ્થિરતર થાય,
નિમિતથી હો તેહ નિમીતે શેઠ સુણી કહેજી;

૧ રાજા. ૨ નગરનાં માણસો ૩ પ્રધાન પુરૂષ. ૪ વંદના. ૫ સ્તુતિ. ૬ નમસ્કાર. ૭ પ્રધાન. ૮ સ્ત્રી ૯ મોક્ષ.

ધન ધન ! હો તુમ ધર્મ રુચ્યો મનમાંહી,
સાચું હો સહુ સાચું રાચું અવિતહજી. ૧૭
અન્યા હો વલિ ધન્યા નારી તેમ,
સરદહું હો અમે તુમચી વાત એ નિરમલીજી;
ત્રેપન હો એહ ત્રેપનમી વર ઢાલ,
જ્ઞાને હો વર જ્ઞાને સૂરજ સમ કહી ભલીજી. ૧૮

દુહા.

કથા સુણી હરખિત હુવા, શેઠ વલી નરરાય;
કુંદલતા બોલી તદા, હું નવિ માનું કાંય. ૧
પરમારથ નવિ જાણિયો, ધર્મ તણો તુમ કોઈ;
રીસાણો રાજા સુણી, પાપિણી એહિજ જોઇ. ૨
દિન ઉગે કરશું સમી, ચાલણા સરખી એહ;
છોડી સાર અસારને, ગ્રહણ કરે અતિ જેહ. ૩
હવે શેઠ વિદ્યુલ્લતા, પ્રતિ વચ ઈમ પભણંત;
તુમ સમકિત કારણ કહો, જિમ અંતર ઉલસંત. ૪
ભામા વલતું ભાખતી, હું દાખું [1]વિરતંત;
રોમ રોમ સમકિત રૂચ્યો, કહું સુણજો મતિમંત, ૫
[2]સાવધાન થઈ સાંભલો, એકણ ચિત અવદાત;
નિદ્રા વિકથા પરિહરી, [3]અવિતથ કહું મુજ વાત. ૬

ઢાલ ૫૪ મી.

( "નથ લાજ્યો રાજ" એ દેશી. )

ભરતરૂપી ભરતક્ષેત્ર સુ ઠામ, નયરી કૌશાંબી અતિ અભિરામ,
સુણો નેહીજી હો રાજ, સમકિત ચિત મુજ રમી રહ્યો રાજ;
પુરિ પ્રથવીમેં પામી પ્રસિદ્ધ, મંદિર ગઢમઢ પોલથી હદ. સુ. ૧

• ૧ ખરો અર્થ. ૨ હુંશીયાર. ૩ સત્ય-સાચી.

વિહાર વલિ [1]આરામ સુશોભ, શત્રુજન ન કરે કદિ ક્ષોભ; સુ.
લખમી ચલ જાણી [2]પરિખામીશ કીધ,વિધિયે રૂડું પરે બંધન સિદ્ધ.સુ.
ધન ધરમે કરી પૂરણ લોક, પર ઉપકારિ મહાજન થોક; સુ.
રાય સુદંડ કૃપા વલિ કોપ,નિષ્ફલ નહિ નહિ સીમાનુ લોપ.સુ. ૩
રાણી વિજયા વિજયા અન્ય, રુપ કલા મહિલા ગુણ ધન્ય; સુ.
સુમતિ સચિવ ગુણસિરી તસ નાર, નયર શેઠ તહાં સુરદેવ સાર સુ.૪
નામ યથાર્થની ધારક [3]વામ, શેઠની ગુણવતી શુભમતી ધામ;સુ.
[4]દંપતિ ઈકમતિથી સુખ ભોગ, વિલસે ઉલસે પુન્ય સંજોગ સુ.૫
અરિહંત ધર્મ વસ્યો જસ ચિત્ત, અંતર આતમ પરમ પવિત્ત;સુ.
દેવગુરુ સાધર્મીક નિત્ત, સેંવે સુખેત્રમેં, ખરચે [5]વિત્ત. સુ ૬
એક દિન [6]વાણિજ્ય કરણ સંકેત, શેઠ ગયો દેશ ભગુલ છે જેત; સુ.
તિણ દેશથી સુવિશેષથી શેઠ, રુપ ગતિ ગનહર રતી જ્યેઠ.સુ ૭
અશ્વ સમુદય પંચ કલ્યાણ, લક્ષણવંત સુશોભિત જાણ; સુ.
લઈ નિજપુર આયો સુરદેવ, [7]ભૂધવને મિલિયો તતખેવ. સુ ૮
એક [8]તુરંગમ વર કર્યો ભેટ, સ્વામિ સુભક્ત અતિશય શેઠ;સુ.
અશ્વ જોઈ હરખ્યો નૃપ તામ,પરશંસી બહુ દીધું જી દામ. સુ. ૯
ઇક દિન શેઠ તણે ઘર આય; ગુણધર ગુણસેન મુનિવરરાય;સુ.
ચરણ કરણ ગુણ ખાણ સુજાણ, પઉધાર્યા [9]ષટકાયના ત્રાણ. ૧૦
બહુ આદર કરિ [10]આગમ રીત, યતિપતિ પ્રતિલાભ્યા ધરિ પ્રીત; સુ.
દાન [11]સુરદ્રુમ ફલ્યો અપાર, આકર્ષ્યા સુર આયા તિવાર સુ. ૧૧
સુરદેવ ઘરે સુર કરે તીહા પંચ, અદ્ભુત દિવ્ય દ્રવ્ય તણો સંચ; સુ.
પુરમેં મહીમા પસર્યો અત્યંત, શેઠ તણે નૃપ બહુ માનંત સુ.૧૨
[12]સરીતા સહિત[13]પતિ જેમ મિલંત,શેઠ તણે ઘર લક્ષ્મી અનંત;સુ.
[14]દાનાધિન [15]લચ્છી પુર લોક, કહે મુનિ સુર પોતા નિજ [16]ઓક સુ

---

૧ બગીચો. ૨ ખાઈ ૩ સ્ત્રી ૪ સ્ત્રી ભરતાર ૫ ધન ૬ વ્યાપાર
૭ રાજા. ૮ ઘોડો ૯ છકાયના રક્ષક ૧૦ શાસ્ત્ર પ્રમાણે ૧૧ કલ્પવૃક્ષ.
૧૨ નદી ૧૩ સમુદ્ર ૧૪ દાનને આધીન ૧૫ લક્ષ્મી. ૧૬ ઘર.

તિણુહિજ નયર [1]અપર [2]ગત દ્રવ્ય, શેઠ સાગરદત્ત નિવસે ભવ્ય; સુ.
શ્રીદત્તા [3]ભાર્યા [4]સંભૂત, નામ સમુદ્રદત્ત એક તસ [5]સુત. સુ. ૧૪
સુરદેવને સત્પાત્રનું દાન, ફલ અતિશય દેખી તિણુ ઠામ; સુ.
મન ચિંતવું અહો! હું પણુ એમ, દ્રવ્ય રહિત તેથી કરૂં કેમ? સ. ૧૫
ધન ઉપારજું જઇ પરદેશ, ઇમહિજ દેશ દાન વિશેષ; સુ.
લક્ષ્મીથી લોકમેં [6]ગૌરવ હોય, કુલ કલા અધિક ગણે નહિ કોય. સુ. ૧૬
કાષ્ટ જાતિ પણુ [7]શ્રીખંડ નામ, દેખો કેહને ન વલ્લભ ધામ; સુ.
તો ધનપતિ પ્રિય જગતમેં હોય, શું કહેવું? ઇમ ચિંતવે સોય. સુ. ૧૭
[8]પંકિલ ક્ષાર [9]કુથાહનું થાન, [10]સાગર લછિ [11]આગર ઇમ જાન; સુ.
આદરથી નહિ સેવ્યો કેણુ? મિત્ર સહિત ઇમ ચિંતવ્યું તેણુ. સુ. ૧૮

॥ યતઃ ॥

कोतिभारः समर्थानां, किं दूरं व्यवसायिनां ।
को विदेशः सुविद्यानां, कः परः प्रियवादिनां ॥१॥

પરદેશ દુઃખ થકી ભયભીત, પરમાદી સુખ લહે ન મિત્ત! સુ.
મિત્ર સહિત ચાલ્યો પરદેશ, શકુન મુહૂરત જોઇ વિશેષ. સુ. ૧૯
પોલાસપુર આયા અનુક્રમે ચાલ, ચોપનમી એહ ઢાલ રસાલ; સુ.
જ્ઞાનરવિ ભવિ! થઇ ઉજમાલ, સાંભળતાં હોય મંગલમાલ. ૨૦

દોહા.

ચાલંતા ચારે સખા, આયા પુર પોલાસ;
પંથ થકી થાકો કહે, સમુદ્રદત્ત ઇમ ભાષ. ૧
મેં તો રેંશું ઇણુ પુરેં, થેં કિરિયાણુક લેય;
[12]વિક્રય અરથ આગલેં, જાવો લહો જિમ શ્રેય. ૨
તીન વરસ અવધી પછી, ફરિ આવો ઇણુ ઠામ;
આપણુ સાથે જાઇશું, મિત્ર મિલી નિજ ધામ. ૩

૧ બીજો. ૨ દ્રવ્ય રહિત ૩ સ્ત્રી. ૪ ઉપજેલ. ૫ પુત્ર. ૬ મોટાઇ.
૭ ચંદન. ૮ કાદવ. ૯ મગર. ૧૦ સમુદ્ર. ૧૧ ખાણુ. ૧૨ વેચવા.

તુમ અમ એ સંકેત છે, તીન મિત્ર તિણુ વાર;
અર્થ કમાવણ ચાલિયા, દેશાંતર સુવિચાર. ૪
સમુદ્રદત્ત ત્યાંહિજ રહ્યો, ચિંતે ચિત્ત તિવાર;
શું કીજે મુજ ધન નહીં, દારિદ્રી શિરસરદાર. ૫
નરને કષ્ટ મુરખપણું, યૌવનમેં દારિદ્ર;
પરઘર વાસ પ્રવાસ તિમ, કષ્ટ અતિશય ખુદ્ર. ૬

ઢાલ ૫૫ મી.
("હાંજી વાગ્યા જંગી ઢોલ, ર નાદે અંબર ગાજિયારે" એ દેશી.)

હાંજી પુન્ય વિના નહિ માન. હાં (૨) લહે ઈમ જિન કહેરે. લ. ૧
હાંજી પોલાસપુર નિવસાય, હાં (૨) કૌટુંબિક નામથીરે; કૌ.
હાંજી અશોકદત્ત પુરમાંહિ, (૨) પ્રસિધ થયો દામથીરે. પ્ર. ૨
હાંજી વીતશોકા તસ નાર, (૨) કન્યા કમલ સિરીરે; ક.
હાંજી યૌવન વય સંપન્ન, (૨) કલા [1]મહિલા વરીરે. ક. ૩
હાંજી [2]તનુ સુંદર સુકુમાલ, (૨) અશોક કરે સદારે; અ.
હાંજી તુરંગતણો [3]વ્યવસાય, (૨) બહુ મનથી મુદારે. બ. ૪
હાંજી [4]ઘોટક સાતસેં તાસ, (૨) ખોલે રક્ષક નરેરે; ખો.
હાંજી સમુદ્રદત્ત સુણિ વાત, (૨) હરખ લહી મન ખરેરે. હ. ૫
હાંજી શેઠ અશોકની પાસ, (૨) આવી કહે હું રહુંરે; આ.
હાંજી [5]તુરંગમ રક્ષા હેત, (૨) જાણું તસ વિધિ સહુરે. જા. ૬
હાંજી શું દેશો રોજગાર[6], (૨) અશોક કહે તદારે; અ.
હાંજી ભોજન દિન દોય વાર, (૨) દેશું પ્રતિદિન સદારે. દે. ૭
હાંજી ષટ માસે [7]પાદત્રાણ, (૨) કંબલ વલિ પાઘડીરે; કં.
હાંજી ત્રણ વરસે [8]હય અશ્વ, (૨) મનિચ્છિત તુજ દિઉં વડીરે. દી. ૮
હાંજી [9]ભવતુ કહી રહ્યો તેહ, (૨) ઘોટક ગણ પાલતોરે; ઘો.
હાંજી શેઠ [10]સુતા તસ દેખ, (૨) તરુણપણું માલતોરે. ત. ૯

૧ સ્ત્રી. ૨ શરીર. ૩ વ્યાપાર. ૪ ઘોડા. ૫ ઘોડા. ૬ પગાર. ૭ પગરખા. ૮ બે. ૯ ભલે. ૧૦ પુત્રી.

હાંજી તુરત થયો અનુરાગ, (૨) અધિક દિન દિન વલીરે; અ.
હાંજી મનહર સુંદર ફૂલ, (૨) ફલાદિક મન રલીરે. ફૂ. ૧૦
હાંજી આપે ગીત વિનોદ, (૨) કલા કૌશલપણુરે; ક.
હાંજી દેખાવે માંહો માંહે, (૨) સનેહ થયું ઘણુરે. સ. ૧૧
હાંજી ચિતડું ચોરી લીધ, (૨) પ્રીતિ નખમાંસ જ્યુંરે; પ્રી.
હાંજી નેહ સરીખો ફંદ, (૨) ન જગમેં દેખિયુંરે. ન. ૧૨
હાંજી સીંતેર કોડા કોડી, (૨) સાગર બંધ અતિ ઘણોરે; સા.
હાંજી તીવ્રરસે સંસાર, (૨) ભમે પરવશ પણોરે. ભ. ૧૩
હાંજી નેહથી તિલ પીલાય, (૨) નિસ્નેહથી રજકણારે; નિ.
હાંજી તસ નહિ પીલે કોય, (૨) નેહથી દુઃખ અતિ ઘણારે. ને. ૧૪
હાંજી પ્રીતની રીત અનાદિ, (૨) વિષય વિષથી ભરીરે; વિ.
હાંજી તેહને તોડે જીવ, (૨) જોડે નિજગુણ સિરીરે. જો. ૧૫
હાંજી નેહ વિન ન રહાય, (૨) તો રાગ ત્રિવિધ તજીરે; તો.
હાંજી ધર્મ રાગ ધરો ચિત્ત, (૨) સુર શિવસુખ લ્યો ભજીરે. સુ. ૧૬
હાંજી રાગી સંગે રાગ, (૨) દિશા વધે વેલ જ્યુંરે; વિ.
હાંજી સાયરની લહિવાય, (૨) વધારે સંસાર ત્યુંરે. વ. ૧૭
હાંજી નિરાગી સું રાગ, (૨) ભવ વલ્લિ છેદવારે; વ.
હાંજી તીક્ષણ[૧] જાણુ કુઠાર[૨], (૨) અમોઘ[૩] શક્તિ [૪]લવારે. અ. ૧૮
હાંજી નિમિતાશ્રિત ઉપાદાન, (૨) સાધન વશ સાધ્યતારે; સા.
હાંજી જોડિ પ્રશસ્ત[૫] ઉપાય, (૨) છોડી [૬]અપ્રશસ્તારે. છો. ૧૯
હાંજી સાધ્ય સિધિ પામંત, (૨) જ્ઞાને સૂરજ સમીરે; જ્ઞા.
હાંજી [૭]પંચપંચાશમીં ઢાલ, (૨) કહી ભવિ મન ગમીરે. ક. ૨૦

દોહા.

કમલ સિરીના મન વિષે, ઈમ પ્રતિભાસ કરાય;
મમ ભર્તા એ થાય તો, અતિ સુંદર કહિવાય. ૧

૧ તીખો-ધાર સહિત. ૨ કુહાડો. ૩ પાછી ન ફરે તેવી.
૪ લણુવા-કાપવા. ૫ ભલા-રૂડા. ૬ ખરાબ. ૭ ૫ચાવનમી.

ઇમ ચિંતવતી [1]અહનિશે, પ્રીતિબંધ થયો જોર;
[2]ઇધનથી અગ્નિ નવી, પામે [3]તૃપ્તિ નિઠોર. ૨
[4]ઉદધિ [5]અપગા ગણ થકી, નવિ પૂરાયે જેમ;
ઇંદ્રિય વિષય થકી કદી, પ્રાણી તૃપ્ત ન તેમ ૩
તીન વરસ અવધિ પછી, સમુદ્રદત્ત પભણંત,
[6]સુભગે ? તુજ પરમાદથી, દિવસ સુખે નિગમંત. ૪
[7]મર્યાદા પૂરી થઇ, જાશુ હું નિજદેશ,
વચન શુભાશુભ જે કહ્યું, મહુ સહેવું સુવિશેષ. ૫
સુણી કમલ સિરી [8]નેહથી, જિમ [9]પાવસ [10]પરનાલ,
આંખે આંસુ નાખતી, બોલે [11]ગદ્ગદ [12]બાલ. ૬

---

ઢાળ ૫૬ મી.

(" વીરો સાંભર્યો " એ દેશી.)

કમલ સિરી સાયર ભણીરે, ભાખે જો નિજ દેશ;
જાવો તો મુજને લેઇનેરે, તુમ સાથે સુવિશેષરે,
પ્રીતમ ! માહરા, તુમ વિણ ન રહ્યો જાયરે ગુણ બહુ તાહરા ૧
વિરહ [13]વ્યથા ન સહી શકુ રે, ઇણ ભવ તુહિજ નાથ;
મનથી મેં અંગીકર્યો, નવિ છોડું તુમ સાથરે પ્રી. ૨
સ્નેહ વચન સાગર સુણીરે, બોલે શુ કહો વાત ?
તું ધનપતિ પુત્રી ભલીરે, રૂપવતી તું સુજાતરે. પ્રી. ૩
હું પરદેશી પથિક છુ રે, મહા દરિદ્ર નિવાસ;
કલ્પવૃક્ષ [14]કંથેરી જ્યુ રે, અંતર તુજ મુજ ખાસરે. પ્રી. ૪
મુજ સંગે તુજ સુખ નહીરે, જો છાને લઇ જાઉં,
તો કુલ લાજે બિહુતણુ રે, લૂણ હરામિ ન થાઉં. પ્રી. ૫

---

૧ હરરોજ ૨ લાકડાથી ૩ પૂર્તિ ૪ સમુદ્ર. ૫ નદી ૬ હે ભલી સ્ત્રી ૭ હદ ૮ સ્નેહથી ૯ વરસાદ ૧૦ પરનાળ. ૧૧ રોતીરોતી. ૧૨ બાલા ૧૩ પીડા. ૧૪ કાંટાનુ વૃક્ષ

તાતજ[1] આપે પુત્રિકારે, મનમાન્યો વર દેખ;
એહિજ રીતિ જગતમેંરે, સમજો ચિત્ત વિશેખ પ્રી. ૬
નિર્ધન પરદેશી ભણીરે, નવિ આપે તુજ તાત;
મન સમજાવી આપણુંરે, મ કરો એવી વાત. પ્રી. ૭
વચન સુણી કુમરી કહેરે, સાચ કહો તુમ વાચ;
તુમ વિણ ક્ષણ ઇક નવિ રહું રે, જૂઠ ન ભાખું સાચરે. પ્રી. ૮
જો જાવો મૂકી ઇહારે, પ્રાણ તજું નિરધાર;
સાયર સમજાવી ઘણીરે, હઠ નવિ છોડે લગારરે. પ્રી. ૯
આગ્રહથી અંગીકર્યુંરે, ભાવી જગ બલવંત;
સુખ દુઃખ સર્જ્યું પામિયેરે, ઇમ ચિંત્યું મતિવંતરે. પ્રી. ૧૦
વલિ કહે અવધી અંતમેંરે, ઘોટક દેશુરે દોય;
તુજ જનક ઠહરાવિયુંરે, લેશું તિણે હવે સોયરે. પ્રી. ૧૧
તે સુણિ કમલસિરી કહ્યુરે, સ્વામિ ! સુણો કહું ભેદ;
સાતસેં અશ્વ સમૂહમેંરે, દોય તુરંગ ગતખેદરે. પ્રી. ૧૨
અતિ ઉત્તમ જાતિ જસૂરે, દુર્બલ અંગ દિખાય;
ઇક જલગામી દૂસરારે, [2]નભગામી કહેવાયરે. પ્રી. ૧૩
રક્તને શ્વેત વરણ ક્રમેરે, તે બિહુના સુજ તાત;
પાસેથી એ દોયનેરે, માગિ લેજો સુજાતરે પ્રી. ૧૪
મન ધારી એ વાતનેરે, તુરંગમ તે વારે જોય;
મન હરખ્યો સાયર ઘણોરે, ચિંતામણિ સમ દોય. પ્રી ૧૫
[3]સમિહિત અર્થ ન પુન્ય વિનારે, પામી જે જગ કેહ;
જો એ અશ્વ મિલે કદારે, તો સુજ ભાગ્ય અછેહરે. પ્રી. ૧૬
ઇણ અવસર દેશાંતરીરે, મિત્ર ક્રયાણક લેય;
યોગ્ય જેહ નિજ દેશનેરે, વસ્તુ અમૂલ્ય ગ્રહેયરે. પ્રી. ૧૭
આવિ મિલ્યા નિજ મિત્રનેરે, દિન કેતાઇક ત્યાહિં;
રહિ નિજપુર જાવા ભણીરે, તત્પર ચારે ઉછાહિરે. પ્રી. ૧૮

૧ પિતા. ૨ આકાશગામી. ૩ ઇચ્છિત

સમુદ્રદત્ત તવ આવિયોરે, શેઠ અશોક [1]સકાસ;
પ્રણમીને કહે મુજ પ્રભુરે, જાવું દેશ ઉલાસરે. પ્રી. ૧૯
સીમા[2] તીન વરસ તણીરે, પૂરી થઇ મુજ મિત્ત;
દેશાંતરથી આવિયારે, તે ત્રણ મુજ નિમિત્તરે. પ્રી. ૨૦
તે ભણિ હું પણ જાયસુરે, મમ સેવાનુ રે મૂલ;
કરી અનુગ્રહ દ્યો તાતજીરે, જે હોયે અનુકૂલરે. પ્રી. ૨૧
શેઠ હવે કહેશે સુણોરે, આગલ વાત રસાલ;
છપ્પનમી બુધ મન ગમીરે, જ્ઞાન રવિ કહિ ઢાલરે. પ્રી. ૨૨

દોહા.

બોલે શેઠ અશોક તવ, એ હય વર સમુદાય;
માહેથી તમ મન રુચે, લ્યો ઇમ સુણિ તસ વાય. ૧
નામ કપોત નેં હંસલો, એ મન ગમતા આસ;—
ઘો, ઇમ સાભલી શેઠજી, ચિતમેં થયો ઉદાસ ૨
ના ન કહાયે મુખ થકી, સાર તુરી સંસાર;
દેતાં જીવ વહે નહીં, બાંધ્યો બોલ સંભાર. ૩
ભાખે શેઠ તું દીસતો, મૂરખનો સરદાર;
સમજ ન સાર અસાર તુજ, અતિ દુર્બલ આકાર ૪
આજ કાલ કદ્રૂપ એ, મરશે સહીં મત લેહ;
અન્ય બહું મૂલા ભલા, સુંદર [3]ઉપચિત દેહ. ૫
[4]તુરી યુગ્મ ગ્રહીને તુમે, થાઓ કૃતારથ ભાય;
તે કહે મુજ એહિજ રુચે, અપરનું કામ ન કાંય. ૬

ઢાલ ૫૭ મી.

( "નથરો નગીના મારો" એ દેશી. )

કહે શેઠ જેહ દુરાગ્રહી, ભવિ સુણો, વિધિ પણ શું કરે તાસ? હો.
[5]કૃષ્ણ પાષાણના [6]ખંડને, ભ મેઘ ન કરે મૃદુ જાસ હો;

૧ સમીપે ૨ મર્યાદા ૩ સારી. ૪ અશ્વ. ૫ કાળો. ૬ કટકો—ટુકડો.

સાયર સુવિચારી સારી, મતિ સુખકારી ભારી, માંગિયું, ભ.
અગટયો પુન્ય પ્રસિદ્ધ હો. ૧
સમીચીન[1] વસ્તુ લાભ તે, ભ. ન લહે ભાગ્યહીન હો;
શેઠ અશોક સશોકથી, ભ. થયો અતિ ચિંતા લીન હો. સા. ૨
ચિંતે ચિત એ તુરંગની, ભ. ખબર પડી કિમ? જાણુ હો;
ભેદુ વિણ જાણે નહીં, ભ. એ પરદેશીં અયાણુ હો. સા. ૩
ભેદ દિયો કિણુ માહિલે, ભ ઇણુમેં શંક ન કોય હો;
ઘર ફૂટો ખોટો કહે, ભ. જગમેં ઇમ સહુ હોય હો. સા. ૪
ઘર ફૂટો રાવણુ તણો, ભ જીવિત રાજ્ય વિનાશ હો;—
પામ્યો તિમ એ પણુ થયું, ભ ચિંતી આયો [illegible] હો. સા. ૫
નિજ પરિવારને પૂછતો, ભ. કિણુ એ હય [illegible] હો;
દીધો, કોપ કરી કહે, ભ જખ પૂછ્યું [illegible] હો. સા. ૬
તવ પરિજન ભાખે સુણો, ભ શેઠને [2][illegible] હો;
અમેં નવિ જાણું એ વાતમેં, ભ તિણુ [illegible] કહે હો. સા. ૭
કમલસિરી ચેષ્ટિત સવે, ભ કહ્યું તસ [illegible] વૃત્તાંત હો;
સુણિ મનમાં નિશ્ચય કર્યો, ભ ઇમ [illegible] હો. સા. ૮
ગુહ્ય ખલે જલ તેલ જ્યું, ભ. [illegible] તેમ હો;
[3]યોષિત ધિક કુલક્રમ ભલી, ભ. હવે [4][illegible] જેમ હો. સા. ૯
પતિ સુત ગુરુ મિતને ઠગે, ભ. [illegible] નીચ હો;
પ્રદેશિસું પુત્રી મલી, ભ. પ્રેમ [illegible] હો. સા. ૧૦
તુરંગ ન આપું જો કદી, ભ. [illegible] ભંગ હો;
પુત્રિ ઉપર કરું કોપ તો, ભ. [illegible] હો. સા. ૧૧ ૬
જાણે છે તિણુથી વલી, ભ. [illegible] [5]નિદાણુ હો;
તે પણુ કહેશે પુત્રિકા, ભ. [illegible] થાય વિનાણુ હો. સા. ૭
એહમાં દોષ ન એહનો. ભ. મેં અવિચારિત કીધ હો;
પ્રથમ થકી [illegible], ભ. [illegible] મેં ઇણને દીધ હો.

૧ મારી ૨ [illegible] ૫ [illegible]

તો એ દુખ આવી અડયું, ભ. કન્યા નહિ ઘર યોગ્ય હો;
ઈમ મન ચિંતી અશોકજી, ભ શુભ મહૂરત આરોગ્ય હો. સા. ૧૪
લહિ સાયરને નિજ સુતા, ભ. ઉચ્છવ સહ પરણાય હો;
અશ્વ યુગલ પણ દીધલું, ભ. ગાયર મન હરખાય હો. સા. ૧૫
[1]કતિચિત દિવસ અનંતરે, ભ. હયવર વધ્યૂં નિજ સાથ હો;
[2]પ્રવહણ ભરિયા માલથી, ભ શીખ લઇ [3]જલનાથ હો. સા. ૧૬
પૂજોપકરણે[4] પૂજિયો, ભ પ્રવહણને[5] તિણ વાર હો;
દેતો દાન સાયર ઘણું, ભ. આયા સમુદ્ર કિનાર હો. સા. ૧૭
મિત્ર સહિત્ત બેઠા સહુ, ભ. નિરયામિકને[6] અશોક હો;
તેડી સંકેત ઇકાંતમે, ભ. કીધો ઈમ તિણે ફોક હો. સા. ૧૮
હે ! [7]નૌવાહક ઉદધિ વિચે, ભ. સાયરમેં જવ જાય હો;
[8]ભાટકમે એ માંગજે, ભ. ઘોટક યુગલ તું ભાય હો. સા. ૧૯
દ્રવ્ય દેશું તુમને ઘણું, ભ. લાવિશ જો એ તુખાર[9] હો.
ગુપ્ત એ વાત તું રાખજે, ભ. શું કહું તુજ બહુ વાર હો. સા. ૨૦
ઈમ સમજાવિ નિયામકો, ભ. પુત્રી જમાઈ સુશીખ હો;
આપી સુખે જાવો વલી, ભ. આવજો કહિ સુવિવેક હો. સા. ૨૧
પ્હોચાઇ પાછા વલ્યા, ભ. સત્તાવન એહ ઢાલ હો;
પૂરણ જ્ઞાન ગુરુ કહી, ભ. બાલ સૂરજ ઉજમાલ હો. સા. ૨૨

દોહા.

નાંગર અવ ઉપડાવિયા, સટ પૂર્યો પ્રવહણ;
ચાલ્યો વાહણ વેગસું, વરણ્યું જાયે કેણ ? ૧
સાયર સાયરમેં ચલ્યો, લેઈ નિજ પરિવાર;
અતિ ઉછરંગ થકી જુવે, જલ કૌતુક તિણ વાર. ૨
આયા જલધિ અધવિચે, શેઠ વચન સંભાર;
નિર્યામક કહે માહરૂં, ભાટક દ્યો ઇણ વાર. ૩

૧ કેટલાક. ૨ વહાણ ૩ સાગર. ૪ પૂજાનો સામાન–સાહિત્ય.
૫ વહાણ. ૬ નાવિક. ૭ વહાણ ચલાવનાર. ૮ ભાડુ–નૂર. ૯ ઘોડા.

એહ થિતિ અમ કુલતણી, સાયર મધ્ય સુઆર;
લિયે મજુરી, સમુદ્ર તવ,-કહે લ્યો સુખે તિવાર. ૪
નૌવાહક ભાખે સખર, હયવર લેશું હોય;
બોલ્યો સાયર, બોલ તું-વચન વિચારી જોય. ૫
અવર દ્રવ્ય દેશું સહી, જે માગે તું હેવ;
પણ હયવર આપું નહીં, લાખે પણ સુણુ ભેવ. ૬

---

ઢાલ ૫૮ મી.

( ભોડિલા હંસારે વિષય ન રાચીએ; એ દેશી છે. )

અશ્વ રતન બહુ જતન કરી લિયા, ભાગ્ય પ્રમાણે રે હો હોંસ;
કરિયેં, કહેતોરે નૌવાહક[1] તદા, કરિને સબલોરે જોસ;-
પુન્ય પ્રમાણે સવિ સુખ સંપજે. ૧
સમુદ્ર ન પાર ઉતારૂં હું તુજ ભણી, જો નવિ આપે તુખાર[2];
સાયર કહે ઇક કોડી નવિ દઉં, ઝગડો મચિયો તિવાર. પુ. ૨
કમલસિરી એહ ચરિત દેખી કહે, સુણુ સ્વામી ઇણુવાર,
અશ્વ એ અંબર[3] ગામી ઉપરે, આપણુ થઇ અશ્વાર પુ. ૩
જલગામી તુરી હાથ ધરી ચલો, જલ તરિ જઇયે રે ગેહ;
સાયરદત્ત સુણિ તિમહિજ કર્યું, પ્હોતા નિજ ઘર તેહ. પુ. ૪
નાવહિયો ઇમહિજ રડતો રહ્યો, જોર ન ચાલ્યો કોય;
સાયર ઘર આયો સહુ સજ્જનને, મિલિયો હર્ષિત હોય. પુ. ૫
સાયર આડંબર કરી નરપતિ, સુદંડ ભેટયોરે જાય;
તુરંગમ ગામી ગગન ધરિ ભેટને, ઉભો શીશ નમાય. પુ. ૬
કરિય પરીક્ષારે હયવરની ઘણો ભૂપતિ મન હરખાય;
રાજા, રાજ્ય અરધ બેટી ભલી, અનંગસેના પરણાય પુ. ૭
સર્વ નયર જન બહુ માને સદા, દાન પુન્ય શુભ કર્મ;

---

૧ નાવિક-વહાણનો ચલાવનાર ૨ ઘોડા. ૩ આકાશ.

કરતો વિચરેરે સાયરદત્ત [1]સુધી, વિધિ પૂર્વક વલિ ધર્મ. પુ. ૮
વિશ્વાસી નરવરનો શેઠજી, વૃષભદાસને રે દીધ;
રક્ષણુ અર્થેરે અશ્વ રતન ભણી, જતન કરો ઈમ કીધ. પુ. ૯
જવ માગું તવ હાજર કીજીયેં, તહત કરી નિજ ઘેર;
શેઠજી લાવેરે તુરી બહુ જતનથી, રાખે પાલે સુપેર. પુ. ૧૦
શેઠ વિચારેરે નિજ મનમેં અહો ! [2]નભગામી એહ [3]આસ;
એહ મેં પાયોરે તો સફલ કરૂં, મુજ મનની સહુ આસ. પુ. ૧૧
દિવસ ગમાવી રાત્રે કર થકી, ફરસી અશ્વ આરોહ;
વિજય વધારારે મેરૂ પ્રમુખ વને, જાયે હરખ સંદોહ. પુ. ૧૨
નંદીશ્વર વરરૂચક વિષે વલી, નંદિષેણુ વારિષેણુ;
ચંદ્રાનના વર્ધમાના શાશ્વતી, જિન પડિમા હરખેણુ. પુ. ૧૩
જોવે કૌતુક નિજેચ્છાએ નિરંતરે, (વલિ) વિહરમાન વિચરંત;
વંદે નિકંદેરે પાપ પટલ સદા, વિમલ ગિરિયેં ગમંત. પુ. ૧૪
અર્બુદ વલી ગિરનાર પ્રમુખ થલે, સ્વેચ્છાયે ત્યાં જાય;
અશ્વ પ્રભાવેરે કોઇ અગમ્ય નહીં, ફરીને વલી ઘર આય. પુ.૧૫
ધર્મ ગુરૂનેરે વંદે કોઇ સમે, ઈમ કરતાં કેઈ કાલ;
સુખથી ગમાવેરે ભાવે ધર્મને, શેઠ મહા સુરસાલ. પુ. ૧૬
એહવે પર્વત [4]પલ્લિમાંહે રહે, જિતશત્રુ પલ્લિનાહ;
દુર્ગ પ્રભાવેરે ઉગ્ર પ્રતાપથી, કરતો રાજ્ય ઉછાહ. પુ. ૧૭
કોઈક ભિલ્લેરે અન્ય દિવસ કહ્યું, પલ્લિ પતિનેરે પાસ;
પુરિ કૌશાંબીરે શેઠ તણે ઘરે, [5]ખગામી હય ખાસ. પુ. ૧૮
હય આરોહીરે પ્રતિદિન આપણી, પલ્લિ ઉપર થઇ જાય;
વિવિધ વિનોદને પરમ પ્રમોદથી, નિરખે મન હરખાય. પુ. ૧૯
પલ્લિપતિ મન હરખ્યો સાંભલી, પૂરણ હુઈ સુપ્રમાણુ;
અઠ્ઠાવનમીરે જ્ઞાનરવિ કહી, પુન્યે કોડિ કલ્યાણ. પુ. ૨૦

૧ સારી બુદ્ધિવાળો. ૨ આકાશગામી. ૩ અશ્વ. ૪ ગામડું-નાનું ગામ. ૫ આકાશગામી.

દોહા.

અન્ય દિન ગગનપથે જતો, દીઠો શેઠ મહંત;
જિતશત્રુ દેખી થયો, વિસ્મય અતિય લહંત. ૧
પલ્લિપતિ નિજ સુભટને, બોલાવી કહે વાણુ,
એહ અશ્વ મુજ આણિદે, શૂરવીર ભટ જાણુ ૨
તેને રાજ્ય અરધ વલી, મમ પુત્રી સસનેહ;
આપું થાપું, જીવથી, અધિકો માનું તેહ. ૩
મલિન કાજ કરવા વિષે, [1]ખલ અતિ નિપૂણુ હુવંત;
[2]કૌશિકની [3]તિમિરે અધિક, દ્દષ્ટિ જિમ વિકસંત. ૪
કોઇક કુંડલ નામથી, સેવક પલિપતિ બોલ;
સાંભલી તે ઇમ બોલિયો, એહ તુરંગ અમોલ ૫
હું લાવું કલબલ કરી, તો મુજ નામ પ્રમાણુ;
કરી પ્રતિજ્ઞા એહવી ચાલ્યો કરી પ્રયાણુ. ૬

---

ઢાલ ૫૯ મી.

("સાબરમતિયે આવેલા ભરપૂર જો." એ દેશી.)

હાંરે મારે, ચોર વિચારે કુબુદ્ધિ ચિત ઇણુ ભાંતિજો;
ધર્મ કપટ વિણુ શેઠનવિ શકિયે ઠગીરે લો;
હાં. ધારિ વિચારી કિણુહિક ગામ મુઝાર જો,
સાગરચંદ્ર મુનીશ્વર ભેટયા ઉમંગીરે લો. ૧
હાં. શક્રસ્તવ સ્તવનાદિક આવશ્યક રીત જો,
ધારી થઇ બ્રહ્મચારી તપ અતિ સેવતોરે; લો.
હાં. મહા કપટ શ્રાવક સરદાર તે થાય જો,
આયો અનુક્રમે કૌશાબીપુરિ ચાલતોરે લો ૨
હાં. વૃષભદાસના ધર્માલયમા ઠાય જો,
માયાવી શ્રાવક કરણી કરતો રહ્યોરે; લો.

---

૧. લુચ્ચો. ૨ ધૂવડ-ઉલ્લૂક. ૩ અંધારામાં

હાં. કપટ થકી પટ નેત્ર પુટે સંબદ્ધ જો,
મહતી વેદન ચક્ષુતણી મુજ ઇમ કહ્યોરે લો. ૩
હાં. ધર્મ સંબંધી કરણી કરવા શેઠ જો,
આયો તવ તિહાં બેઠો દીઠો તેહને રે; લો
હાં એ કુણ ? પૂછયા સેવક આગ્યાકાર જો,
ભાખે પરદેશી શ્રાવક તજિ ગેહનેરે. લો. ૪
હાં નિજ ગુરુ વંદન પાપ નિકંદન કામ જો,
દેશ વિદેશે વિચરે ગુણવંતો ભલોરે; લો.
હાં. બુધિવંત પણ નેત્રવ્યથા અતિ થાય જો,
તિણ પીડાથી પીડિત શ્રાવક ગુણનિલોરે. લો. ૫
હા. સેવક મુખથી નિસુણી પ્રશંસા તામ જો,
શેઠે સહધર્મી જાણી આણી દયારે; લો.
હાં. લો ! શ્રાવક ! અનુગ્રહ કરિ મમ ગ્રહમાહિ જો,
આવ્યા વિણ કિમ નયન વ્યથા મિટશે રયારે. લો. ૬
હાં. ધુર્ત્ત કહે મુજ [1]વહેવી જિનગુરુ આણ જો;
ગૃહસ્થઘરે સ્થિતિ [2]અનુચિત ધર્મ વિઘન હુવેરે; લો.
હાં, શેઠ કહે વનમાહે સરાગી જંન જો,
વાસ વસે પણ દોષ નિધાન હોવે સવેરે. લો. ૭
હાં. નિરાગી ઈંદ્રિય નિગ્રહ જિણ કીધ જો,
ગૃહ વસતા પણ તપ નીપજે બાધા નહીરે; લો.
હાં તિણે ચાલો મુજ ઘર કહી મહતા કષ્ટ જો,
બ્રહ્મચારી ઘર આણ્યો શેઠ તદા વહીરે લો. ૮
હા. કોઇક નર બુધિ [3]પ્રવર કહે સુણો શેઠ જો,
એ નર રાખ્યો ઘરમે નહિ [4]વર જાણિયે રે લો;
હાં. રાખો કોઇક અપર ઠિકાણે એહ જો,
અહિનાણે હું જાણું દંભી વાણિયે રે લો ૯

---

૧ વહન કરવી ૨ અયોગ્ય. ૩ પ્રધાન-શ્રેષ્ટ. ૪ ભલું.

હાં. કપટિ કુટિલ જયું બક તાપસ સમ જાણજો,
[૧]પઉમ કમલ [૨]દલ આકૃતિ વદન તણી કરેરે લો;
હાં. વાચા ચંદન શીતલ સરિસી જાસ જો,
હૃદય [૩]કતરણી તુલ્ય [૪]ધુર્ત્ત ધરેરે લો. ૧૦
હાં. એહવાં વચન સુણિ કહે શેઠ તિવાર જો,
રે ! તું અધમ ! જિતેંદ્રિયની નિંદા કરેરે લો;
હાં. ઉન્મત [૫]ઇભના કુંભ દલન સમથ્થ જો,
કોઇક [૬]મૃગપતિ ચંડ પ્રચંડ નિજવશ ધરેરે લો. ૧૧
હાં. આશીવિષ[૭] વશકરણ હરણ વિષ દક્ષ જો,
પણ [૮]કંદર્પનો [૯]દર્પ દલન વિરલા નરારે લો;
હાં. એ બ્રહ્મચારી સુખકારી નહિ લોભ જો,
અછતા ગૃહે જે અવગુણ ગુણ લોપે વરારે લો. ૧૨
હાં. તે પાપી નિંદક ઇમિ કહેતો શેઠ જો,
તવ ફિરી ભાખે તે નર હું કહું હિત ભણીરે લો;
હાં. તુમ ઘરથી એ નર ઇચ્છે કોઇ વસ્તુ જો,
જો કરશો વિશ્વાસ દગો દેશે રણીરે લો. ૧૩
હાં. કોપ કરી કહે શેઠ તું સદગુણ લોપ જો,
કરતો તેહના વચ સુણી પાપ ભરાઇયેરે લો;
હાં. ધુર્ત્ત [૧૦]શિરોમણી ભાખે મકરો રોસ જો,
જસ જેવી મતિ તેહની વાત કરાઇયેરે લો. ૧૪
હાં. શેઠ વલી તસ સમિપ રહ્યા નર જેહ જો,
ભાખેરે મહાપુરુષ [૧૧]વિષાદ હરખ નહીંરે લો;
હાં. અહંકારાદિક નવિ દીસે તિલ માત્ર જો,
વૃષભદાસ તસ વૈયાવૃત્ય કરે સહીરે લો. ૧૫
હાં. કપટી કહે ધન્ય ! શેઠ ! તુમે સંસાર જો,
જાણીં અનિત્યને નિત્ય ધર્મ સાધો જિણેરે લો;

૧ પદ્મકમલ. ૨ પન. ૩ કાતર. ૪ ઠગ ૫ હાથીના. ૬ સિંહ.
૭ સર્પ. ૮ કામદેવનો. ૯ મદ. ૧૦ ધૂર્ત શેખર. ૧૧ શોક

હાં. ઉત્પલ [1]દલ ગત જિમ જલ ચંચલ લચ્છી જો,
યૌવન પણ ઉજાતો નવિ રાખ્યો કિણેરે લો. ૧૬
હાં. દાન પુન્ય કરી કરો નર ભવ સુકયથ્થ જો,
ઇમ બહુ વચન રચનથી શેઠ સંતોષિયોરે લો;
હાં. ઈમિ કરતાં એક દિવસ સમય હવે શેઠ જો,
માયી શ્રાવક, તેહી કહે હું [2]ઉપોસિયોરે લો. ૧૭
હાં. પોષધ કરશું તુરંગ તણી રખવાલ જો,
કરજો ઈમિ કહી શેઠ ગયો પોશો કિયોરે લો;
હાં. દૂધ બિલીને બાગ વાનરને જેમ જો,
ચોરને ઘર, નારી જીમ જારને સોંપિયોરે લો. ૧૮
હાં. શાણો ઘણો પણ શેઠ ન કિયો વિચાર જો,
ભાવી ભાવના વશથી શેઠ ઠગાઇયોરે લો;
હાં. કપટી હરખ્યો મનમેં, ચિંતે આજ જો,
અવસર પાયો મનને ભાયો આઇયોરે લો. ૧૯
હાં. સૂતાં રાત્રે ઘર માણસ જીણ વાર જો,
આયો વાજી સમીપે મન ઉલટ ઘણેરે લો;
હાં. એગુણસઠમી ઢાલ કહી મનોહાર જો,
ભાખી મધુર રસ ચાખી, જ્ઞાન રવિ ભણેરે લો. ૨૦

દોહા.

સ્વામી કામ સુધારવા, ઠગ આયો હય પાસ;
ચઢિને ચાલ્યો અંબરે,[3] ધરતો અધિક ઉલાસ. ૧
[4]સુદર્શન [5]નગ છે જીહાં, ચલી આયો હય તત્ર;
પૂરવ અભ્યાસેં કરી, આવી ઉભો અત્ર. ૨
આગલ હાંકે અતિ ઘણો, હાલે હય ન લગાર;
કશાઘાત[6] મારે ઘણા, પશ્ચતહર તિણવાર. ૩

૧ શ્યામ કમલ–નીલ કમળ. ૨ ઉપવાસ કરેલ છે. ૩ આકાશે.
૪ મેરૂ. ૫ પર્વત. ૬ ચાબુકનો માર.

તેજી [1]વાજી તત્ક્ષણે, રોસ ભર્યો ભૂપીઠ;
પીઠ થકી પાડયો તદા, તસ્કર જે અતિ ધીઠ. ૪
હય ત્યાંહિજ ઊભો રહ્યો, તિણ અવસર તિહાં આય;
ચિંતાગતિ ને મનોગતિ, ચારણ યુગ મુનિરાય. ૫
કોઈક વિદ્યાધર તિહાં, આવી મુનિ પ્રણમંત;
કરજોડી મુનિવર પ્રતે, ખગપતિ[2] ઈમ ભણંત. ૬

ઢાલ ૬૦ મી.

( " તુંગિયા ગિરિશિખરસોહે. " એ દેશી. )

કૃપાસિંધુ ! એહ સૈંધવ, કવણ ધણી વિણ આયરે ?
ઈહાં ઉભો એકલો એ, કહો મુજ ગુરૂરાય ? રે;
અહો ! ભાવી ભાવ બલિયો, કલ્પ્યો કિણહિ ન જાયરે. ૧
અવધિ જ્ઞાની મુનિ ભાખે, ગગનગતિ કેકાણરે;
શેઠને સુંદર રાયે, સોંપિયો હિત આણરે. અ. ૨
પૌષધશાલે આજ રજની રહ્યો પૌષધ ઠાયરે;
આતમા નિજ સંવર્યો એહ, કર્યો ચોર અપાયરે. અ. ૩
ધૂર્ત શ્રાવક પણું ધારી, તુરી આયો લેયરે.
ચોર ભૂમીતલ પછાડયો, આય ઉભો એ હેયરે અ. ૪
અપર કહું વલી [3]અશ્વ નિમિત્તે વૃષભદાસને થાયરે;
ઉપસર્ગ મોહટો નહીં છોટો, પૂછ [4]કર્ણદેવી ખગ રાયરે. અ. ૫
વાર ત્રણ કેકાણ ફરસી, કરથી કરિ આરોહરે;
શીઘ્ર જાઓ શેઠ પાસે, ધર્મિ રક્ષણ શોહરે. અ. ૬
સાંભળી જાણીએ વૃત્તાંત ખગપતિ, ઉપકૃતિ મતિ જાસરે;
અશ્વ આરોહણ કરી, [5]નભ મારગે પુરિ પાસરે. અ. ૭
આઈયો, અવ સુણો શેઠજી, પાલિ પૌષધ સૂરરે;
ઉદય વેલા આઈયો ઘર, ઉમઁગભર પુન્ય પૂરરે. અ. ૮

૧ ઘોડો. ૨ વિદ્યાધર. ૩ ઘોડો. ૪ કર્ણ પિશાચીની દેવી. ૫ આકાશ.

અશ્વ રત્ન ન દેખિયો જણ, પેખિયો નહિ ધૂર્તરે;
જાણિયું લે ગયો ઠગિયો, ધરી શ્રાવક મૂર્ત્તરે. અ. ૯
કલ્પ વૃક્ષજ જાણિયો પણ, નીવડયો [1]બબ્બૂલરે;
અતુલ અમૃત પરખિયો ફલ, [2]હલાહલ વિષ મૂલરે. અ. ૧૦
અહો ! અનરથ થયો ! આયો, અશુભ કર્મ અપાયરે;
અશ્વનિમિત અવશ્ય નરપતિ, શીશ છેદ કરાયરે. અ. ૧૧
સુખ અથવા દુઃખ [3]રજ્જુ, બાધીં બલથી દેવરે;
લેઇ જાયે ન કંઇ થાયે, પ્રાણિ માત્ર સદેવરે. અ. ૧૨
જેહ ભાવી તેહ થાઓ, કુટુંબને કહે શેઠરે;
ભક્તિ નિજગુરુ યથાશક્તિ, કરો ભાવથી શ્રેષ્ઠરે, અ. ૧૩
કહી ઇમ વહીં શીઘ્ર પૌષધ, શાલમેં તત્કાલરે;
આવીં ભાવે જન ગુરુ નમી, શેઠ તવ ઉજમાલરે. અ. ૧૪
હો ! પ્રભો ! મમ એહ [4]ઉવસગ્ગ,-વગ્ગ આયો ચાલરે;
વિલય થાયે વિઘન જાયે, તુમ પશાયે કૃપાલ ! રે. અ. ૧૫
અન્ન પાણી લેઉં તબહીં, પચખી ચાર આહારરે;
ઉચ્ચરી સાગારી અનશન, ગ્રહી ટેક તિવારરે. અ. ૧૬
વોસરાવી કાય કાઉસગ, કરીં રહ્યો ઇક ઠોરરે;
[5]પિશુન, [6]લશુન જ્યું દુષ્ટગંધી, વચન વમતો નિઠોરરે. અ. ૧૭
ભૂપ પાસે અશ્વનો કહ્યો, ચરિત દુરિત નિવાસરે;
સુણી રાજા કોપ વ્યાપો, રક્તરંગ આભાસરે. અ. ૧૮
[7]ગુપ્તિપાલ ભૂપાલ તેડયો, કરે હુકમ અવિચારરે;
પકડીને દૃઢ જકડીને, દિઉં શેઠ શૂલિ સંભારરે. અ. ૧૯
વાત વિસ્તરિ શૅહેર સઘલે, સજન જન ખેદાયરે;
દુષ્ટ જન મિથ્યા મતિ સુણિ, ચિત્ત અતિ હરખાયરે. અ. ૨૦
સાઠમી સ સનૂર ભાખી, ઢાલ રસ ભરપૂરરે;
જ્ઞાન રવિ કહે કષ્ટ આવ્યું, થશે ધર્મથીં દૂરરે. અ. ૨૧

૧ બાવલનુ ઝાડ. ૨ ઉગ્ર. ૩ દોરડી. ૪ ઉપસર્ગ સમુદાય. ૫ ચાડીઓ. ૬ લશણ ૭ કોટવાલ.

દોહા.

શેઠ રહ્યા નિજ ધ્યાનમે, ગ્યાનમાહિ ગરકાવ,
કોટવાલ ધસિ ધાઈયો, આયો જાણ્યો દાવ ૧
પકડી ચાલ્યો શેઠને, પુરમે હાહાકાર,-
સુખિયો સુખિયો પુરવિષે, અતિ દુખિયો ઈણવાર ૨
આપદ એને એહવી, ન ઘટે ધર્મી ધન,
પણ ગતિકર્મ વિચિત્ર છે, ઈમ કહેતા પુરજન ૩
વૃષભદાસ મન ચિંતવે, કર્મ ઉદય હુવો આય,
નવિ છુટે વિણ ભોગવ્યા, ઇમ કહે શ્રી જિનરાય. ૪
અરિહંત શરણુ સિદ્ધનુ, સાહુ અરિહંત ધર્મ,
ચારે શરણ પડિવજ્યા, જાણપણાનો મર્મ ૫
દ્વેષ નહીં ઠગ ઊપરે, નૃપ ઊપર નહિ રોષ,
સમભાવે અહિયાસ તો, પુન્ય તણો કરે પોષ ૬

ઢાલ ૬૧ મી.

( વાઘાના ભાવનની દેશી. )

[1]દંડવાસિક યમદંડ તિવારે, શૂલ્યારોપણ કરવા હે,
સસનેહી હો ! ભવિજન ! જીન વચન મન દૃઢ કરો,
કુપિત થઈ નરપતિ આણાથી, શેઠને યમઘર ધરવા હે સ ૧
વૃષભદાસ સાહસ મન ધારી, નિજ આતમ દૃઢ કીધો હે, સ
નહિ અન્યથા હોય લિખિતની વાતો, ચિત્ત ચિંતે ઈમ સીધો હે સ ૨
પૂરવભવ સચીત જે કોઈ, ભોગવે ઈણ ભવ પ્રાણી હે, સ
જે જિનરાયા કર્મ નચાયા, પાયા અતિ દુખ ખાણી હે સ ૩
એકજ માહરો આતમ શાશ્વત, દરશણ નાણ સુચંગો હે, સ
લક્ષણ લક્ષિત પરિણતી પરની, આહિજ ભાવસુ રંગો હે સ ૪
દેહ વિનાશે મુજ નહિ વિણસે, અખંડ અચલ અવિનાશી હે, સ

૧ કોટવાલ

અજર અમર આનંદઘન આતમ, પરમાનંદ પ્રકાશી હે. સ. ૫
ભવ કોડે પણ સુરતરુ સરખો, [1]બોધિ વિશોધિ દુર્લભ હે; સ.
તે પામી જિન ગુરુ સુપસાયે', નર સુર શિવ સુખ સુલ્લભ હે. સ. ૬
ઉપશમ સાર ધરમ ધોરીને, આપદમે' સુવિશેષે હે; સ.
અગર સુગંધની અનલ ચઢે જબ, ખબર પડે સહુ દેખે હે. સ. ૭
અનુભવ સરસ રસે' ભાવિત મતિ, સુખ દુખ ન ગણે લેખે હે; સ.
આતમ રામ રમાવે પાવે, નિજગુણ થિરતા દેખે હે. સ. ૮
શૂના હાટે વાટતણી પરે, મરણધર્મી સહુ પ્રાણી હે; સ.
હરખ શોક નહિ પણ મુજ ધરમે' બાધ મ થાઓ સુજાણી હે. સ. ૯
પંડિત મરણ ઉત્સવ સમ માને, શેઠને મારણ થાપ્યો હે; સ.
[2]દંડવાસિક લાયો શમશાને, શૂલિ શિખર આરોપ્યો હે. સ. ૧૦
તિણ પ્રસ્તાવે શાસનસુરનું, [3]ધ્વજપટ જેમ પવનથી હે; સ.
આસન કંપ્યું અવધિ પ્રયુંજી, દેખીં વિચાર્યું યતનથી હે. સ. ૧૧
અહો ! અતિ ધર્મી શેઠ સુકર્મી, નિરઅપરાધી [4]લાધી હે; સ.
એહવી આપદ, આપણ જઇને, કરિયે' તસ સુસમાધી હે. સ. ૧૨
જૈન શાસનમે' લઘુતા લાગે, ઇમ ચિંતી સુર આયા હે; સ.
શીઘ્ર ગતિયે' શેઠ સુટેકે', આકર્ષ્યા હરખાયા હે સ. ૧૩
શૂલિ થકી સિંહાસન વિરચ્યું', સેવ કરે ગણ દેવ હે; સ.
જય જય જય તું શેઠ ! સુગુણથી, દેવ કે'તા તતખેવ હે. સ. ૧૪
વિદ્યાધર પણ [5]હયવર લેઈ, આઈ ઉતરિયો હેઠો હે; સ.
અશ્વ સમર્પ્યો શેઠને [6]ખગપતિ, પ્રણમી સનમુખ બેઠો હે. સ. ૧૫
વાત કહી સંભળાવી સઘળી, સુણિ સહુ વિસ્મય લહિયા હે; સ.
વ્રત અતિશય નિરખી હરખી કહે, નૃપને જઇ ગહગહિયા હે. સ. ૧૬
[7]સપરિચ્છદ નરપતિ તિહાં આયો, પયચારી સુ વિચારી હે; સ.
ભયધારી અદ્ભુત દેખીને, પ્રણમ્યો પય સુખકારી હે. સ. ૧૭

---

૧ સમકિત. ૨ કોટવાલ. ૩ ધજાનું લુગડું. ૪ મળી. ૫ ઘોડો.
૬ વિદ્યાધર. ૭ પરિવારસહિત.

કર–[1]પંકજ–મુકુલિત કરિ રાજા, તાજા વયણ ઉચરતો હે. સ.
[2]સુવિહિત [3]વિહિત ધરમધનિ પ્યારા, તુજ જશ જગ વિસ્તરતો
હે. સ. ૧૮
મેં અજ્ઞાનપણે તુમ કીધો, મહા અપકાર સહીજે હે; સ.
શેઠ તદા કાઉસગ્ગ વ્રત પાલી, મધુર વચન ઇમ કહીજે હે. સ. ૧૯
નીતિવંત નરપતિ ! તુમ શ્યાણા, લવ અપરાધ ન કોઇ હે; સ.
એ અપરાધ તેં પૂર્વ કરમનો, નિમિતમાત્ર પર હોઇ હે. સ. ૨૦
અગ્નિ અય[4] સંગત લહિ સહેતો, જિમ ગાઢા ઘણ ઘાવ હે; સ.
ખાર માર ખુંદણ જિમ ખમતો, કયરામલ અનુભાવ હે. સ. ૨૧
નિષ્કર્મા સિધ સકલ કારજને, [5]અંબરવત અવિનાશી હે; સ.
તે ધન્ય કૃત પુન્ય કૃતારથ, સાદી અનંત સુખરાશી હે. સ. ૨૨
[6]કુસુમ [7]નિકર વરસાવ્યા શિરપર,પંચ દિવ્યતિહાં પ્રગટયા હે;સ.
ઢાલ એકસઠમી જ્ઞાનરવિ કહી, શેઠ પ્રબલ પુન્ય ઉમટયા હે. સ ૨૩

દોહા.

અશ્વ રતન નરપતિ ભણી, સોંપ્યો શેઠ સુજાણ;
વિદ્યાધર વંદી ગયો, શેઠ ભણી નિજ ઠામ. १
રાય નયર જન સહુ મિલ્યા, દેખી પ્રગટ પ્રભાવ;
પૂજ્યો પરશંસ્યો ઘણો, કહે નરપતિ લહિ દાવ. ૨

ઢાળ ૬૨ મી.

( "રૂડે રૂપરે પુત્ર તુમારા રાણી દેવકી !" એ દેશી. )

ધન જસુ વલ્લભ ધનને દેવે, કામાર્થિને કામ;
પુત્રાર્થિને પુત્રદ ભાખ્યો, ધર્મ મહા ગુણ ધામ;
રૂડે રંગેરે જિનમત [8]સુરતરુ સારીઓ. १

१ હાથ જોડી. ૨ સારો. ૩ ભલો. ૪ લોઢું. ૫ આકાશ.
૬ ફુલ. ૭ સમૂહ. ૮ કલ્પવૃક્ષ.

રાજ્યાર્થિને રાજ્યના પદનો, દાતા [1]ત્રાતા ભયથી;
મનબલ વચબલ તન બલ આપે, કાપે ભવભય [2]રયથી. રૂડે. ૧
યશ સૌભાગ્ય આરોગ્ય અખંડિત, સ્વર્ગ વલી [3]અપવર્ગ;
કર્મ કટક [4]ભીષણને જીપણ, અગ્ર વજ્રમયી [5]દુર્ગ. રૂડે. ૩
સ્યું ઘણું [6]ઐહિક પારમાર્થિક સુખ, દેતો જિનવર ધર્મ;
શુદ્ધમને અવિરૂદ્ધપણાથી, સમજી ધર્મનું મર્મ. રૂડે. ૪
વૃષભદાસનો એહ ઉપદ્રવ, જિમ પ્રતિકુલ પવનથી;
મેઘઘટા વિધ્વંસ હુવે તિમ, વિલય થયો દ્દઢ મનથી. રૂડે. ૫
એહવો મહિમા પ્રત્યક્ષ દેખ્યો, અચિંત ચિંતામણિ સરિખો;
ધન! ધન! ધન! ઇમ મુખ સહુ ભાખે, નિરમલ નિજગુણ પરખો. રૂડે.૬
ધર્મ મહા સુખદાયક સાચો, જાચો હીરો ન કાચો;
ઇમ જાણી રાચો ભવિ પ્રાણી, ખાણી ગુણમણિ માચો. રૂડે. ૭
તદનંતર નિજ પુત્ર સુપુત્રે, નિજ પદ થાપી, કાપી;-
મોહ લતા મન મંડલથી નૃપ, જ્ઞાન કુઠારને થાપી. રૂડે. ૮
સુદંડ નરવર સુમતિ સચિવવર, શૂરદેવ નૃપ શ્રેષ્ઠી;
વૃષભદાસ સુવિલાસ અપર પણ, અધિકી અનુભવ પુષ્ટી. રૂડે. ૯
તજી મમતા ભજિ સમતા ભાવે, જિનદત્ત સૂરી સમીપે;
મુનિવ્રત ગ્રહતા સંગને તજતા, કર્મ વિકટ ભટ જીપે. રૂડે. ૧૦
કેઇક શ્રાવક વ્રત પડિવજતા, ભદ્ર ભાવ કઇ ભજતા;
જૈનમાર્ગ અનુસારી થાતા, મિથ્યા મલ કેઈ તજતા. રૂડે. ૧૧
રાણી વિજયા મોહથી અજયા, ગુણ સિરી મિત્રી સુનારી;
ગુણવતી ભજ્જા શેઠ સુકજ્જા, પડિવજ્જા સુવિચારી. રૂડે. ૧૨
અનંતસિરી સંયમ સિરી ધારી, વારી કામ વિકારી;
ગુરૂણી સારી પ્રવર નારી તે, દિક્ષા [7]અઘ પરિહારી. રૂડે. ૧૩
બીજી પણ બહુ મહિલા સરલા, સંયમ શ્રાવક વ્રતને;

૧ રક્ષણ કરનાર. ૨ ઉતાવળથી. ૩ મોક્ષ. ૪ આકરા. ૫ કીલો. ૬ આ લોકના. ૭ પાપ.

આદરિયા પાપ પખાલે, જિન ગુરુ સેવે જતને. રૂડે. ૧૪
મહા ઉદ્યોત થયો જિનમતનો, પુરમેં તિમ ઘરઘરમેં;
દેશ વિદેશેં યશ સુવિશેષે, પસરે જ્યું કર [1]દીનકરમેં. રૂડે. ૧૫
અનુક્રમેં સુર શિવ સુખ લહેશે, ગુણિજન નીત શુતિ કરશે;
શાશ્વત લચ્છી તે નર વરશે, ભવસાયર લઘુ તરશે. રૂડે. ૧૬
વૃષભદાસ શ્રેષ્ઠી ગુરુ મહિમા, વ્રતનો દીઠો મીઠો;
વિદ્યુલ્લતા કહે સમકિત રત્તા, જગગુરુ ધર્મ ગરીઠો. રૂડે. ૧૭
મુજ અંતર આતમ ઉલસીઓ, બહિરાતમ વલી ખસિયો;
વસિયો [2]ભુવનગુરુ મન ધર્મે, ગત ભરમે ગુણ રસિયો. રૂડે. ૧૮
વાત સુણી સુજાત શેઠજી, અર્હદ્દાસ ઇમ ભાષે;
હો! સુદતી! શુભ મતિ અતિ તુમચી, દર્શન ભક્તિ ઉલાસે રૂડે. ૧૯
સર્દ્દહું સાચું ઇચ્છું વાંછું, આદરથી કહે પાછું;
જ્ઞાનરવિ કહે ઢાલ બાસઠમી, સમકિત રતનજ આછું. રૂડે. ૨૦

દોહા.

ભણતી ભામની અપર પણ, તુમ વચ સાચું એહ;
કુંદલતા નવિ માનતી, કહે અસત કહો જેહ. ૧
સાત [3]સપત્ની માહરી, [4]દરસન ફરસન વાત;
કહી તેહ ન રૂચે મને, નવિ રંજે મુજ ધાત. ૨
[5]મેદનિપતિ મંત્રી વલી, [6]મોષક મન ઇમ ભાય;
કુંદલતા એ વિષલતા, સરખી ચિત પરખાય. ૩
સર્વ સત્ય વનિતા તણી, વાત અસત્ય કહંત;
પ્રાત સમય [7]નિગ્રહ કરૂં, દિઉં [8]શિક્ષા મન અંત. ૪

ઢાલ ૬૩ મી.

( "હો હલધરજી આપણ ભાઇનું કહિવું નેમ ન માને." એ દેશી.)

પદ્મોદય નરપતિ મન ધારે, એ કુંદલતા નહીં કિણ સારે;
દુર્જનપણું નવિ છોડે ક્યારે હો, નરપતિજી;

૧ સૂર્ય. ૨ તીર્થંકર. ૩ શોક્ય. ૪ સમકિત. ૫ રાજા. ૬ ચોર-રૈપ્ય ખુરો. ૭ કેદ. ૮ દંડ.

અવિચારી હઠવાદી નારી નિકામી, હો મહિપતિજી;
ધીઠપણું અતિ દીઠું નિઠુર ન ખામી. એ આંકડી. ૧
અપકાર કરણ ઉપકાર વિષે, નવિ તૃપ્તપણું ખલ સત્પુરૂષે;
સહુ જગ જિમ રાત્રે [1]તમથી ત્રસે, હો. અ. ૨
કરતો સવિતા પરકાશ સદા, ઇમ કહિ નરપતિ પરમુખ તદા.
નિજ નિજ ઘર આયા અધિક મુદા, હો. અ. ૩
શેઠજી સારી નારી પ્યારી, કરિ જાગરણા વિધિસું સારી;
પ્રતિક્રમ ઉલંઘણ અઘહારી, હો. અ. ૪
વ્રત ધારી ધર્માલય બારી, નીકલિયો પરવરિયો પ્યારી;
[2]અરુણોદય રક્તપ્રભા ધારી, હો. અ. ૫
ચક્રવાક [3]વિરહ દૂરે કરતો, વલિ કમલ [4]નિકર પ્રફુલિત નિરતો;
ઉલુ તસ્કર ગિરિ [5]ગહ્વર ધરતો, હો. અ. ૬
તમ [6]પટલ કિરણ કરથી ઠેલી, કરિ [7]અંત દિગંત તિહાં મેલી;
થયો પ્રાત સમય થઈ રંગરેલી, હો. અ. ૭
કરિ દ્રવ્યાવશ્યક નૃપ બેઠો, આસ્થાન સભા પૂરી જેઠો;
કતિપય જન સહ મંત્રી નેઠો, હો. અ. ૮
નૃપ પ્રમુખા શેઠ ઘરે ચાલી, આયા મન ભાયા નૃપ ભાલી;
મહા આદર દેઈ અવર ટાલી, હો. અ. ૯
આસન માંડી સહુ બેસારી, પુર જન મલિયા વિસ્મય ધારી;
શેઠ કહે કરજોડી હું જાઉં વારી, હો. અ. ૧૦
કરિ [8]ઉચિત વિધિ નૃપની ભારી, પ્રભુ ! પરકાશો સેવા સારી:
તવ ભૂપતિ ભાખે સુવિચારી, હો. અ. ૧૧
આજની [9]રજની પુરિ [10]ચરિ જોતે, તુમ ઘરમેં આય અમે પોતે;
તુમ દંપતિ વાત કરત વિગતે, હો. અ. ૧૨

૧ અંધારું. ૨ સૂર્યોદય. ૩ વિયોગ. ૪ સમુહ ૫ પર્વતની ગુફા. ૬ સમુહ. ૭ દિશાઓના હાથી-દિગ્પાળ. ૮ યોગ્ય. ૯ રાત્રિ. ૧૦ ચર્યા.

સમકિત આપણુ અવિતથ કથા, તુમથી નિસુણી અમે આય યથા;
પણ કુંદલતા સહુ કહેતી વૃથા, હો. અ. ૧૩
[1]મહિરાણુની આણુ તુમે ભાંગી, રહી ઘરમેં ધરમેં લય લાગી;
તેહથી મુજ રીસ અધિક જાગી, હો. અ. ૧૪
કહેં અર્હદ્દાસ તવ કર જોડી, અહો ! પ્રભુજી, રીસ દિઓ છોડી;
કહું સાંભલ ભૂપતિ મદ મોડી, હો. અ. ૧૫
તિથિ પખ દિવસ જિન આણુ વહું, જિન આણુ તોડું કેમ કહું;
જેહથી ભવ ભવમેં દુ:ખ લહું, હો. અ. ૧૬
નરપતિ શાસન ખંડન કરતા, ઈણિહિજ ભવમેં દુખ અનુસરતા;
જિન આણુ ખંડન દુખ [2]ગુરુ ધરતા, હો. અ. ૧૭
તુમ દક્ષપણે મુજ લક્ષ લહો, જો હોય અપરાધ તો મુખથી કહો;
સુણી રાય કહે શાબાસ અહો ! હો. અ. ૧૮
રહી ઘરવાસેં પ્રભુ આણુ વહો, તન મન સુધર્મની ટેક ગ્રહો;
ઇમ શુભ મતિ કુમતિ કાષ્ટ દહો, હો. અ. ૧૯
નરપતિ શિરપાવ દિયો ભારી, શેઠને, ત્રેંસઠમી સુવિચારી;
ઢાલ જ્ઞાન રવિ કહિ સુખકારી, હો. અ ૨૦

દુહા.

હવેં નરપતિ કહેં શેઠને, મેં સુણિ સઘલી વાત;
તુમ નારી જે આઠમી, માને નહિ [3]તિલમાત ૧
[4]દુષ્ટા [5]ભાર્યા મિત્ર [6]શઠ, ચાકર ચોર સમાપ;
ઘરમેં રહેતાં નીપજે, મહા દુખનો સંતાપ. ૨

॥ यत ॥

दुष्टा भार्या शठं मित्रं, भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो, मृत्युरेव न संशयः ॥ १ ॥

૧ રાજા. ૨ બારે. ૩ જરા પણ. ૪ ખરાબ-દુષ્ટ.
૬ લુચ્ચો

તુમ મરજી જો હોય તો, પૂછું કારણ તાસ;
ચિંતે શેઠ ન કુટિલતા, નૃપ મનમેં ભર્યો ભાસ. ૩
શેઠ કહે પૂછો સુખેં, કુંદલતા તેડાવિ;
આવી કહે રાજન પ્રત્યેં, ઉભી શીશ નમાવી. ૪
સત્ય કથા આઠે સુણી, સરધા નહિ મનમાંય;
તે કારણ મુજને કહો, ઇમ જંપે મહારાય. ૫
કુંદલતા બોલી હવે, સાંભલજો [1]મહિરાણ ?
ઇણ વિધ મેં માની નહીં, કહું કારણ તુમ આણ. ૬

## ઢાલ ૬૪ મી.

### ( વણજારાની દેશી )

નરરાયારે, કુંદલતા કહે બોલ, વચન અમોલ સુધા સમા; ન.
ન. એ સાતે મુજ બહીન, વાત કહી અતિશય [2]રમા. ન. ૧
ન. શેઠ તિમજ વલિ શોકય, સમકિત પ્રાપણ નિજ કથા; ન.
ન. હું નવિ માનું કોય, જાણું સહુ કરી વૃથા. ન. ૨
ન. [3]પીયર પ્રભાવ ધર્મ, પામી કુણ અચરજ કહે ? ન.
ન. પ્રાયેં જૈન [4]અપત્ય, જૈન તજી અન્ય નવિ ગ્રહે. ન. ૩
ન. કુલ રૂઢીથી ધર્મ, પ્રાપ્તિ સુગમ છે પ્રાણિને; ન.
ન. મુજ જનકાદિક જાણ, મિથ્યા મત દુખ ખાણિને. ન. ૪
ન. અંગીકરતા તેણ, મુજ મન પણ તેહિજ ગમ્યો; ન
ન. પરણ્યા પછીં નરરાય ! અરિહંત મારગ ચિત્ત રમ્યો. ન. ૫
ન. પ્રત્યક્ષ પરિચય દેખ, ધર્મે દઢતા ધારતા; ન.
ન. મેં નહિ પરિચય કોય, દેખ્યો નહિ કોઈ વારતા. ન. ૬
ન. તોપણ વગર નિમિત્ત, તનમન સમકિત સું રૂચ્યો; ન
ન. કર્મક્ષયે નિજ શક્તિ, ઉલસી [5]દર્શન ગુણ મચ્યો. ન. ૭

૧ રાજા. ૨ મનોહર. ૩ પીતર. ૪ સંતાન–છોકરો. ૫ સમકિત.

ન. કષ્ટ પડે જબ આય, પરિચય દેખે નવિ જદા; ન.
ન. જિનવર ધર્મમેં એહ, થિરતા નવિ ધારે તદા. ન. ૮
ન. ધરમ મરમ જગ ઔર, સમજે તે નર ઔર છે; ન.
ન. ગત [૧]અનુગત છે લોક, તત્ત્વ ગ્રહણ નર [૨]લૌર છે. ન. ૯
ન. ફરિ બોલે નર રાય, કુંદલતા સુણો માહરી; ન.
ન. વયણું વિચારી ભાખ, મુંજ ન ગમે વાત તાહરી. ન. ૧૦
ન. અવર ન સમજે કોય ! [૩]ધર્મમર્મ તુંહિજ લહે; ન
ન જો ઇમ છે તો દેખાઉ, પ્રત્યક્ષ પરિચય નૃપ કહે. ન. ૧૧
ન. તો માનું તુજ [૪]વાચ, સાચપણે [૫]ભામનિ ભણે; ન.
ન દિવસ [૬]અનંતર તીન, દાખવું તુમ [૭]ઉલટપણે. ન. ૧૨
ન. [૮]ભૂધવ ભાખે તિવાર, [૯]કૌતુક જોવા અતિ ઘણું; ન.
ન. દેખાડો ધરિ નેહ, ઉલસ્યું તન મન અમ તણું. ન. ૧૩
ન. સા કહેતી તિણ વાર, એકાંત થાન કરિ દીજિયેં; ન.
ન. મત આવો કોઇ પાસ, તુમચો મન જયું પતીજિયેં. ન. ૧૪
ન. ટાલું સહુના [૧૦]ભર્મ, [૧૧]મર્મ વતાલુ ધર્મનો; ન.
ન. તો દેજો શાબાસ, ટાલું [૧૨]મલ મુજ કર્મનો. ન. ૧૫
ન. માની સહુએ વાત, અતિ આનંદ ચિત પામતા; ન.
ન. રાય પ્રમુખ પુર લોક, અચરિજ દેખણ [૧૩]કામતા. ન. ૧૬
ન. શ્રોતા જન ! સુણો વાત, હવે જે કુંદલતા કરે; ન.
ન. કહી ચોસઠમી ઢાલ, જ્ઞાનરવિં ઊલટ ભરે. ન. ૧૭

દોહા.

લહિ એકાંત વર જાયગા, કુંદલતા તિણ માંહિ;
બેઠી [૧૪]યોગાસન કરી, ધરિ થિર યોગને ત્યાંહિ. ૧
રાય પ્રમુખ પુરજન સહુ, પો'તા નિજ નિજ ધામ;
[૧૫]વિમલ મતિ મોટી સતી, કુદલતા હવેં તામ. ૨

૧ ગતાનુગતિક ૨ વિરલા. ૩ રહસ્ય. ૪ વાણી. ૫ સ્ત્રી. ૬ પછી. ૭ હોંસથી. ૮ રાજા ૯ આશ્ચર્ય. ૧૦ વહેમ. ૧૧ રહસ્ય. ૧૨ મેલ. ૧૩ કામી–અરથી ૧૪ યોગનુ આસન ૧૫ નિર્મલ

ઢાલ ૬૫ મી.

( " ધન પ્રભુ રામજી, ધન પરિણામજી." એ દેશી. )

અરિહંત અશરીરી નિજ આતમ, કરી સાક્ષી પ્રતિપન્ન એ;
અપુનર્બંધક ક્રમ ગુણગણું, કરિ ગુણ શ્રેણિ જતન્ન એ. ૧
ધન સતી નામજી, શુધ પરિણામજી, ગુણલતા અવતંસ એ;
ધન ! તુજ જનની જનકાદિક ધન ! ધન તુજ કુલ ધન વંશ એ. ધ. ૨
યોગનલી પ્રવિશિત [1]કલિમલને, શુદ્ધ પરિણતિ જલ ધોય એ;
મૈત્રી ભાવ કર્યો જગ જનતા, સાથ સ્વરૂપ નિજ જોય એ. ધ. ૩
પુદ્ગલ દલ સુતો નિજ ચેતન, કાઢી ધર્યો ગુણ મૂલ એ;
ભેદ વિજ્ઞાને શમ સંતોષી, આતમ પોષી અભલ એ. ધ. ૪
અષ્ટ સમય જનનીને ખોલે, ખેલે [2]ખંતી [3]ખગ્ગ એ;
ધરી હાથે નિજ વીર્ય સંઘાતે, મોહ સુભ્નેહ અડગ્ગ એ. ધ. ૫
[4]પરમાનંદ [5]ધન [6]સંવેગ [7]તટિની, [8]સલિલે ઝીલે બાલ એ;
શરીર [9]સુરથને સુવિધેં લાયો,[10]યોગ પંથ સુચાલ એ. ધ. ૬
યુંજનકરણ અનાદિ નિવારી, ગુણ કરણે થિત થાય એ;
યોગક્ષેમ ગુણધારી સારી, વારી વિષય કષાય એ. ધ. ૭
જૈન [11]મહી સુવિવેક [12]શૈલથી, અનુભવ રસનો કુપ એ;
સુભગ સંતોષતણા મંદિરમા, ક્ષાયિક ભાવને સૂપ એ. ધ. ૮
સુખ દુખ શત્રુ મિત્ર સમાનો, તૃણમણિ પત્થર હેમ એ;
પુર વનવાસે [13]ચક્રીદાસે, મુક્તિ સંસારને તેમ એ. ધ. ૯
પંચકરણ મૃગ [14]પંચાનન જયું, અતુલ બલેં વશ કીધ એ;
[15]અનુસમયે આતમ ગુણ પુષ્ટી, સુરતિ સ્વરૂપમેં દીધ એ. ધ ૧૦
જિમ જિમ શાંતિ રસનું સંક્રમ, આતમ પ્રદેશમેં થાય એ;
તિમ તિમ તામ્ર તજી કાંચનતા, નિત્યાનંદે સમાય એ. ધ. ૧૧
રમવા માંડી બાજી ક્ષપકની, જ્ઞાન સુદર્શન [16]અક્ષ એ;

૧ પાપમેલ. ૨ ક્ષમા. ૩ ખડગ ૪ ઉત્કૃષ્ટ આનંદ ૫ સમુહ. ૬ વૈરાગ્ય. ૭ નદી. ૮ પાણી. ૯ ભલો રથ. ૧૦ યોગમાર્ગ ૧૧ પૃથ્વી. ૧૨ પર્વત. ૧૩ ચક્રવર્તિ ૧૪ સિંહ. ૧૫ પ્રતિ-દરેક, ૧૬ પાસા.

સમકિત પીઠ [1]ઉક્કિડકરીલે, દાલિદ્ર દલન સુપક્ષ એ. ધ. ૧૨
ધ્યાન ધેય ધ્યાતા ગુણુ એકે, મહો સામાયિક તામ એ;
[2]તીક્ષણુ જ્ઞાન [3]ચરણુની ધારા, છેદે કર્મ ઉદ્દામ એ. ધ. ૧૩
અકરણુ વીર્ય ઉલ્લાસ થયો તવ, કર્મ [4]અરી કરે ઝેર એ;
ઉલ્લ ધ્યો લઘુ લાઘવ કલથી, ઉપશાંત મોહ ગુણુ [5]મેર એ. ધ. ૧૪
[6]દ્વાદશમેં ગુણુ ભૂમિ સ્થિતિ કરી, શૈલેશી પસરંત એ;
[7]ધ્યાનાનલ અતિ ઉગ્ર કર્મના, ઇધન દગ્ધ કરંત એ. ધ. ૧૫
શુકલ સુધ્યાન, [8]ઘાતિગિરિ [9]પવિ સમ, તોડી જોડી અનંત એ;
[10]લછિ વિવિધ સિધિ અનંત ચતુષ્ઠય, કેવલ જ્ઞાન મહંત. એ. ધ ૧૬
પાયો કુંદલતા મહો સતીએ, [11]અપ્રતિપાતી વાણુ એ;
લોકાલોક પ્રકાશ થયો તવ, યથાખ્યાત ગુણુ જાણુ એ. ધ ૧૭
તેરસમી ગુણુ ભૂમિયે રહિયા, પરમ પવિત્રા થાય એ;
કાર્ય તજી પામી કારણુતા, ભવસાગર ઉલઁઘાય એ. ધ. ૧૮
દીઠી સમકિત દષ્ટી દેવે, [12]ક્ષપણુા કર્મની ઘાતી એ;
કેવલજ્ઞાન ઉદય અનુમાની, આયાસુર બહુ જાતિ એ. ધ ૧૯
સાધુ વેષ ધર્યો મુહ આગે, વાગે દુંદુભિ નાદ એ;
અતિ સંતુષ્ટી વુઠી કુસુમની, કરતા 'જય ! જય !' વાદ એ. ધ. ૨૦
કમલાસન વિરચ્યું તિણુ ઊપર, બેઠા શાંત સ્વરૂપ એ;
શેઠ શેઠાણી નરપતિ પુરજન સુણિ, દોડી આયા અનૂપ એ. ધ. ૨૧
"એ શું ? એ શું ?" મુખસું કહિતા, અનુભવતા આનંદ એ;
અદ્ભુત અચરજ દેખ્યું પ્રભુજી ! ધન ધન આપ [13]અમંદ એ.ધ ૨૨
નરભવ સફલ [14]અકલ સાધ્ય સિદ્ધિ, કીધી થયા કૃતકૃત્ય એ;
અક્ષય ઋધિ આતમની પ્રગટી, [15]વિગટી ભવ [16]સંસત્ય એ. ધ. ૨૩

---

૧ ઉત્કૃષ્ટ. ૨ તીખી. ૩ ચારિત્ર. ૪ શત્રુ ૫ મેરૂ. ૬ બાર. ૭ ધ્યાન રૂપી અગ્નિ. ૮ ઘાતિકર્મ રૂપ પર્વત. ૯ શુકલધ્યાન રૂપ વજ્ર. ૧૦ લક્ષ્મી ૧૧ ફરી નહિ પડનારો. ૧૨ ક્ષપકશ્રેણિ. ૧૩ પરિપૂર્ણ. ૧૪ કોઇથી કળી ન શકાય ૧૫ નાશ પામી. ૧૬ સંસૃતિ-જન્મ મરણુનુ કરવાપણું.

કેવલી કુંદલતાને પ્રણમી, ઉચિતાસન [1]ઉપવિઠ્ઠ બે;
શાંત [2]સુધાની સારણી સરખી, અદ્દભુત દેશના [3]ઈઠ્ઠ બે. ધ. ૨૪
વિષય તૃષા [4]ઉપશમન નિમિત્તે, ઈક ચિત્તે ભવિ પીધ બે;
[5]કર્ણ [6]કટોરી ભરિ ભરિ રસથી, નર ભવ લાહો લીધ બે. ધ. ૨૫
પાંસઠમી એ ઢાલે ભાખ્યો, મહિમા યોગ ઉદાર બે;
જ્ઞાનરવિ કહે ભવિજન ગુણિને, વંદો વારંવાર બે. ધ. ૨૬

દોહા.

પંચમ નાણ તણા ધણી, નિસુણી તેહની વાણ;
મિટિ ભ્રાંતિ નયણે નિરખી, આતમગુણ મણિ ખાણ. ૧
રોમ રોમ ઉલસિત થયા, વધ્યો રંગ વૈરાગ્ય;
તુમ સમ કુણ મિલશે વલી ? ધર્મગુરુ મહા ભાગ્ય ! ૨
કેવલી કહે અવસર લહી, સાધન ધર્મ અમંદ;
જાતિ કુલની આર્યતા, કુણ હારે મતિમંદ ? ૩
[7]ક્ષેત્ર [8]કર્મ ભાષા વલી, [9]દર્શન નાણ ચરિત્ત;
નવમું આર્ય વિજ્ઞાન તિમ, નરભવ વિણ ન પવિત્ત. ૪

ઢાલ ૬૬ મી.

( "તુજ સાથે નહિ બોલું ઋષભજી ! તેં મુજને વીસારીજી" એ દેશી. )

કુંદલતા કહે કેવલનાણી, ભવિ પ્રાણી ? સુણો વાણીજી;
નરગતિ વિણ ન અપુનરાવૃત્તિ,ગતિ કેવલની સહિ નાણી જી. કું.૧
તિર્થંકર પદવી ઉપયોગે, દાન તણો નહિ યોગોજી;
નરવિણ નવિ [10]ચતુરંગ સધાયે, ન મિટે અંતર રોગોજી. કું. ૨
જિન ચક્રી [11]હરિ યુગ્મ પ્રતિ હરી, [12]ચારણ પૂરવ ધારીજી;

---

૧ બેઠા. ૨ અમૃત ૩ ઇષ્ટ-પ્રિય ૪ શમવા. ૫ કાન. ૬ વાટકી-પ્યાલી. ૭ દેશ-ગ્રામ. ૮ વ્યાપાર. ૯ સમકિત. ૧૦ ચાર અંગ ( ધર્મ ૧, અર્થ ૨, કામ ૩, મોક્ષ ૪.) ૧૧ વાસુદેવ. ૧૨ ચારણ મુનિ-વિદ્યાચારણ જંઘાચારણ.

તિમ ગણુધર જિન રુધિધર નર એ, નહિ નરવિણુ સુખકારીજી.કું.૩
સમવસરણુ મંડાણુ ક્ષપકની,–શ્રેણી, ચોથું નાણુજી;
પરમાવધિ આહારિક [૧]તનુ ક્ષાયિક. સમકિતનું વિન્નાણુજી. કું.૪
ઇત્યાદિક નવિ પામે નર વિણુ, અવસર ઉચિત વિચારીજી;
કાજ કરે જે [૨]દક્ષ વિચક્ષણુ, ઇહ પરભવ હિત કારીજી. કું. ૫
માનવ ભવ પાણી નર [૩]મૂઢા, સેવે વિષય પ્રમાદજી;
છંડે ધર્મ [૪]સુંહકર [૫]સુરમણિ, અવિરતિને ઉન્માદજી. કું. ૬
અમૃત ફલ છોડી ખલ ખાવે, [૬]મગ્ગથી [૭]ઉમગે જાવેજી;
સાહેબ ઉપરાઠો કરિ સેવે, [૮]દ્રુમકને સુખ કિમ પાવેજી. કું. ૭
એ ઉપદેશ સુણી કેવલિનો, જિમ [૯]પુષ્કરજલ ધારાજી;
મૃતિકાસમ [૧૦]મૃદુ હૃદયમેં પ્રગટયો, પુન્યાંકુર વિસ્તારાજી. કું. ૮
સંસૃતિ ભૂમી આતમ મહિરુહ, જ્ઞાન [૧૧]જલદવૈરાગ્યજી;
પવન પ્રચંડથી ઉખડી પડિયા, સંયમ મહિમા ભાગ્યજી. કું. ૯
સાત [૧૨]સપત્ની સંયમ લીધો, આતમ અર્પણુ કીધોજી;
રાજા ઉદિતોદય પુંન્ય ઉદયો, સુબુધિ સચિવ સુપ્રસિધોજી. કું. ૧૦
તસ્કર રૌપ્યખુરો થઇ શૂરો, ગુણુ પૂરો ભજે સમતાજી;
નિજ નિજ સુતને નિજ નિજ ઠામે,–થાપી,–ઉથાપી મમતાજી.કું.૧૧
શ્રમણોપાસક અર્હદાસજી, મહો મહોચ્છવ મહોદાનોજી;
દેતા ગુણુધર સૂરી સમીપે, લિયે સંયમ ઇકતાનોજી. કું. ૧૨
રાય સુરાણી પત્ની સચિવની, કેવલિ દિક્ષા દઇનેજી;
સોંપી ઉદયસિરી શ્રમણીને, ગુરૂ સેવે થિર થઇનેજી. કું. ૧૩
બીજા પણુ નરનારી બહુતાં, બૂઝયા દિક્ષા ગ્રહતાજી;
ઉભય સુશિક્ષા ધરતા [૧૩]કુસુમસ્રજ, જીન આણા શિર વહતાજી કું.૧૪
સંયમ સિંહપરે ગ્રહિ સઘળા, આરાધે થઇ સિંહજી;
નવ નવ તપ જપ કિરીયા કલાપહ, પરિસહ કટકે અબીહજી. કું. ૧૫

૧ શરીર. ૨ ડાહ્યા. ૩ મૂર્ખ. ૪ સુખકર. ૫ ચિંતામણી રત્ન. ૬ માર્ગ. ૭ ઉન્માર્ગ. ૮ વૃક્ષ. ૯ પુષ્કર મેઘ–વર્ષાદ. ૧૦ કોમળ. ૧૧ વર્ષાદ. ૧૨ સાકય. ૧૩ ફુલની માળા.

શ્રુત સાગર તરવા બુધિ [1]બેડી, આરોહી દૂર ચઢિયુંજી;
અધ્યાતમનું રત્ન પ્રયત્નહ, સફલ થયું [2]અવ મઢિયુંજી. કું. ૧૬.
[3]આપપ્રશંસ પરનિંદા ક્લેશક, [4]પરિહરિ શુભગુણ હાલ્યોજી;
ચરતા ભૂમંડલ[5] વિચરંતા, પર ઉપકાર સુજાણ્યોજી. કું. ૧૭
કરતા અનુક્રમે કેવલિ કેવલ,-પર્યય, પામી [6]સુવિહિયેંજી;
યોગ નિરૂંધી ચઢયા અજોગી, ચૌદશમે પાવડિયેંજી. કું. ૧૮
[7]પંચ સમાન સ્થિતિ લહી ખપિયા, શેષ જે ભવ ઉપગ્રાહીજી,
કર્મને ગાલી છસી [8]પલાય, પુઢવી રહ્યા અવગાહીજી. કું. ૧૯
લોકાગ્રે જઈ વસિયા રસિયા, આદિ અનંત સ્થિતિ લાધીજી,
સકલ અહેરી જ્યોતિમેં મિલિયા, કુંદલતા સિધિ સાધીજી. કું.૨૦
ભવભ્રમણા સવિ છૂટી અખૂટી, લીલા સહજ સુગુણનીજી;
પામ્યું પૂર્ણ નરંજનનું પદ, પ્રસરી કીર્તિ પ્રગુણનીજી. કું. ૨૧
ભવિજન ! કુંદલતા કેવલિને, [9]કરસંપુટ કરિ ભાવેજી,
પામી આનંદો પાપ નિકંદો, વંદો ભાવે ત્રિકાલેજી. કું. ૨૨
અર્હદાસાદિ મુનિ ચિત ચોખે, ચારિ[illegible] અબાધજી;
કુંભનની પરે કાય કસીજે, કરી અ[illegible] ૨૩
[illegible]જી;
જિન આણા [10]સમુહા રહિ ઉમુહા,-
પંડિત મરણ લહી [illegible]ીને, સ્વર્ગ સુ[illegible]
[illegible] અહૂ[illegible]
[11]અયર હોય સુ[illegible]
વૈમાનાધિપ સુરવર[illegible]

### દોહા.

મુક્તિ પંથ [1]શ્રમ ટાળવા, સુરભવ કરી [2]વિશ્રામ;
ચવિને પૂર્વ વિદેહમેં, કચ્છ વિજયમેં તામ. ૧

મહાપુરિ નયરિ જીતારિ નૃપ, પુત્રપણે પ્રગટાય;
કલાગ્રહી યૌવન લહી, લહી સદ્ગુણ નિરમાય ૨

સુણિ ઉપદેશ વૈરાગ્યથી, શુદ્ધ મન સંયમ લેય;
આરાધી આદર ઘણે, [3]વિમલપણે હરખેય. ૩

ધ્યાન [4]ધૌત [5]કલિમલ તદા, ટાલી કર્મ કલેશ;
લહેશે કેવલ [6]ભૂતિને, સરસે કાજ અશેષ. ૪

વરશે સિદ્ધિ વધૂ વરા, તરશે ભવજલ સિંધુ;
અજ અવિનાશી અમર અરુજ, નમો નમો જગ બંધુ. ૫

---

### ઢાલ ૬૭ મી.

#### રાગ ધનાશ્રી.

ગાયો ગાયોરે મેં સમકિત મહિમા ગાયો, એ આંકડી.
[7]મગધાધિપ નર રાય સુણાયો, ગૌતમ ગણધર રાયો. ગા ૧

વીર ત્રિજગપ્રભુ મુખથી સુણિયું, એહ ચરિત્ર અમાયો;
અર્હદ્દાસ પ્રમુખાની દૃઢતા, ધર્મે ધાત રંગાયો. ગા. ૨

એ ઉપનય સુણિ ભવિજન ભાવે,-સમકિત ગુણ થિર થાયો,
[8]તન [9]તરુ ઉલસે [10]મનકજ વિકસે, નાશે દૂર [11]અપાયો ગા. ૩

શ્રેણિક નરવર પુરજન સઘળા, સુણિ ચિત હરખ ન માયો;
'ધન' મુખ કહેતા વિભુજી નમતા, રાજગૃહી પુરી આયો. ગા. ૪

---

૧ થાક. ૨ વીસામો. ૩ નિર્મળપણે-શુદ્ધ પણે. ૪ ધોવાએલ ૫ પાપ. ૬ લક્ષ્મી-સંપદા ૭ મગધ દેશનો અધિપતિ ૮ શરીર. ૯ વૃક્ષ. ૧૦ મનરૂપી કમળ. ૧૧ પાપ

શ્રુત સાગર તરવા બુધિ [1]બેડી, આરોહી કર ચઢિયું'જી;
અધ્યાતમનું રત્ન પ્રયત્નહ, સફલ થયું [2]અઘ મટિયું'જી. કું. ૧૬

[3]અપ્પથુઇ પરનિંદા કદાગ્રહ, [4]પરિહરિ શુભગુણ ઠાણોજી;
ચઢતા ભૂમંડલ[5] વિચરતા, પર ઉપકાર સુજાણોજી. કું. ૧૭

કરતા અનુક્રમે કેવલિ કેવલ,-પર્યય, પાલી [6]સુવિહિયે'જી;
યોગ નિરુંધી ચઢયા અજોગી, ચૌદશમે' પાવડિયે'જી. કું. ૧૮

[7]પંચ સમાન સ્થિતિ લહીં ખપિયા, શેષ જે ભવ ઉપગ્રાહીજી;
કર્મને ગાલી ઇસી [8]પભારા, પુઢવીં રહ્યા અવગાહીજી. કું. ૧૯

લોકાગ્રે જઇ વસિયા રસિયા, સાદિ અનંત સ્થિતિ લાધીજી;
સકલ અદેહી જ્યોતિમે' મિલિયા, કુંદલતા સિધિ સાધીજી. કું. ૨૦

ભવભ્રમણા સવિ છૂટીં અપૂરી, લીલા સહજ સુગુણનીજી;
પામ્યું પૂર્ણ નરંજનનું પદ, પ્રસરી કીર્ત્તિ પ્રગુણનીજી. કું. ૨૧

ભવિજન! કુંદલતા કેવલિને, [9]કરસંપુટ કરિ ભાલેજી;
પામીં આનંદો પાપ નિકંદો, વંદો ભાવે ત્રિકાલેજી. કું. ૨૨

અર્હદ્દાસાદિ મુનિ ચિત ચોખે, ચારિત્ર પાલિ અબાધજી;
કંચનની પરે કાય કસીજે, કરી અણુસણ નિર્બાધજી. કું. ૨૩

જિન આણા [10]સમુહા રહિ ઉમુહા,-ભવથીં સમાધિ સંપન્નાજી;
પંડિત મરણ લહી સુરશ્રીને, સ્વર્ગ સુધર્મે ઉપન્નાજી. કું. ૨૪

[11]અયર દોય સુખ સાયર ઝીલે, અદ્ભુત દ્યુતિવર કાંતિજી;
વૈમાનાધિપ સુરવર થઇને, નાઠી ઉપાધિ અશાંતિજી. ૨૫

છાસઠમી એ ઢાલ સનૂરી, [12]સુધા [13]મુધા એહ આગેજી;
ભાખી જ્ઞાનરવિ રસ ચાખી, ભવ ભવ ભય જીમ ભાગેજી. ૨૬

૧ નાવ. ૨ પાપ ૩ આત્મ સ્તુતિ-પોતાની સ્તુતિ. ૪ મુકી-છોડી ૫ પૃથ્વી મંડળમાં. ૬ સુવિધિએ. ૭ પાંચ લઘુ સ્વર. ૮ મુક્તિ શિલા. ૯ હસ્ત યુગ્મ. ૧૦ સન્મુખ. ૧૧ સાગર. ૧૨ અમૃત. ૧૩ વ્યર્થ.

દોહા.

[1]મુક્તિ પંથ [1]શ્રમ ટાળવા, સુરભવ કરી [2]વિશ્રામ;
ચવિને પૂર્વ વિદેહમેં, કચ્છ વિજયમેં તામ. ૧

મહાપુરિ નયરિ જીતારિ નૃપ, પુત્રપણે પ્રગટાય;
કલાગ્રહી યૌવન લહી, લહીં સદ્દગુણ નિરમાય. ૨

સુણિ ઉપદેશ વૈરાગ્યથી, શુદ્ધ મન સંયમ લેય;
આરાધી આદર ઘણે, [3]વિમલપણે હરખેય. ૩

ધ્યાન [4]ધૌત [5]કલિમલ તદા, ટાલી કર્મ કલેશ;
લહેશે કેવલ [6]ભૂતિને, સરસે કાજ અશેષ. ૪

વરશે સિદ્ધિ વધૂ વરા, તરશે ભવજલ સિંધુ;
અજ અવિનાશી અમર અરુજ, નમો નમો જગ બંધુ. ૫

---

## ઢાલ ૬૭ મી.

### રાગ ધનાશ્રી.

ગાયો ગાયોરે મેં સમકિત મહિમા ગાયો, એ આંકડી.
[7]મગધાધિપ નર રાય સુણાયો, ગૌતમ ગણધર રાયો. ગા. ૧

વીર ત્રિજગપ્રભુ મુખથી સુણિયું, એહ ચરિત્ર અમાયો;
અર્હદાસ પ્રમુખાની દૃઢતા, ધર્મે ધાત રંગાયો. ગા. ૨

એ ઉપનય સુણિ ભવિજન ભાવે, સમકિત ગુણ થિર થાયો;
[8]તન [9]તરુ ઉલ્લસે [10]મનકજ વિકસે, નાશે દૂર [11]અપાયો ગા. ૩

શ્રેણિક નરવર પુરજન સઘળા, સુણિ ચિત હરખ ન માયો;
'ધન' મુખ કહેતા વિભુજી નમતા, રાજગૃહી પુરી આયો. ગા. ૪

---

૧ થાક. ૨ વીસામો. ૩ નિર્મળપણે–શુદ્ધ પણે. ૪ ધોવાએલ. ૫ પાપ. ૬ લક્ષ્મી–સંપદા. ૭ મગધ દેશનો અધિપતિ. ૮ શરીર. ૯ વૃક્ષ. ૧૦ મનરૂપી કમળ. ૧૧ પાપ.

[1]શ્રમણગણે પરિવૃત સ્વામી પણ, [2]જનપદમેં વિચરાયો;
બોધકરણ ભવિજન મન પંકજ, [3]તિમિરારિ દરશાયો. ગા. ૫
સમકિત મહિમા સરસ મૈં ગાયો, રસના પવિત્ર કરાયો;
[4]સુકવિજન એ ચરિત્ર સુણીને, હાસ્ય મ કરજો ભાયો. ગા. ૬
[5]અઘટિત પદ જો એહમાં હોવે, સજ્જન જન સુધરાયો;
નહિ પરિચય [6]સંયોજન ગતિમેં, કવિજન-બાલક પ્રાયો. ગા. ૭
મુજ મનથી મેં કરી [7]શિશુક્રીડા, [8]વ્રીડા પાત્ર જણાયો;
તોપણ ગુણિજનના ગુણ ગાયા, મ્હોટો લાભ ઉપાયો. ગા. ૮
નિંદે જો કોઈ મુજ કવિતાઈ, [9]તદપિ હાણિ ન કાંયો;
પામે સંપદ [10]પાવન થાયે, ચરિત જે કાને સુણાયો. ગા. ૯
ન હોય તો કિમ શુચિ કહેનારો, સુગુણિ હારદ સમજાયો;
સમકિત થિરતા કરવા ભવિને, [11]શિક્ષા શુભ દરસાયો. ગા. ૧૦
વીર [12]વિરોચન પાટ સોહંકર, સ્વામિ સુધર્મા આયો;
જાસ [13]પરંપરા પંચમ કાલે, ચાલે છે [14]અનેકાયો. ગા. ૧૧
જૈન ધર્મમાં કાલ સંયોગે, [15]ગચ્છ [16]ઉપગચ્છ બહુ થાયો;
આગમ અર્થ સુક્ષ્મતર ભેદે, ન્યારા ન્યારા ઠાયો. ગા. ૧૨
લોંકાગચ્છ પ્રભાવક સ્વામી, ધર્મદાસજી ગવાયો;
ક્રિયા ઉધાર કરી શુભ રીતે, ચરણ કરણ સુહાયો. ગા. ૧૩
તાસ સુશિષ્ય ઇંદ્રજી સ્વામી, મુનિ મંડલ મહારાયો;
પૂજ્ય કૃષ્ણજી [17]જ્ઞાનપયોનિધિ, સોમચંદજી [18]સુવાયો. ગા. ૧૪
થોભણજી પૂજ્ય ડાહ્યાજી સ્વામી, મૂલચંદજી મુનિરાયો;
પૂજ્યદેવજી સ્વામી બુધીવંતા, જૈનધર્મ દીપાયો. ગા. ૧૫

૧ સાધુસમુહે. ૨ દેશ. ૩ સૂર્ય. ૪ હેભલા, કવિજનો ! ૫ અયોગ્ય. ૬ જોડતર. ૭ બાલક્રીડા. ૮ લજ્જા પાત્ર. ૯ તોપણ. ૧૦ પવિત્ર. ૧૧ ઉપદેશ. ૧૨ નિર્મળ. ૧૩ પાટાનુપાટ. ૧૪ અનેકાંત રીતે. ૧૫ સમુદાયનો ફાંટો. ૧૬ નાનો ફાંટો. ૧૭ જ્ઞાન સમુદ્ર. ૧૮ ભલી વાણીવાળા.

તેહના શિષ્ય રવિ શશિ સરખા, જ્ઞાન ધ્યાન સવાયો;
લાધોજી કર્મચંદજી સ્વામી, વાદિ ગણુ સહુ જીતાયો. ગા. ૧૬
પૂજ્ય કર્મેંદુ ગુણુના દરિયા, શિષ્ય સમુહ બહુ થાયો;
પૂજ્ય વિજપાલજી સ્વામી ગુણુ ધારી, જેણે મહામોહ હરાયો. ૧૭
જ્ઞાનચંદ્રજી સ્વામી સુખ કારી, બહુ ગુણુમણિ ગુણુ રાયો;
[1]વાંચનાચાર્ય [2]ઉગ્ર તપસ્વી, [3]જસ જાસ [4]દિગંત છવાયો. ૧૮
તાસ [5]પદાંબુજ [6]મધુકર સરખો, સૂર્યમલ્લજી કહાયો;
જન્મભૂમી મુજ છે [7]મરુધરમાં, રામા ગામ લહાયો. ગા. ૧૯
ચૅાતુર્માસ રહિ દેશલપુરમાં, પંચાવનની માંયો;
રાસની રચના રુડી કીધી, [8]અભીનવ ઢાલે ગાયો. ગા. ૨૦
પ્રથમ ખંડે વીસ છે ઢાલું, એકવીસ બીજા માંયો.
ત્રીજે ખંડે છવીસ ઢાલું, મિલતા સડસઠ થાયો. ગા. ૨૧
સડસઠ ઢાલે રાસની રચના, વર્ષા કાલે કરાયો;
ત્રીજો ખંડ એ પૂરણુ હૂઓ, મુજ મન હર્ષ સવાયો. ગા. ૨૨
[9]સ્વપર આતમ [10]ઉપકૃતિ કરવા, રૂડા રાસ રચાયો;
સડસઠમી એ ઢાલ પ્રકાશી, જ્ઞાનરવિ પદ પાયો ગા. ૨૩
[11]જબલગ [12]ગગને [13]રવિશશિ શોભે, લવણુ વેલ સુહાયો;
જીનવર જલધર કંચન ગિરિવર, સત્ય સુમેરૂ ઠહરાયો ૨૪
તબલગરાસ[14]જગતીમાં[15]જયતુ, (તિમ)[16]વક્તા [17]શ્રોતાસદાયો;
[18]કલ્યાણું[19]દિશતુ [20]જિનનાયક, જયતુ[21]વાઙ્મય[22]માયો. ૨૫

---

૧ સર્વેને સિદ્ધાંતની વાંચણીના દેનાવાળા. ૨ આકરા. ૩ મહિમા. ૪ દિશાઓનાં અંત સુંરી ૫ ચરણુકમળ. ૬ ભમરો. ૭ મારવાડ દેશ. ૮ નવીન નવીન. ૯ પોતાના તથા બીજાના. ૧૦ ઉપકાર. ૧૧ જ્યાં લગી. ૧૨ આકાશ. ૧૩ સૂર્યચંદ્ર ૧૪ પૃથ્વીમાં ૧૫ જ્યવંત રહો. ૧૬ ઉપદેશ આપનારા. ૧૭ ઉપદેશ શ્રવણુ કરનારા. ૧૮ મંગળ. ૧૯ બતાવો–કરો. ૨૦ જિન સમુહ. ૨૧ વાણી દેવી–સરસ્વતિ ૨૨ માતા

### કલશ.

#### હરિગીત.

[1]સંશુદ્ધ સમકિત શૈલિ ધારક, અરહદાસ [2]ઉપાસકો;
તિણ આઠ નારી કથા સારી, [3]દૃઢ સમકિત વાસકો,
તિમ ભૂપ મંત્રી ત્રિયા સર્વે, પરસ્પર પ્રતિબોધ એ;
તે નિસુણી નિર્મળ હૃદય કીધો, આત્મગુણ સંબોધ એ. ૧

"સમકિત કૌમુદી રાસ" કીધો, પૂર્ણ ત્રણ્યે ખંડ એ;
કવિ જ્ઞાનરવિ કૃત રાસ રૂડો, રહો સદાય અખંડ એ,
કાંવિ વિચમાં ભુજપુર ગામે, અશાડિ પુનમે પૂરણ કૃતમ્;
[4]ન્યૂનાધિકં [5]વિપરીત [6]કિંચિત્, [7]તાસ [8]મિથ્યા [9]દુષ્કૃતમ્ ૨




૧ વિશેષે શુદ્ધ. ૨ શ્રાવક. ૩ નિશ્ચલ. ૪ ઓછુ અધિકું.
૫ ખોટું. ૬ કાંઇક. ૭ તેનુ. ૮ નિષ્ફલ. ૯ દુષ્કૃત ( પાપ ).

## સદ્વકતા.

આવૃતિ બીજી.

યોજક—પ્રસિદ્ધ વક્તા પંડિત લાલન.

આ પુસ્તક માટે મ્યુ૦ સ્કુલના આ. સુપ્રીન્ટેન્ડન્ટ રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ. લખે છે કે—છટાદાર વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગદર્શક થઇ પડે તેવું છે, એટલુંજ નહિ પણ સામાન્ય વાંચકને પણ તે એક બોધદાયક અને ઉચ્ચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ મને સાદ્યંત અવલોકન પછી ખાત્રી થાય છે. તેનો પહેલો ભાગ દરેક વિદ્યાર્થીએજ નહિ પણ દરેક વિચારકે પણ અવશ્ય વાંચવા જેવો છે. ભાષણનું જોર, વિચારશ્રેણી, દલીલનું વજન, અને નિર્ણયાત્મક વચનોનું ગાંભિર્ય દરેક વાંચનારને ખરેખર ઘણુંજ લાભકારક નિવડે તેવું મને જણાય છે. આ સિવાય આ ગ્રંથની એકી અવાજે પ્રશંસા કરનાર રા. ગ. એન. જી. વેલીનકર, એમ. એ. એલ. એલ. બી. મ્યુનિ૦ સ્કુલોના સુપ્રીન્ટેન્ડેન્ટ, રા. રા. જમીયતરામ ગૌ. શાસ્ત્રી બી. એ. ડે. ઇન્સપેક્ટર, રા. રા. જેઠીશનદાસ જેઠાભાઈ બી. એ. સંસ્કૃત પ્રોફેસર શામળદાસ કોલેજ ભાવનગર, રા. રા. કવિ નાનાલાલ દલપતરામ એમ. એ. પ્રોફેસર રાજકુમાર કોલેજ; ઉક્ત વિદ્વાનો એ પુસ્તકનું મનન કરવા ભલામણ કરે છે, અને સાથે જણાવે છે કે આવું ઉત્તમ પુસ્તક ગુર્જર ભાષામાં એ વિષયનું હજી એક પણ બહાર પડયું નથી. મૂળ કિંમત રૂપીઆ એક હતી પણ કેટલાક સજ્જનોની મદદથી માત્ર રૂ. ૦–૧૨–૦.

## પ્રવૃત્તિ-નિવૃત્તિ.

### લેખક મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી.

પૂર્વ તથા પશ્ચિમના દેશોમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિ વિષે જે ભુલ ભર્યા વિચારો પ્રવર્તા છે તેનો આ ગ્રંથમાં પ્રૌઢ—શૈલીથી ઉહાપોહ કરવામાં આવ્યો છે. લેખકનું માનવું એવું છે કે, હિન્દવાસીઓ પ્રવૃત્તિનો યથાર્થ આશય નહિ સમજી શકવાથી આજે ઉદ્યોગહીન તેમજ દરિદ્ર બની ગયા છે. શ્રીમદ્ રાજચંદ્ર જે પ્રવૃત્તિને એક સ્થળે "સાધન બહુ. બંધન થયાં" એ નામથી વ્યવહરે છે તેનું પ્રકારાંતરે સ્પષ્ટિકરણ કર્યું છે અને જેઓ માત્ર બાહ્યક્રિયાઓમાંજ પરમ નિવૃત્તિ માની બેઠા છે, તેઓને વાસ્તવિક નિવૃત્તિની યોગ્ય સમજ આપવામાં આવી છે. દરેક વ્યક્તિને ખાસ વિચારવા જોગ વિષય ઉંચા ગ્લેજ કાગળ ઉપર છપાવી પાકા પૂંઠાથી બંધાયેલ છે. મૂલ્ય રૂ.

## પ્રેમથી મુક્તિ.

### લેખક મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી.

આ નામનું પુસ્તક વાંચવા અને વિચારવા જોગ છે, તેમાં પ્રેમનો પૃથક્કરણપૂર્વક મુક્તિની સાધનામાં પ્રેમ કેટલે અંશે ઉપયોગી છે તે ઘણીજ અસરકારક અને બળવાન દલીલોથી પુરવાર કર્યું છે. જૈન અને જૈનેતર વિચારકો કિંવા વિદ્વાન પુરૂષોને એક સરખા પ્રેમ અને ઉત્સાહથી વાંચી શકે એવો રસ અને પ્રબંધ ફતેહમંદ રીતે સાચવ્યો છે. કિમ્મત આઠ આના.

## લેખ સંગ્રહ.

પ્રસિદ્ધવક્તા મુનિમહારાજ શ્રી.ચારિત્રવિજયજીની તેજસ્વી લેખિનીથી આજ સુધીમાં લખાયેલ તમામ લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યો છે. તેમાં જૈન સમાજના તથા આર્ય પ્રજાના આવશ્યક ધાર્મિક નૈતિક તથા સામાજિક પ્રશ્નો વિષે પૂર્ણ સ્વતંત્રતા તથા વિદ્વતાપૂર્વક ઉહાપોહ કરવામાં આવ્યો છે. દરેક જૈને તેની એક પ્રત અવશ્ય રાખવી જોઇએ. પાકું સુંદર પૂઠું. કિંમત રૂ. ૦-૧૨-૦.

## જૈનદર્શનનાં મૂળતત્વો.

આ ગ્રંથના કર્ત્તા જાણીતા વિદ્વાન પંડિત હીરાચંદ લીલાધર ઝવેરી એમ. આર. એ. એસ. એ. એલ. એ. એ. એફ. એ. ઓ. એફ. બી. ટી., એફ. સી. આઇ., આ ગ્રંથનો ઉપોદ્ઘાત લખનાર એલ. ડી. બારોનેટ એમ. એ. એલ. આઇ. ડબલ્યુ. ટી. ડી. છે. ગ્રંથમાં જૈન દર્શન એ શું છે? તે જાણવાની ઇચ્છા હોય તો આ ગ્રંથ અવશ્ય વાંચો; આ ગ્રંથને આપણા મુનિરાજોએ પણ વખાણ્યો છે. કિંમત રૂ. ૦-૪-૦.

## નીતિસૂત્ર માળા.

**કર્ત્તા રા. રા. મણીલાલ હાકેમચંદ ઉદાણી એમ. એ. એલ.એલ.બી.**

નીતિમાન થવા ઇચ્છનારે આ ગ્રંથ ખાસ વાંચવો, વંચાવવો અને તન, મન, અને ધનના ભોગે એ ગ્રંથનો ફેલાવો કરવો. આ બુકની આપણા નામદાર વિલિંગ્ડન ગવર્નર સાહેબે પણ એક અવાજે પ્રશંસા કરી છે, કિંમત રૂ. ૦-૨-૦.

મળવાનું ઠેકાણું:—

**મેસર્સ મેઘજી હીરજીની કંપની,**

જૈન પુસ્તકો વેચનાર અને પ્રસિદ્ધ કરનાર,

પાયધુની—મુંબઈ.